# 'દુર્રેલાસાની'

હઝરત મૌલાના શાહ

મુહમ્મદ હિદાયતઅલી (રહ.)

ભાગ ૨ અને ૩

# دُرِّ ثانی

અનુવાદક

અબ્દુલકાદિર ફાતીવાલા

Maktabah Ashraf

'જામેઆ હિદાયત'નાં લોકપ્રિય પ્રકાશનો

# મેઅયારુસ્સુલૂક

o વિલાયત શું છે? એની સાબિતી શું છે?
o વિલાયતના જુદા જુદા મર્તબાઓ કયા છે?
o એ મર્તબાઓ મેળવવા માટેના તરીકાઓ શું છે?
o પીરી-મુરીદી શું છે? એના આદાબો શું છે?
o સાચા અને ખોટા પીરની ઓળખ શું છે?

તસવ્વુફ અને તરીકતની સાદી અને સરળ સમજ આપતી છસો પાનાંની બીજી ડીલક્ષ આવૃત્તિ.

મૂલ્ય : રૂ. ૪૦-૦૦ + રૂ. ૭-૫૦ રજિ. ટપાલ ખર્ચ

ઉર્દૂ : રૂ. ૩૦-૦૦ + રૂ. ૭-૫૦ રજિ. ટપાલ ખર્ચ

## અભિપ્રાયો

o 'એને છપાવો! ખલ્કે ખુદાને (મખ્લૂકને) ફાયદો પહોંચશે.'
—હુઝૂર સલ.એ લેખકને ખ્વાબમાં આપેલી બશારત

o 'ઘણી જ મહેનતથી લખાયેલી અતિઉત્તમ કિતાબ છે.
—હઝરત મુફ્તી સૈ. અ. રહીમ લાજપુરી સાહબ

o 'ઘણાં કિંમતી અને ઝરીન વિષયોનો સંગ્રહ છે.'
—હઝરત મુફ્તી અહમદ અશરફ રાંદેરી સાહબ (રહ.)

o 'કોઈ ઘર આ કિતાબથી ખાલી નહિ રહેવું જોઈએ.'
—હઝરત મુફ્તી અહમદ બેમાત સાહબ

o 'ગુજરાતીઓએ આ કિતાબની કદર કરવી જોઈએ.'
—હઝરત મૌ. અહમદુલ્લાહ સાહબ (રહ.)

o 'ત્રણે કિતાબો મેં વાંચી છે. સ્ટાન્ડર્ડ કિતાબો છે.'
—મુહતરમ ઉસ્માન ભાઈ ખત્રી સાહબ, તંત્રી : 'તયબાહ'

# અહસનુત્તકવીમ

- ફરિશ્તા દેખાતા કેમ નથી ?! તેઓની વાતો સંભળાતી કેમ નથી ?
- એક વખતે અનેક કબરોમાં હુઝૂર સલ. કેવી રીતે હાજર રહી શકે ?!
- બાળેલાં મુર્દાને ફરિશ્તા પ્રશ્નો કેવી રીતે પૂછતાં હશે ?!
- મરેલાંને જીવતાં કરવા કરતાં પણ વધારે મોટી ખૂબી કઈ છે ?!
- ઓલિયા અને યોગીઓ-સાધકો વચ્ચે તફાવત કયો ?!

આવા અનેક વસવસાઓના સચોટ જવાબો આપતી કિતાબ ગુજરાતીમાં બીજી આવૃત્તિ તૈયાર થઈ ગઈ છે.

મૂલ્ય : રૂ. ૧૫–૦૦ + રૂ. ૭–૦૦ રજિ. ટપાલ ખર્ચ

ઉર્દૂ : રૂ. ૧૫–૦૦ + રૂ. ૭–૦૦ રજિ. ટપાલ ખર્ચ

## અભિપ્રાયો

- 'માશાઅલ્લાહ મજકૂર કિતાબમાં ઈલ્મે તસવ્વુફનો દરિયો ભર્યો છે.'

—હઝરત મુફતી અહમદ અશરફ રાંદેરી સાહબ

- 'આ એક અજીબ અને બેમિસાલ કિતાબ છે.'

—હઝરત મૌ. અહમદુલ્લાહ સાહબ (રહ.)

- '(આ કિતાબનો) અનુવાદ પઢશે (તેઓ) ઇન્શાઅલ્લાહ ગુમ-રાહીથી બચશે.'

—હઝરત મુફતી અહમદ બેમાત સાહબ

- 'આ કિતાબ દરેકે વસાવવા તથા મનન કરવા યોગ્ય છે.'

—હઝરત મુફતી ઈસ્માઈલ કછોલ્વી સાહબ

# ફુતૂહુલ હમૈન

- હુઝૂર (સલ.)થી આપણે દૂર શા માટે છીએ?
- કા'બા શરીફ તરફ સજદો શા માટે છે?
- ખ્વાબ, કશ્ફ અને જાગૃતાવસ્થાના દર્શનમાં શું ફેર છે?
- અંબિયા (અલ.)ની ખબરો ખરી શા માટે છે?
- હાજીએ ખાસ ધ્યાનમાં રાખવાની વાતો કઈ છે?

આવી અતિસૂક્ષ્મ વાતોની સરળ સમજૂતી આપતી કિતાબ. હજ્જ પ્રવાસ વેળા લેખક પર ખુદા અને હબીબે ખુદા (સલ.) તરફથી થયેલી ઈનાયત વર્ષાનું એમાં અદભુત વર્ણન છે. એ વાંચીને આપના હૈયામાં મુહબ્બતે ખુદા અને ઈશ્કે રસૂલ (સલ.)નો ધોધ વહેશે અને ઈમાન તાજું થઈ જશે.

મૂલ્ય : રૂ. ૭–૦૦ + રૂ. ૬–૦૦ રજિ. ટપાલ ખર્ચ
ઉર્દૂ : રૂ. ૩–૦૦ + રૂ. ૬–૦૦ રજિ. ટપાલ ખર્ચ

## અભિપ્રાયો

- 'કિતાબ નિહાયત મુબારક અને પુરનૂર છે.'
  —શેખુલ હદીસ હઝરત મૌ. મુહમ્મદ રઝા અજમેરી સાહબ
- 'કિતાબ અજીબો ગરીબ વાકેઆત અને ઈલ્હામી ફુયૂઝાતથી ભરપૂર છે.'
  —શેખુલ હદીસ હઝરત મૌ. અહમદુલ્લાહ સાહબ (રહ.)
- 'કિતાબમાં વર્ણવેલાં ખ્વાબો ઘણી જ ઉચ્ચ કોટીના છે.'
  —હઝરત મૌ. મુફતી ઈસ્માઈલ કછોલ્વી સાહબ
- 'આવી કિતાબો પઢવાથી ઈમાન તાજું થાય છે અને રસૂલુલ્લાહ (સલ.)થી પ્રેમ વધે છે.'
  —હઝરત મૌ. મુફતી અબ્દુલગની કાવીવાળા સાહબ (રહ.)

# અન્તિમ નબી

લેખક : હઝરત મૌ. સૈયદ મનાઝિર અહસન ગીલાની
અનુવાદક : અહમદ યૂસુફ ખાનાણી 'અખ્તર' એલ. એલ. બી.

વિશ્વના સીરત સાહિત્યની અનુપમ અને અનન્ય કૃતિ. ઈશ્કે રસૂલ (સલ.)થી છલોછલ હૈયામાંથી વહેલી અનોખી સરવાણી.

## અભિપ્રાયો

- 'મેં મારી આખી ઉમરમાં સીરતે નબવી વિશે 'રહમતુલ્લીલ આલમીન' અને 'અન્નબીય્યુલ ખાતિમ' (અન્તિમ નબી) (સલ.)ના કરતાં વધારે અસરકારક કિતાબ નથી વાંચી. (આ) કિતાબ અજબ અલબેલા અંદાઝમાં લખવામાં આવી છે.' —હઝરત મૌ. સૈ. અબૂલ હસન અલી નદવી
- 'આટલી ભવ્યતા અને સંક્ષેપ સહિત સીરત પર આટલી જામેઅ અને ઉમદા કિતાબ મારી નજરથી નથી ગુજરી.' —હઝરત મૌ. અબૂલ કલામ આઝાદ
- 'અન્નબીયુલ ખાતિમ' (અન્તિમ નબી)ના અવલોકનથી સીરતે નબવી (સલ.)ના કેટલાયે નવા પેહલૂઓ સામે આવ્યા.' —અલ્લામા શબ્બીર અહમદ ઉસ્માની
- 'ગાગરમાં સાગર'ની કહેવત આથી વધારે દુનિયાની બીજી કોઈ કિતાબ પર ભાગ્યે જ બંધબેસતી થઈ શકે છે.' —હઝરત મૌ. મુહમ્મદ મંઝુર નુઅમાની

મૂલ્ય રૂ. ૧૫-૦૦ + રૂ. ૬-૦૦ રજિ. ટપાલ ખર્ચ

ગુલામ મુસ્તફાભાઈ કાપડીઆ, 'સત્કાર કાપડ કેન્દ્ર'
ઝાંપા બજાર, પો. ઓ.ની સામે
સુરત ૩૯૫ ૦૦૩

هُوَ الْحَلِيمُ

# 'દુર્રેલાસાની'

## ભાગ બીજો અને ત્રીજો

□

ઇમામે રબ્બાની હઝરત મુજદ્દિદ અલ્ફેસાની
રહમતુલ્લાહિ અલૈહના

## મુબારક પત્રોના સાર અને સમજૂતી

□

ફારસીમાંથી ઉર્દૂમાં સાર અને સમજૂતી લખનાર
હઝરત મૌલાના અલહાજ

## શાહ મુહમ્મદ હિદાયતઅલી

નકશબંદી, મુજદ્દિદી, જયપુરી (રહ.)

□

• ગુજરાતી અનુવાદ •

અબ્દુલકાદિર ફાતીવાલા

Maktabe Ashraf

પ્રકાશક :
'જામેઆ હિદાયત' પ્રકાશન અને પ્રસારણ વિભાગ
પો. ઓ. નં. ૨, જયપુર (રાજસ્થાન) ૩૦૨ ૦૦૧
ફોન : ૬૧૨૪૭ (ઘર), ૪૪૨૭૯ (જામેઆ), ૬૯૯૩૫ (ઓફિસ)

વ્યવસ્થા અને મુખ્ય વેચાણ કેન્દ્ર :
'અંજુમને હિદાયત'
C/o 'સત્કાર કાપડ કેન્દ્ર' (ગુલામ મુસ્તફાભાઈ કાપડીઆ)
ઝાંપા બજાર, પો. ઓ. સામે, સુરત ૩૯૫ ૦૦૩
[બીજાં વેચાણ કેન્દ્રોની યાદી માટે જુઓ પા. ૪૧૬]

પ્રથમ આવૃત્તિ : પ્રત ૧૧૧૧
પૃષ્ઠ સંખ્યા : ૧૬ + ૪૧૬ = ૪૩૨
પ્રકાશન વર્ષ :
રમઝાન શરીફ હિ. સ. ૧૪૦૯
મે, ઈ. સ. ૧૯૮૯

મૂલ્ય : રૂ. ૩૫
ટપાલ ખર્ચ : રૂ. ૭-૫૦ (રજિ. ખર્ચ સાથે)
(પ્રથમ ભાગનું મૂલ્ય પણ ઉપર પ્રમાણે)

મુદ્રક :
મોહન પરીખ
સુરુચિ છાપશાળા
સુરુચિ વસાહત
બારડોલી ૩૯૪ ૬૦૧

# અનુક્રમ

## ભાગ બીજો



## ભાગ ત્રીજો

# જંગલમાં મંગલ

## હઝરત મૌલાના સૈયદ અબૂલ હસન અલી નદવી

હઝરત મૌ. સૈયદ અબૂલ હસન અલી નદવી (મ.ઝિ.)ની વિખ્યાત આત્મકથા 'કારવાને ઝિન્દગી'નું ત્રીજું પુસ્તક હિજરી સન ૧૪૦૮ મુતાબિક ઈસ્વીસન ૧૯૮૮માં પ્રગટ થયું છે. એમાં 'જામેઆ હિદાયત' તથા હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ મુજદ્દિદી (દા.બ.) વિશે આપે પોતાના પ્રતિભાવો આલેખ્યા છે. તેમાંથી થોડાંક અંશો અહીં રજૂ કર્યા છે.



રાજસ્થાનની રાજધાની જયપુરમાં—જે પોતે હિન્દુસ્તાનનું એક ઐતિહાસિક અને ખૂબસૂરત શહેર છે—તેમાં ૧૭મી ઓક્ટોબર, ૧૯૭૬ના દિવસે જયપુર શહેરથી થોડા માઈલ દૂર, શાહ સાહબે[1] પોતાના બુઝુર્ગવાર દાદા, હઝરત મૌલાના શાહ હિદાયતઅલી સાહબ મુજદ્દિદીની યાદગીરીમાં તેમના નામ પર 'જામેઆ હિદાયત'નો પાયો નાખ્યો.

ત્રણ તરફથી ખૂશ્ક પહાડોના દરમિયાન ઘેરાયેલી સરસબ્ઝ અને શાદાબ વાદીમાં—જે હિજાઝની પહાડીઓ અને વાદીયોની યાદ તાજી કરે છે—ડિસેમ્બર ૧૯૮૫માં આ 'જામેઆ હિદાયત'નો ઉદ્દઘાટન સમારંભ યોજાયો હતો. (રાજસ્થાન ઉપરાંત) બીજા

● ૧ હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ મુજદ્દિદી (દા. બ.) તરફ ઇશારો છે.

રાજ્યોના અગ્રગણ્ય ઉલમા, શિક્ષણકારો, કેળવણીકારો અને વિદ્વાનો એમાં એકત્ર થયા હતા.

એ પ્રસંગે આ 'વાદીયે હિદાયત'માં જ્યારે આ લખનારે પગ મૂકયો, જેને આ જાહેર સમારંભના પ્રમુખ તરીકે પણ ફરજો બજાવવાની હતી, તો આ દશ્ય જોઈને કે પહાડોની વચ્ચે એક નિર્જન વિસ્તારમાં ખુદાના એક મુખ્લિસ બંદા અને સાહબે અઝીમત ઈન્સાનની આલી નઝર તેમ જ ઉલુલ અઝમીના તુફેલ 'જામેઆ હિદાયત'ની શાનદાર ઈમારત નિર્માણ થઈ છે, બેઈખ્તિયાર મૌલાના અસલમ જયરાજપૂરી મર્હુમની આ પંક્તિ ઝબાન પર આવી ગઈ અને એનાથી જ આ લખનારે પોતાના પ્રવચનની શરૂઆત કરી

અઝમે રાસિખ[1] હૈ નિશાને કૈસો[2]શાને કોહકન[3],
ઈશ્કને આબાદ કર ડાલે હૈ દસ્તો કોહસાર.

હવે આ વાદી, ઈલ્મ અને હિદાયતની વાદી બની ગઈ છે. 'જામેઆ'ની વિશાળ, શાનદાર અને ખૂબસુરત ઈમારતો, ત્યાં રહેતા તુલ્બા અને ઉસ્તાદો, વિદ્યાર્થીઓ અને પ્રાધ્યાપકોના કારણે 'જંગલમાં મંગલ'નું દશ્ય નજરે પડે છે.

—'કારવાને ઝિન્દગી' (આત્મકથા)
પાનું ૨૧૮, ૨૧૯ (જિ. ૩)

પ્રકરણ :
'જામેઆ હિદાયત જયપુરમેં'
રાબ્તહકા સેમીનાર'

□

• ૧ અઝમે રાસિખ : મજબૂત ઇરાદો, દઢ સંકલ્પ, મક્કમ નિર્ધાર
૨ કૈસ : મજનૂં
૩ કોહકન : ફરહાદ

દીની તાલીમ સાથે ટેકિનકલ તાલીમ માટેનું અનોખું વિદ્યાલય

# જામેઆ હિદાયત

રામગઢ રોડ, જયપુર–દિલ્હી નેશનલ હાઈવે નં ૮,
બંધ ગેઈટ બહાર, મુ. માનપુર સરવા પોસ્ટ : જયસિંગપુર ખોર,
જયપુર (રાજસ્થાન) પીન ૩૦૩ ૧૧૮

□

## પ્રવેશ લાયકાત

### ઉચ્ચ અભ્યાસનું પ્રથમ વર્ષ

આ કોર્સ પાંચ વર્ષનો છે; અને ગ્રેજ્યુએટની સમકક્ષ છે. એમાં દાખલ થવા માટે કોઈ જાણીતા મદ્રેસામાં તાલીમ મેળવેલી હોવી જોઈએ. દાખલ થતી વખતે ઉમર ઓછામાં ઓછી ૧૫ વર્ષ અને વધારેમાં વધારે ૧૭ વર્ષ હોવી જોઈએ. નીચે જણાવેલી કિતાબોની કસોટી લઈને દાખલ કરવામાં આવશે.

૧ ફિકહમાં 'નૂરુલ ઈઝાહ'ની કક્ષા સુધી.
૨ અદબે અરબીમાં 'અલ કિરાતુલ રાશિદહ' ભાગ–૩ સુધી.
૩ નહવમાં 'હિદાયતુન્નહવ' સુધી

### ઉચ્ચ અભ્યાસનું બીજું વર્ષ

એમાં નીચે જણાવેલી કિતાબોની કસોટી લઈને દાખલ કરવામાં આવશે. દાખલ થતી વખતે ઉમર ઓછામાં ઓછી ૧૬ વર્ષ અને વધારેમાં વધારે ૧૮ વર્ષ હોવી જોઈએ.

૧ ફિકહમાં કુદૂરીની કક્ષા સુધી.
૨ અદબે અરબીમાં 'મન્સૂરાત'ની કક્ષા સુધી.
૩ નહવમાં 'કતરૂન્નિદા'ની કક્ષા સુધી.
૪ અંગ્રેજી દસમા ધોરણની કક્ષા સુધી.

### પૂર્વ તૈયારીના અભ્યાસનું પ્રથમ વર્ષ

આ કોર્સ માધ્યમિક શાળાઓમાંથી આવનારા વિદ્યાર્થીઓને

'જામેઆ હિદાયત'ના ઉચ્ચ અભ્યાસક્રમમાં દાખલ થવાને લાયક બનાવવા માટે છે. એમાં દાખલ થાય માટે :

૧ માધ્યમિક શાળાનું ધો. ૮ પાસ કરેલું હોવું જોઈએ.
૨ ધોરણ આઠની કક્ષા સુધીનું ઉર્દૂનું જ્ઞાન હોવું જોઈએ.
૩ કુરઆને કરીમ ઓછામાં ઓછું નાઝરા (ઉચ્ચાર શુદ્ધિ (સાથે) પઢેલો હોવો જોઈએ.
૪ દાખલ થતી વખતે ઉંમર ઓછામાં ઓછી ૧૩ વર્ષ અને વધારેમાં વધારે ૧૫ વર્ષ હોવી જોઈએ.
૫ કસોટી લઈને પછી દાખલ કરવામાં આવશે.

## હિફ્ઝ અને કિરાઅત

એમાં દાખલ થવા માટે :

૧ કુરઆને કરીમ ઓછામાં ઓછું નાઝરા (ઉચ્ચાર શુદ્ધિ સાથે) પઢેલો હોવો જોઈએ.
૨ કસોટી લઈને દાખલ કરવામાં આવશે.
૩ દાખલ થતી વખતે ઉંમર ઓછામાં ઓછી આઠ વર્ષ અને વધારેમાં વધારે પંદર વર્ષ હોવી જોઈએ.

## સૂચના

૧ 'જામેઆ'માં માત્ર છોકરાઓને જ દાખલ કરવામાં આવે છે.
૨ 'જામેઆ'નું શિક્ષણ-વર્ષ શવ્વાલ માસથી શરૂ થાય છે.
૩ 'જામેઆ'ના છાપેલા ફોર્મમાં અને નક્કી કરેલી તારીખ સુધીમાં કરેલી અરજીઓ જ સ્વીકાર્ય છે.
૪ શિક્ષણ સાથે રહેવા અને જમવાની પણ સંપૂર્ણ વ્યવસ્થા છે.
૫ પ્રવેશ માટે શાબાનમાં નીચેના સરનામે પત્રવ્યવહાર કરવો.
૬ 'જામેઆ'માં હવે કોમ્પ્યુટરનો કોર્સ પણ શરૂ થયો છે.

રજિસ્ટ્રાર, 'જામેઆ હિદાયત'
પો. બો. નં. ૨ જયપુર ૩૦૨ ૦૦૧ (રાજસ્થાન)

# નિવેદન

અલ્લાહ તઆલાના કરોડો શુક્ર અને એહસાન છે કે આલિમે અકમલ, વલીયે કામિલ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયત-અલી નકશબંદી, મુજદ્દિદી, જયપુરી (રહ.)ની મુબારક ગ્રંથમાળાનો આ છેલ્લો મણકો પણ ગુજરાતી વાચકોની સેવામાં રજૂ કરવાનું સૌભાગ્ય મને અર્પણ કર્યું. એ માત્ર તેના ફઝલો કરમ અને નબીએકરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ તેમજ બુઝુર્ગોનો તથા મારા પિરોમુરશિદનો સદકો છે. અલ્હમ્દુલિલ્લાહ.

આ ગ્રંથમાળામાં મદદ કરનારા નીચેના મહાનુભાવોનો હું અત્યંત આભારી છું.

- □ અનુવાદોનાં પરીક્ષણ અને સુધારણા કરવા બદલ મુહતરમ મૌલવી ઈબ્રાહીમભાઈ ફુટવાલા નવસારવી નદવીનો તથા મુહતરમ હાફિઝ કારી મૌલવી મુહમ્મદ યૂસુફભાઈ પટેલ નદવીનો.
- □ છાપકામ અંગેના પોતાના વિશાળ અનુભવ અને જ્ઞાનનો લાભ આપનાર મુહતરમ અબ્દુલહમીદભાઈ ઝરીવાળા (નોવેલ્ટી પ્રિન્ટિંગ પ્રેસ વાળા)નો.
- □ જામેઆ હિદાયતનાં પ્રકાશનોના મુખ્ય આધારસ્તંભ સમાન, વ્યવસ્થા, વેચાણ વગેરે તમામ જવાબદારીઓ ઉપાડનાર, મુહત-રમ ગુલામ મુસ્તફાભાઈ કાપડીઆ (સત્કાર કાપડ કેન્દ્રવાળા)નો.
- □ કુરઆને કરીમના હવાલાઓ, તીવ્ર યાદશક્તિ વડે, પળવારમાં દર્શાવનાર જય્યદ હાફિઝ અને કારી મુહતરમ મુહમ્મદ ઈદ્રીસ લખનવી સાહબનો.
- □ ઉત્કૃષ્ટ અને નયનરમ્ય મુદ્રણ કરવા બદલ 'સુરુચિ છાપશાળા' બારડોલીનો.
- □ કિતાબોના પ્રકાશનમાં કરોડરજ્જુ સમાન આર્થિક મદદ કરનાર અનામી રહેવા માંગતા સુરતના સખી અને મુખ્લિસ પરિવારનો.
- □ આ ગ્રંથમાળાને ઉષ્માપૂર્ણ આવકાર આપવા બદલ માનવંતા આરિફો, આલિમો, પત્રકારો, લેખકો અને સુજ્ઞ વાચકોનો.

સૌના પ્રેમભાવથી પ્રેરાઈને હવે બીજી ગ્રંથમાળા 'નકશબંદી ઔલિયા'ની જાહેરાત કરતાં આનંદ થાય છે. મારા પીરો મુરશિદ કિબ્લા હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ નકશબંદી મુજદ્દિદી. જયપુરી (દા. બ.)ના પવિત્ર શજરહમાં દર્શાવેલા મહાન બુઝુર્ગોનો જીવન પરિચય એમાં ક્રમવાર આલેખવાની અભિલાષા છે.

આશરે ત્રણસો પાનાંનો એક એવા આશરે સાત ગ્રંથો—આશરે બે હજાર પાનાં થવાનો આછો અંદાજ છે. એનો પ્રથમ ગ્રંથ, જેમાં હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમથી શરૂ કરી હઝરત અબૂલ હસન ખિરકાની (રહ.) સુધીના સાત બુઝુર્ગોનો પરિચય છે તે છાપવા માટે સુરુચિ છાપશાળાને સોંપી પણ દીધો છે. અલ્હમ્દુલિલ્લાહ.

આ મહાકાર્યમાં, મહા મુશ્કેલી એ છે કે એના માટે જરૂરી સાહિત્ય અને કિતાબો મળવી આસાન નથી. એટલે જો કોઈ પાસે એ વિશે જરૂરી માહિતી, સાહિત્ય કે કિતાબો હોય, તો મને જાણ કરી આ કામમાં મદદરૂપ થવા ગુઝારીશ છે. હું તેમનો ખૂબ ઉપકારી થઈશ.

અલ્લાહ તઆલા પોતાના ફઝલો કરમથી, નબીયે કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ તેમ જ બુઝુર્ગોના સદકાથી, આ અલ્પજ્ઞાનીને ઝરીયો બનાવી, આ ગ્રંથમાળાને પણ પૂર્ણ કરાવે એવી દુઆ કરવા સૌને વિનમ્ર ગુઝારીશ છે.

رَبَّنَا تَقَبَّلْ مِنَّا إِنَّكَ أَنْتَ السَّمِيعُ الْعَلِيمُ

હે અમારા પરવરદિગાર! અમારા અમલોને કબૂલ ફરમાવ!
બેશક, તું સાંભળનાર અને જાણનાર છે.

મોટા ઘાંચીવાડ, અલ્લાહવાળાઓના આસ્તાનાનો શ્વાન,
વલસાડ ૩૯૬ ૦૦૧ **અબ્દુલકાદિર ફાતીવાલા**

૧, શવ્વાલ (રમઝાન ઈદ), હિ. સ. ૧૪૦૯
૭, મે (રવિવાર), ઈ. સ. ૧૯૮૯

# અભિપ્રાયો અને અવલોકનો

સલામ બાદ—આપે ઉર્દૂથી ગુજરાતી (અનુવાદ) કરેલા હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના મુબારક મકતુબાત વાંચી ઘણો જ આનંદ થયો.

મજકૂર બુઝૂર્ગ ઘણાં જ ઉંચા પાયાના મુજદ્દિદ હતા જેમના બાબત હમો તો શું કલમ ઉઠાવી શકીએ છીએ! એમના લખેલાં મકતુબાત તસવ્વુફના ફનમાં મહાન દરજ્જો ધરાવે છે. આપ ખુશ નશીબ છો કે આવા મહાન બુઝુર્ગના મકતુબાત ગુજરાતીમાં લખી (અનુવાદ કરી) આમ લોકો અને ખાસ કરીને રઝબાની અને હક્કાની ઉલમાઓ માટે આસાની કરી આપી.

આવા નાજુક સમયમાં મજકૂર ફનની કિતાબ લખવું એ ઘણાં મોટા સવાબનું કાર્ય છે. હમને ખુદાથી ઉમ્મીદ છે કે તે તેની કૃપાથી એને લોકોપયોગી અને મકબૂલે આમ બનાવશે. આમીન.

આપના આ દુર્રેલાસાની લખવાના (અનુવાદ કરવાના) કારણે હમને ખુદાથી આશા છે કે જરૂર હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ની રૂહ ખુશ થઈ હશે. અને હમારી દુઆ છે કે ખુદા પાક આ મકતુબાતની બરકતથી આપની રૂહને પણ ઈન્શાઅલ્લાહ દુન્યા તેમ જ આખેરતમાં ખુશ કરશે. આમીન. ફકત વસ્સલામ.

**હઝરત મૌલાના મુફ્તી અહમદ અશરફ રાંદેરી સાહેબ** (રહ.)
'દારૂલ ઉલૂમ અશરફિયહ અરબિયહ', રાંદેરના બાની મુહતમીમ, અસંખ્ય કિતાબોના લેખક, પ્રખર આલિમ, ફકીહ, કેળવણીકાર અને વકતા.

□

'દુર્રેલાસાની' એના નામ પ્રમાણે અજોડ મોતી છે. જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબ સલ્લમહૂએ તેહકીકાનહ રંગ, સરળ શૈલી અને દિલકશ ગુજરાતી લિબાસમાં આશીકાને દીને મતીનના માટે બેહતરીન તોહફો સુલભ કરી આપ્યો છે. એમની કૈઝવંતી

કલમથી બીજી કિતાબો પણ કબૂલિયતનું માન મેળવી ચૂકી છે. 'દુર્રેલાસાની'માં ઉમદા ઝખીરહ અને તેહકીકાતી અઝીમુશ્શાન મજમુઆ છે. અલ્લાહ હજી એમાં વધારો કરે.

માલિકે અર્દો સમાવાતથી દુઆ છે કે આપની કોશિશને કબૂલ ફરમાવે અને આ કિતાબના વાચકોના માટે ફૈઝ અને બરકત હાસિલ કરવાનો ઝરીયો બને. આમીન.

**મૌલાના યાકૂબ ભડકોદ્રવી સાહબ**
ઉસ્તાદુલ હદીસ : દારુલ ઉલૂમ અશરફિયહ, રાંદેર

□

'(હસ્તપ્રત) જોઈને, વાંચીને એવું લાગે છે કે શું આનાથી બેહતર તરજુમો પણ થઈ શકે છે?!

ખરેખર, મૂળ ઉર્દૂના મફાસિદ અને મઆનીને ખૂબ સારા અંદાઝમાં ગુજરાતી લિબાસ પહેરાવવામાં આવ્યો છે.

ખુદા તઆલા ઔર મઝીદ નવાઝે.

**હાફિઝ કારી મૌલવી મુહમ્મદ યૂસુફ પટેલ સુરતી નદવી સાહેબ**
ઉસ્તાદ : 'જામેઆ હિદાયત', જયપુર

□

ગુજરાતીના સુપ્રસિદ્ધ લેખક હઝરત મવલાના અહમદ મુહમ્મદ હથુરણી સાહેબે 'દુર્રેલાસાની–૧' કિતાબના પ્રિન્ટીંગ અને આકર્ષક ટાઇટલની મારી સામે એક દિવસ મુક્તકંઠે પ્રશંસા કરેલી ત્યારથી જ એ કિતાબ જોવા અને વાંચવાની મારા દિલમાં ભારે ઉત્કંઠા જાગી હતી.

કિતાબનું વિહંગાવલોકન કર્યું. તેના મૂળ લખાણ (Text) વિષે મારા જેવો અલ્પજ્ઞાની કંઈ અભિપ્રાય લખે, એ સૂર્ય સામે દીવડો ધરવા સમાન છે. હઝરત મવલાના શાહ મુહમ્મદ હિદાયત

અલી (રહ.)ની કૃતિ કોઈના, વિશેષતઃ મારા જેવા કમ-માયા ઈન્સાનના અભિપ્રાયની મોહતાજ હોઈ શકે ખરી? નારે, ના!

કિતાબમાં શરીઅત, તરીકત, સુલૂક, વિલાયત, ઈરાદત વગેરે બાબતો સુંદર રીતે વણી લેવાઈ છે. આજે આપણાં આ મૂલ્યો લુપ્ત થતાં જાય છે. મવદૂદીઓ તથા ખુમૈનીઓ તો લઈ-દઈને એની પાછળ પડી ગયા છે, તેવા સમયે આપનું આ કારનામું ભારે દાદ માંગી લે છે. ખરેખર, આપનો નિખાલસ પ્રયાસ આવકારવા અને સત્કારવા પાત્ર છે.

અનુવાદ સરળ અને પ્રવાહી છે. આપે લખેલી જીવન ઝરમરે દિલનાં તાર ઝણઝણાવી દીધાં. 'દાદા હઝરત સાહબ' અને 'હઝરત સાહબ' પ્રત્યે મારા દિલમાં ભારે માન ઊપજ્યું.

કિતાબ દરેક માટે સરખી રીતે ઉપયોગી છે. દરેક ઘરમાં વસાવવા અને વાંચવા લાયક છે.

**મૌલાના હસન ભડકોદ્રવી સાહેબ**
પ્રકાશન વિભાગ : દારુલ ઉલૂમ ભરૂચ, કંથારીઆ.



મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ની શખ્સીયત અને તેમના ઈલ્મી અને જ્ઞાનસભર મકતુબાતને કોણ નથી જાણતું! પ્રથમ તો શાહ મુહમ્મદ હિદાયતઅલી (રહ.)ને અલ્લાહ જઝાએ ખૈર આપે કે તેમનું ધ્યાન આ ઈલ્મી ખઝાનાને ઉર્દૂમાં ભાષાંતરીત કરવા તરફ ગયું. ત્યાર પછી ગુજરાતીના વિખ્યાત લેખક અને અનુવાદક જનાબ મોહતરમ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબ મુબારકબાદીને પાત્ર છે કે જેમણે 'દુર્રેલાસાની'નો લાસાની (અજોડ) અનુવાદ કરી સાહિત્ય રસિકો અને વાંચકો માટે આસાની કરી આપી.

ગુજરાતીમાં અનુવાદની સખ્ત જરૂરત વર્તાતી હતી. એના માટે સશક્ત, ઉચ્ચ કોટિના, ધુરંધર અનુવાદકની જરૂર હતી. અલ્લાહે

જનાબ અબ્દુલકાદિર સાહબને નિયુક્ત કરી આ મહાન કાર્ય પાર પાડયું.

'આગાહી' શીર્ષક હેઠળ જ. મૌ. હિદાયતઅલી (રહ.)ની સરળ સમજૂતી નોંધપાત્ર છે. અનુવાદકે આપેલી ફૂટનોટે તો પુસ્તકને ખૂબ જ સરળ, રસિક અને સુંદર બનાવી દીધું છે. લીલી બોર્ડરો ધ્યાન ખેંચે છે. તો ભાષા પણ સામાન્ય અને સહેલી રખાઈ છે જેથી સામાન્ય ગુજરાતી વાચક પણ એનો પૂરતો લાભ લઈ શકે.

ટૂંકમાં ગુજરાતી અનુવાદ અને સાહિત્યના ક્ષેત્રે આ એક અનેરી સિદ્ધિ, એક અદ્દ્ભુત અને યશસ્વી પગલું અને એક શાનદાર તેમ જ જાનદાર તરજુમો છે જેને માટે અનુવાદક સાહબને યશ, મુબારકબાદ તેમ જ અભિનંદન સાથે દુઆઓ આપવી ઘટે.

ઈં સઆદત બઝોરે બાઝુ નેસ્ત,
તા ન બખ્શદ ખુદાયે બખ્શીંદહ.

**'હયાત' (માસિક) સુરત, જુલાઈ–૧૯૮૮, પાનું ૨૧**
**સમીક્ષક : હાફિઝ કારી મૌલવી રશીદ અહમદ અજમેરી સાહેબ,**
ઉસ્તાદુલ હદીસ, દારુલ ઉલૂમ અશરફિયહ, રાંદેર

□

જયપુરના મશહૂર બુઝુર્ગ–સાહિબે કશ્ફો કરામાત શયખ હિદાયત અલી સાહબે વર્ષો પહેલાં હઝરત સરહિન્દીના ફારસી પત્રોનો ઉર્દૂમાં અનુવાદ કરી પ્રગટ કર્યો હતો જે પણ ખૂબ લાભદાયી, પ્રિય પુરવાર થયો હતો. 'દુર્રેલાસાની' એ ઉર્દૂ અનુવાદનો ગુજરાતી અનુવાદ છે.

ભાષાંતરકર્તા જનાબ અબ્દુલકાદિર ફાતીવાલાએ એને સુંદર ગુજરાતી પોષાક પહેરાવી આકર્ષક અને વધુ લાભદાયી બનાવવા પૂરતા પ્રયત્નો કર્યા છે અને એમાં આપે ભારે સફળતા મેળવી છે. પુસ્તકની શૈલી પણ સુંદર છે. વિષય ખૂબ જ ઉચ્ચ અને

મનનીય છે ત્યાં જ એની છપાઈ પણ ઉત્કૃષ્ટ છે. મોતીના દાણા જેવા ટાઈપ ગ્લેઝ કાગળ પર ઔર ચમકી ઊઠે છે ત્યાં જ દરેક પૃષ્ઠ પર રંગીન બોર્ડર લગાડી શોભા અને આકર્ષણમાં ઔર વૃદ્ધિ કરી છે. કહો કે મૂલ્યવાન વિષયની યોગ્ય કદ્ર કરી મુસ્લિમ ગુજરાતી સાહિત્યમાં મૂલ્યવાન વધારો કર્યો છે.

કિતાબની કિંમત ફક્ત રૂ. ૩૫ (પાંત્રીસ) છે જે કદાચ ટોકન-રૂપે હશે નહિતર આટલી કિંમતમાં આવું દળદાર, સમૃદ્ધ વિષયનું પુસ્તક ઉપલબ્ધ કરવું અસરળ છે.

આ મૂલ્યવાન પુસ્તક પહેલી ફુરસતમાં વસાવવા-પચાવવાનો અનુરોધ-વિનંતી.

**'મુજાહિદ' (પાક્ષિક), સુરત, તા. ૧-૭-૧૯૮૮, પાનું ૫**
**સમીક્ષક : જનાબ 'વ્યાસ' સાહેબ**



'દુર્રેલાસાની'નો ગુજરાતી અનુવાદ ખ્યાતનામ ભાષાંતરકાર જનાબ અબ્દુલકાદિર ફાતીવાલાની મેહનતી અને કાબિલ કલમથી તૈયાર થયેલ છે.

ઊડીને આંખે વળગે એવી સુંદર છપાઈની જનાબ અબ્દુલ-કાદીર ફાતીવાલાની પ્રણાલિ આ પુસ્તકમાં જાળવી રખાઈ છે. અલમારીમાં ફક્ત શોભા માટે પણ રાખવાનું મન થાય એવા આકર્ષક એમનાં પ્રકાશનો છે.

દરેક મુસ્લિમે આ મહામૂલ્ય ખજાનો પોતાની પાસે વસાવી વારંવાર એનું વાચન કરી પોતાના જીવનનું ઘડતર કરવું જોઈએ.

**'ઉમ્મીદ' (સાપ્તાહિક), સુરત, તા. ૫-૮-૧૯૮૮, પાનું ૭**
**સમીક્ષક : મૌલવી ફરીદ બેગ ફલાહી સાહેબ**



ગુજરાતી વાચકો માટે એક વખત ફરીથી જનાબ અબ્દુલકાદીર ફાતીવાલા સાહેબ એક રૂહ અફરોઝ કિતાબ 'દુર્રેલાસાની' (અનમોલ મોતી) લઈને આવ્યા છે.

ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) જેવા મહાન રૂહાની પેશ્વાઓએ હિન્દુસ્તાનમાં ઈસ્લામના ચિરાગને પ્રકાશિત કરવામાં કેવો ફાળો આપ્યો છે તે 'દુર્રેલાસાની' જેવી કિતાબથી માલૂમ પડે છે.

મૂળ ફારસીમાં લખાયેલી આ કિતાબ તેના મૂળ સંકલનકર્તાની ટિપ્પણીઓ સાથે ગુજરાતીમાં ઉતારનાર જનાબ અબ્દુલકાદિર ફાતીવાલાએ તેને સંપૂર્ણ બનાવવામાં કંઈ કસર બાકી રાખી નથી.

**'મૌમિન ગુજરાત' (સાપ્તાહિક), અમદાવાદ,**
**તા. ૧૫-૭-૧૯૮૮**
**સમીક્ષક : જનાબ ભાઈખાન બલુચ સાહેબ, તંત્રી**

□

દુર્ર એટલે મોતી અને લાસાની એટલે અદ્વિતીય, અજોડ, અમૂલ્ય. સાચે જ આ કિતાબ ખૂબ જ મૂલ્યવાન બલ્કે અમૂલ્ય છે. એમાં તસવ્વુફ તેમ જ ઈલ્મે મઅરિફતના અસંખ્ય કિંમતી મોતીઓનો સંગ્રહ છે. એની ઉપયોગિતા અને લાભદાયી હોવા અંગે બે મત ન હોઈ શકે.

પુસ્તકની છપાઈ ખૂબ જ સુંદર, ઊડીને આંખે વળગે એવી છે. સજાવટ પણ ઘણી સારી છે ત્યાં જ જનાબ ફાતીવાલાની ભાષા અને શૈલી પણ ઉત્કૃષ્ટ છે અને ઠેક ઠેકાણે સાર-સમજૂતી રજૂ કરી પુસ્તકને ઓર મૂલ્યવાન બનાવી દીધું છે.

મૂલ્ય રૂપિયા પાંત્રીસ એ માત્ર હદયા સમાન છે નહિતર આટલા સુંદર, સમૃદ્ધ, દળદાર પુસ્તકની કિંમત સહેજે રૂપિયા ૨૦૦ (બસો)થી વધુ હોઈ શકે.

બ્યંગ વહોરા વેલફેર બુલેટીન' (માસિક), સુરત, ઓકટો-
બર ૧૯૯૮
સમાલોચક : જનાબ 'યાસ' સાહેબ

□

ગુજરાતના મુસ્લિમ વિદ્વાનોએ ભૂતકાળમાં પાટણ, અમદાવાદ, સુરતના મહાનગરોએથી ફારસી, અરબીમાં જે ઉચ્ચ કોટિના સાહિત્યનું સર્જન કર્યું તેની હરોળમાં મૂકી શકાય તેવું મઝહબી સાહિત્ય આપણે હાલમાં અનેકવિધ સુવિધાઓ છતાં પ્રકાશિત કરી શકતા નથી તે એક હકીકત છે.

દીની-દુન્યવી સાહિત્યના સંગમ સમા મર્હુમ મુનાદી સાહેબને ભૂલી શકાય તેમ નથી. 'અલફારૂક'નું તેમનું ગુજરાતી ભાષાંતરનું પ્રકાશન આજે પણ મારા જેવા માટે અમૂલ્ય સાહિત્યકૃતિ છે.

પરંતુ 'યાદે ઐયામ' અને ઉર્દૂ-ફારસીની ઈસ્લામી સાહિત્યની કૃતિઓના ગુજરાતી ભાષામાં અનુવાદો કરીને મોહતરમી અબ્દુલ-કાદિર ફાતીવાલા સાહબે સાહિત્ય સેવા માટેની નવી દિશા ચીંધી છે.

'દુર્રેલાસાની' અણમોલ સાહિત્યકૃતિ-મોતી છે. આ કૃતિ જોતાં બાહ્ય અને અંદરથી ખરેખર દુર્રેલાસાની જ છે. એ હાથમાં આવતાં જ એક જ બેઠકમાં વાંચી લીધી- અધૂરી મૂકાય જ નહિ તેવી રસપૂર્ણ વાનગી તેમાં પહેલાં પાનાથી લઈ છેલ્લાં પાના સુધી પીરસવામાં આવી છે.

મોહતરમી ફાતીવાલાએ 'જામિઆ હિદાયત' જયપુરની માહિતી તથા તેના સ્થાપક હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી (રહ.)ની જીવન ઝરમર આપીને તથા ઈમામે રબ્બાની (રહ.)એ જેમને સંબોધીને પત્રો લખ્યા છે તે મહાનુભાવો સંબંધી નોંધ આપીને ભાષાંતરને વધુ રસસભર બનાવેલ છે.

ફારસી ઉર્દૂ ભાષાના શબ્દોના ભાવ અને લાલિત્યને ગુજરાતી ભાષામાં ઢાળવાનું કામ અશક્ય નહિ તો કઠીન તો છે જ. અને તેમાં પણ આધ્યાત્મિક વિષયના પુસ્તકનું ગુજરાતીમાં ભાષાંતર કરવું કસોટીરૂપ પુરવાર થાય તેમાં શંકા નથી. અને તેમાં પણ ઈમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના મકતુબાતને ગુજરાતી ભાષામાં ઉતારવાનું ત્યારે જ શક્ય બને જ્યારે કલમ કરામતને વરેલી હોય.

મોહતરમી ફાતીવાલાએ સફળ અનુવાદ કર્યો છે, તે બદલ તેમની કલમ અને વિદ્વત્તા દાદ માંગી લે છે. મોહતરમી ફાતીવાલા ગુજરાતીના સિદ્ધહસ્ત ભાષાંતરકાર પુરવાર થઈ ચૂક્યા છે અને ગુજરાતના સાહિત્ય ક્ષેત્રમાં પોતાનું આગવું સ્થાન પ્રાપ્ત કરી લીધું છે.

આ 'દુર્રે સાસાની'માં શું છે? જવાબ છે કે ઘણું બધું છે, જેના વાચન, ચિંતન અને મનનથી દુનિયા વ આખિરતમાં ભલાઈ મેળવવા માટે જોઈતું ઘણું બધું એમાં છે. ટૂંકમાં મારી કલમ તો એટલું જ કહે છે, 'દુર્રે સાસાની' પાસે રાખો, વાંચો, રોજ વાંચો અને કંઈક અલૌકિક મળ્યા બદલનો દિવ્ય આનંદ મેળવો.

પુનઃ મોહતરમી અબ્દુલકાદિર ફાતીવાલા સાહેબને અભિનંદન.

હિલાલ' (પાક્ષિક) રાધનપુર (ઉ. ગુજરાત) તા. ૧૬-૧૨-૧૯૮૮
સમીક્ષક : મુહતરમ કાલેખાન જી. પઠાણ વકીલ સાહેબ

ઈસ્લામી સાહિત્યના ઊંડા અભ્યાસી, ચિંતક, લેખક, સામાજીક કાર્યકર અને મુસલમાનોની સમસ્યાઓના નીડર પ્રવક્તા તથા જાગૃત પહરેદાર.

□

# દુર્રેલાસાની ભાગ-૨

# પત્રોની વિષય સૂચિ

દુરેલાસાની ભાગ-૩

# પત્રોની વિષય સૂચિ

□

૮૬૫

هُوَالفَتَّاحُ العَلِيمُ

# પ્રસ્તાવના

بِسْمِ اللهِ الرَّحْمٰنِ الرَّحِيمِ

હમ્દે હક તે હમ્દ છે જેને કોઈ બયાન ન કરી શકયું;
મઅરેફતે હક તે મઅરેફત છે જેને કોઈ પીછાની ન શકયું;
કુર્બે હક તે કુર્બ છે જેને કોઈ સમજી ન શકયું;
ઝાતે હક તે ઝાત છે જેને કોઈ જોઈ ન શકયું.

નઝર વોહ હૈ જો ઈસ કૌનો મકાંસે પાર હો જાયે,
મગર જબ રૂયે જાનાં પર પડે બેકાર હો જાયે.
—ઈકબાલ

અને

નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામની બેહતરીન નઅત તે છે જેને અલ્લાહ તઆલાએ કુર્આને મજીદમાં તારીફના તોર પર અને ખુદ હુઝૂર (સલ.)એ હદીસોમાં તહદીસે નેઅમત અને શુક્રે હકના તૌર પર ફરમાવી છે.

અને

નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમની ઝાત તે છે જેને માત્ર ખુદાએ જાણી છે. ખલ્કમાં કોઈએ પૂરી રીતે ઓળખી નથી અને કુર્બે હકના જે મર્તબામાં આપ પહોંચ્યા છે ત્યાં કોઈ પહોંચ્યું નથી.

મન ચે દાનમ મન ચે ફહમમ શાને શાં
આપ (સલ.)ની શાનને હું શું જાણું અને શું સમજું !
આરિફ અંદ હૈરાન વ સાકિત મુર્સલાં.
જ્યારે કે આરિફો એમાં હૈરાન છે અને રસૂલો પણ ચૂપ છે !
—'હિદાયત'

અને

ખુલફાએ રાશેદીન, અહલે બૈત અને અસ્હાબે કિરામ રિદવાનુલ્લાહે તઆલા અન્હુમ અજમઈનની મન્કબત એ છે કે:

- ○ ખુદા તેઓથી અને તેઓ ખુદાથી રાજી (પ્રસન્ન) થઈ ગયાં.
- ○ તેઓની મુહબ્બત ઐન મુહબ્બતે ખુદા અને મુહબ્બતે રસૂલ અલૈહિસ્સલામ છે.
- ○ તેઓથી અદાવત અને બુગ્ઝ હકીકતમાં અદાવતે ખુદા અને અદાવતે રસૂલ અલૈહિસ્સલાતો વસ્સલામ છે.
- ○ તેઓ ઉમ્મતની નજાત અને હિદાયતના માટે નૂહ (અલ.)ની કશ્તી સમાન છે અને આસ્માને હિદાયતના સિતારા છે.

મા વ અસ્હાબેમ ચું કશ્તીએ નૂહ (અલ.),
હું અને મારા સહાબા (રદિ.) નૂહ (અલ.)ની કશ્તી સમાન છીએ;
હર કે દસ્ત અંદર ઝનદ યાબદ ફુતૂહ.
જે કોઈ એમનો હાથ પકડી લેશે તે કામિયાબ થઈ જશે.
— મૌલાના રૂમ (રહ.)

## મકતૂબાતનો ઉર્દૂમાં સાર લખવાનું કારણ

હું લાંબા સમયથી જોતો હતો કે મોટા ભાગના ઈલ્મવાળા લોકો ઈલ્મે તસવ્વુફના આશિક અને ચાહક છે તેમ જ તેઓ હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદ અલ્ફેસાની રહમતુલ્લાહે અલૈહના મકતૂબાત જે શરીઅત, તરીકત, હકીકત અને મઅરેફતના જામેઅ[૧]

● ૧ જામેઅ : ભંડાર, સમુચ્ચય, સંચય

છે; તેમ જ ઈલ્મે તસવ્વુફ (તેમ જ) મઆરિફે જદીદ[1]ના અફાટ સાગર છે તેને વાંચીને ફાયદો મેળવવાની તમન્ના ધરાવે છે. પરંતુ મુશ્કેલ ફારસી તથા તસવ્વુફની જૂની-નવી ઈસ્તિલાહો (પારિભાષિક શબ્દો) (થી અજાણ હોવાના) કારણે આ અજીબ અને ગરિબ મઆરિફને સમજવાથી અશક્ત છે અને આ ગૈર મુતરકબહ[2] નેઅમતને હાસિલ કરવાથી મેહરૂમ છે. વળી કેટલાક લોકો ફુરસદના અભાવે પૂરા મઝામિન વાંચવા યા સાંભળવાથી માઝૂર છે.

ઉપરોક્ત કારણોને લીધે દિલમાં ખ્યાલ આવ્યો કે મુજદ્દિદે સદીના કલામથી અને સુહબતથી મોટા ભાગના તાલિબો ફેઝ હાસિલ કરતા રહ્યાં છે પરંતુ હવે મુજદ્દિદે અલ્ફ (હજાર વરસના મુજદ્દિદ)ના કલામના ફૈઝાનથી મેહરૂમ છે. એટલા માટે મારે મકતૂબાત શરીફનો ખુલાસો (ટૂંક સાર) સીધી સાદી મુહાવરાવાળી ઉર્દૂમાં કરવો જોઈએ, જેથી તરીકાના ભાઈઓ એનાથી લાભ ઉઠાવે અને મારા માટે મગફિરતની દુઆ કરે.

એટલે મેં હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદ અલ્ફેસાની રહમતુલ્લાહે અલૈહના મકતૂબાતના ત્રણે ગ્રંથોનો ટૂંક સાર ઉર્દૂ ભાષામાં કરી દીધો છે અને મકતૂબાતમાં જે સ્થળે ઉર્દૂ તર્જુમો કરી દીધાં પછી પણ સ્પષ્ટીકરણ અને વિવરણની જરૂર જણાય ત્યાં પત્રના અંતે 'આગાહી' શબ્દ લખીને પોતાની સમજ અને હેસિયતના પ્રમાણે સ્પષ્ટીકરણ કરી દીધું છે.

વળી મકતૂબાતની ઈસ્તિલાહો[3] પણ લખી દીધી છે. મહેરબાની કરીને (વાંચકો) પહેલાં તે ઈસ્તિલાહોને ધ્યાનથી વાંચે અને એ થોડીક ઈસ્તિલાહોને મગજમાં બરાબર બેસાડી લે અને પછી મકતૂબાત શરીફ વાંચે. ઈન્શાઅલ્લાહો તઆલા તે પછી પત્રનો વિષય અને મતલબ સારી રીતે સમજમાં આવી જશે.

- ૧ મઆરિફે જદીદ : નૂતન મઅરેફતો
- ૨ ગૈર મુતરકબહ : અપાર, અખૂટ
- ૩ ઇસ્તિલાહો : પારિભાષિક શબ્દો, પર્યાયો

ઇલ્મવાળા સજ્જનોની ખિદમતમાં ખૂબ જ અદબથી અરજ કરું છું કે મારા અનુવાદમાં યા ટૂંકસારમાં જે કંઈ ખામી રહી ગઈ હોય તેને પોતાની શાને ઇલ્મના દામને હિલ્મમાં છૂપાવે અને દુઆએ મગફિરત ફરમાવે.

હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદ અલ્ફેસાની રહમતુલ્લાહે અલૈહના સર્વ મકતૂબાતનો ખુલાસો કરી ચૂક્યો છું. હવે એ ઈરાદો છે કે ઈન્શાઅલ્લાહ હઝરત કૈયૂમે જહાન, પેશવાએ આરિફાન ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહે અલૈહના મકતૂબાત શરીફનો પણ ઉર્દૂ ભાષામાં ખુલાસો કરીને ઇલ્મવાળાઓ અને તાલિબોની ખિદમતમાં પેશ કરું, કારણ કે કુરઆન મજીદની હકીકી તફસીર જેવી રીતે હુઝૂર નબીયે અકરમ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમના ઈરશાદાત સહાહ સિત્તહ[1]માં છે એ જ પ્રમાણે હઝરત ઈમામે રબ્બાનીના ઈરશાદાતની પૂરી તફસીલ અને મુશ્કેલ મઝામીનનું સ્પષ્ટીકરણ તેમ જ વિવરણ અને અર્થઘટન હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહે અલૈહના મકતૂબાતમાં છે.

ફકીર બરદારે અઝલી હર નબી વ હર વલી,

**મુહમ્મદ હિદાયત અલી**

૧૫, જમાદિઉસ્સાની, હિ. સ. ૧૩૫૯



• ૧ સહાહ સિત્તહ : હદીસ શ.ના છ (૬) પ્રમાણભૂત ગ્રંથો : બુખારી શરીફ, મુસ્લિમ શરીફ વગેરે

# નકશબંદી મુજદ્દિદી તરીકાની જરૂરી ઈસ્તિલાહો (પારિભાષિક શબ્દો)ની સમજૂતી

**સૂચના**

પ્રથમ આ ઈસ્તિલાહોને વાંચીને પછી મકતૂબાત શરીફ પઢવું જોઈએ કે જેથી મકતૂબાત (પત્રો)નો વિષય સમજમાં આવી જાય.

૧ વહદતુલ વુજૂદ
હમહ ઓસ્ત
નિસ્યાન મા સીવલ્લાહ
ફક્રે તરીકત
મકામે જમ્અ
વિલાયતે સુગરા
ફના ઓ બકા
ફના ફિલ્લાહ બકા બિલ્લાહ[1]

હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના સંશોધનો પ્રમાણે ઉપર દર્શાવેલા તમામ હાલાત અસ્મા[2] અને સિફાત[3]ના ઝિલાલ[4]ના છે.

સિફાતે ઈલાહી અને ઝાતે ઈલાહી એનાથી ઉચ્ચતર છે. આ વિલાયત ઓલિયાએ અલ્લાહને પ્રાપ્ત થાય છે.

## ૨ વિલાયતે કુબરા

'વિલાયતે કુબરા' અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામની વિલાયત છે. એનો સંબંધ ખુદાના અસ્મા અને સિફાત સાથે

• ૧ આ આઠ નામો જુદા જુદા આઠ મકામો દર્શાવતા નથી બલ્કે એક જ મકામના જુદા જુદા નામો છે.
૨ અસ્મા : અલ્લાહ તઆલાના મુબારક નામો
૩ સિફાત : અલ્લાહ તઆલાની પવિત્ર સિફતો, ગુણો
૪ ઝિલાલ : પ્રતિબિંબ

છે. 'વિલાયતે કુબરા'માં હઝરાતે સહાબા (રદિ.) તેમ જ અહલે બૈત (રદિ.)[1]ને સંપૂર્ણ હિસ્સો મળેલો છે. એટલા જ માટે સહાબા (રદિ.)ના મરતબાને કોઈ પણ વલી પહોંચી શકતો નથી.

## ૩ વિલાયતે ઉલિયા

'વિલાયતે ઉલિયા' મહાન ફરિશ્તાઓની વિલાયત છે. એનો સંબંધ અસ્મા અને સિફાત અને શુયૂનાતે સિફાત સાથે છે. શુયૂન તે મકામને કહે છે, જ્યાં ઝાતે ખુદાથી સિફાતે ખુદા પ્રગટ થાય છે. દાખલા તરીકે ઝાડની જડ (મૂળ)માંથી ઝાડની શાખાઓ જ્યાં ફૂટે છે તે સ્થાનને ન તો એન જડ કહીશું ન ગૈર જડ કહીશું એટલા જ માટે ખુદાના અસ્મા અને સિફાતને ન એન ઝાત કહે છે ન ગૈર ઝાત કહે છે. ફરિશ્તાઓની આખરી તરક્કી અસ્મા અને સિફાત તેમ જ શુયૂનાત સુધી છે.

## ૪ કમાલે નુબુવ્વત

કમાલાતે નુબુવ્વતનો તકર્રુબ તજલ્લિયાતે એને ઝાત બે પર્દાએ સિફાત છે. એટલા જ માટે હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલામના મરતબાને મખ્લૂકાતમાંથી કોઈપણ પહોંચી શકતું નથી.

જોકે ફરિશ્તાઓની વિલાયત ઉચ્ચતર છે પરંતુ એ 'કમાલાતે નુબુવ્વત'ની (માત્ર એક) શાખા છે. નુબુવ્વતમાંથી વિલાયતની શાખા નીકળે છે ન કે વિલાયતમાંથી નુબુવ્વતની શાખા. વિલાયતને નુબુવ્વતના કરતાં અફઝલ સમજવું ખૂબ જ ગલતી અને અણસમજ છે.

બીજા મકામો જેવાં કે : કમાલાતે રિસાલત, કમાલાતે ઉલૂલ અઝમ...વગેરે મકામો કમાલાતે નુબુવ્વતના કરતાં ઉચ્ચતર છે.

● ૧ અહલે બૈત (રદિ) : હુઝૂર (સલ)ના ઘરવાળાઓ.

## ૫ હકીકતે મુન્કિનહ

'હકીકતે મુન્કિનહ' હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ની ઈસ્તિલાહ[1]માં તે મકામ છે જ્યાં 'અદમે મહઝ'[2]ની સામે અસ્મા અને સિફાતે ખુદાએ તજલ્લી ફરમાવી; જેના કારણે 'અદમે મહઝ'માં એક શકલે (પ્રતિબિંબે) વુજૂદ ધારણ કર્યું.

દાખલા તરીકે :

આયનો (આરસી) અદમે મહઝ છે.
આયનામાં જોનારનું જે પ્રતિબિંબ એમાં દેખાશે તે :
ન ઐન વુજૂદ છે; ન ગેર વુજૂદ છે.
ન મહઝ શર છે; ન મહઝ ખૈર છે.
ન ઐન અદમ છે; ન ઐન વુજૂદ છે.
એ જ મકામને[3]
હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)
'હકીકતે મુન્કિનહ' ફરમાવે છે.
આ જગાએ તમામ મખ્લૂકાતનું અસલ (સ્વરૂપ) વૃક્ષના બીજ સમાન છે.

## ૬ મય (શરાબ)

એનો ભાવાર્થ હક તઆલાનો ઇશ્ક છે. જેમ (ભૌતિક) શરાબથી બુદ્ધિ ચાલી જાય છે તેમ હકતઆલાની મુહબ્બત રૂપી

● ૧ ઇસ્તિલાહ : પરિભાષા

૨ 'અદમે મહઝ' : જ્યાં કોઈ પણ વસ્તુનું રજ માત્ર પણ વુજૂદ (અસ્તિત્વ) નથી એવી જગા; તદ્દન શૂન્યાવકાશ (અદમ અને વુજૂદ વિરોધી શબ્દો છે.) આયનામાં પણ મૂળભૂત રીતે કોઈ વસ્તુનું વુજૂદ હોતું નથી.

૩ 'અદમે મહઝ' માં અલ્લાહ તઆલાના અસ્મા અને સિફાતના પ્રતિબિંબ પડવાના કારણે તેમાં શૂન્યમાંથી જે સૃષ્ટિની રચના થઈ તેને

શરાબથી 'અકલે મઆશ'[1] ચાલી જાય છે પરંતુ 'અકલે મઆદ'[2] પ્રબળ અને સતેજ થઈ જાય છે.

આ વિશે હઝરત હકીમ સનાઈ (રહ.)એ ફરમાવેલી વાતને હઝરત મૌલાના રૂમી (રહ.)એ પોતાની મસ્નવીમાં શીર્ષક સ્વરૂપે રજૂ કરીને એનું સરસ સ્પષ્ટીકરણ કર્યું છે :

આં મય કે તૂ મી ખૂરી હરામે,
તમે જે ભૌતિક શરાબ પીઓ છો તે હરામ છે.

મા મય ન ખૂરીમ જુઝ હલાલે.
અમે (ખુદાના ઈશ્કરૂપી) જે શરાબ પીએ છીએ તે હલાલ છે.

જુહદ કુન તા ઝે નેસ્ત હસ્ત શવી,
યત્ન અને પ્રયત્ન કર કે જેથી તું પણ ફનાઓ બકાનો મકામ (વિલાયત) હાસિલ કરે.

વ ઝ શરાબે ખુદા તૂ મસ્ત શવી.
અને તું પણ અમારી જેમ ખુદાની મુહબ્બત રૂપી શરાબથી મસ્ત બને.

૭ આલમે ખલ્ક

તમામ ઝમીન, અને આસ્માન...વગેરે જે બધું ઉત્તરોત્તર ક્રમાનુક્રમે, તબક્કાવાર પૈદા થયું છે અને જેનો સંબંધ ચાર ભૌતિક તત્વો (આગ, પાણી, હવા, માટી) સાથે છે તેને 'આલમે ખલ્ક' કહે છે.

● ૧ 'અકલે મઆશ' : જડ બુદ્ધિ, પાર્થિવ બુદ્ધિ, પામર બુદ્ધિ, અકલે જુઝવી (જુઓ 'અહસનુત્તકવીમ' પાન (૯)

૨ 'અકલે મઆદ' : દિવ્ય બુદ્ધિ, અકલે કુલ્લી (જુઓ અહસનુત્-તકવીમ', પાન (૮)

### ૮ આલમે અમ્ર

'કુન' ('થઈ જા') શબ્દ કહેતાંની સાથે જ અલ્લાહના 'અમ્ર'થી હુકમથી જે પૈદા થયું તેને 'આલમે અમ્ર' કહે છે.

### ૯ આલમે અમ્ર ના લતીફહ

૧ કલ્બ ... ... (પીળું નૂર),
૨ રૂહ ... ... (લાલ નૂર),
૩ સિર ... ... (સફેદ નૂર)
૪ ખફી ... ... (કાળું નૂર)
૫ અખ્ફા ... ... (લીલું નૂર)

ધરાવનારા આ (પાંચ) લતીફહ આલમેઅમ્રના છે. એનો સંબંધ ઈન્સાનના સીના (છાતી) સાથે છે અને સીનામાં જ એમનું સ્થાન છે.

### ૧૦ ઝિલાલ

એનો મતલબ પ્રતિબિંબ છે. ઝાડનો પડછાયો અથવા ઝાડનું પ્રતિબિંબ પાણીમાં દેખાય છે અથવા માનવનું પ્રતિબિંબ આયનામાં દેખાય છે (તેને 'ઝિલાલ' કહે છે.)



بسم الله الرحمن الرحيم

# પત્ર ૧

★ પ્રતિ : શૈખ અબ્દુલ અઝીઝ જોનપૂરી[૧] (રહ.)

અલ્લાહ તઆલાની હમ્દ છે જેણે
'ઈમ્કાન'[૨]ને 'વુજૂબ'[૩]નો આયનો અને
'અદમ'[૪]ને 'વુજૂદ'[૫]નો 'મઝહર'[૬] બનાવ્યો.
'વુજૂબ' અને 'વુજૂદ' જોકે હક તઆલાના કમાલની બે સિફતો છે. પરંતુ—

હક તઆલા
તમામ અસ્મા અને સિફાતથી;
તમામ શુયૂન[૭] અને એઅતિબારાતથી;
(તમામ) ઝુહૂર અને બુતૂન[૮]થી,
(તમામ) બુરૂઝ[૯] અને કુમૂન[૧૦]થી,
તમામ તજલ્લિયાત અને ઝુહૂરાતથી,
તમામ મુશાહદાત[૧૧] અને મુકાશફાત[૧૨]થી,
તમામ મેહસૂસ[૧૩] અને મઅકૂલ[૧૪]થી તેમ જ
તમામ મૌહૂમ[૧૫] અને તખય્યુલ[૧૬]થી
ઉચ્ચમાં ઉચ્ચ, ફરી ઉચ્ચમાં ઉચ્ચ, ફરી ઉચ્ચમાં ઉચ્ચ છે.

● ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક ૪
૨ ઈમ્કાન : થઈ શકવું, મુમ્કિન હોવું, શક્ય હોવું, તમામ મખ્લૂક 'દાઈરાએ ઈમ્કાન'માં શામેલ છે. જુઓ મે. સુ. પા. ૧૩૮, ૧૪૬
૩ વુજૂબ : વાજિબ હોવું, લાઝિમ હોવું, મુકર્રર હોવું, માત્ર અલ્લાહ તઆલાની ઝાત જ વાજિબ છે તેના સિવાય બીજા બધાં 'મુમ્કિન' છે.
૪ અદમ : નિઃઅસ્તિત્વ, અસ્તિત્વ વિહિનતા, તદ્દન શૂન્યાવકાશ
૫ વુજૂદ : અસ્તિત્વ

(અનુસંધાન પાના ૨૭ ઉપર)

કોઈની હમ્દ[1] અલ્લાહની ઝાતને લાયક નથી. તેની (ખુદાની) તારીફ જે તેણે પોતે પોતાની ઝાતની કરી છે તેજ તેની ઝાતને લાયક છે. તેજ પોતે હામિદ (પ્રશંસક) છે અને તેજ પોતે મહમૂદ (પ્રશસ્ય) છે. તમામ મખ્લૂક હમ્દનો હક અદા કરવાથી આજિઝ અને લાચાર છે. અને હમ્દને બયાન કરવામાં તમામ મખ્લૂક આજિઝ કેમ ન હોય જ્યારે કે હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમ જ હમ્દ અદા કરવાથી આજિઝ છે!

□

'વુજૂદ' હરેક ફૈઝ અને કમાલ (ખુબી)નો મબ્દા (સ્રોત) છે અને 'અદમ' હરેક ખામી અને શરારતનો મન્શા (ઉદ્‌ભવ સ્થાન) છે. વુજૂદે વાજિબ માત્ર અલ્લાહ જલ્લ શાનુહૂના માટે સાબિત છે. 'અદમ' 'મુમ્કિન'ના માટે (સાબિત છે.) એટલે ખૈર અને કમાલની હરેક ચીઝ અલ્લાહની તરફ મન્સૂબ (સંબંધિત) છે અને હરેક બૂરાઈ, ખામી 'મુમ્કિન'ની તરફ મન્સૂબ કરવામાં આવે છે.

'મુમ્કિન'ના માટે 'વુજૂદ' અથવા ખૈર અને કમાલ સાબિત

• (પાના ૨૬ની ફૂટનોટ ચાલુ)
૬ મઝહર : જાહેર થવાનું સ્થાન, પ્રાગટ્ય સ્થાન
૭ શાન : જુઓ પા. ૨૨ ક્રમાંક ૩
૮ ઝુહૂર અને બુતૂન : જાહેર અને ગુપ્ત, બાહ્ય અને આંતરિક
૯ ખુરૂજ : જાહેર થવું
૧૦ કુમૂન : છુપાઈ જવું, છુપાવવું
૧૧ મુશાહદાત : અવલોકનો, જાહેરી દર્શન
૧૨ મુકાશફાત : આંતરિક દર્શન,
૧૩ મેહસૂસ : જે વસ્તુનો એહસાસ થઈ શકે, લાગણી કે સંવેદન વડે જાણી શકાય તે
૧૪ મઅકૂલ : જે વસ્તુ અક્કલ વડે સમજી શકાય તે.
૧૫ મૌહૂમ : વહેમ કે કલ્પનામાં આવી શકે એવું
૧૬ તખય્યુલ : ખ્યાલ, વિચારમાં આવી શકે એવું

• ૧ હમ્દ : તારીફ, પ્રશંસા,

કરવું શિર્ક છે. એજ પ્રમાણે 'મુમ્કિન'ને અલ્લાહ જલ્લ શાનુહૂ-નો ઐન કહેવું અને મુમ્કિનની સિફાતને અને અફઆલ (કાર્યો)ને અલ્લાહના સિફાત અને અફઆલ જાણવું ખૂબ મોટી બે અદબી કુફ્ર અને શિર્ક છે.

□

શેખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી રહમતુલ્લાહે અલૈહ અને એમના મુરીદો (અનુયાયીઓ) કહે છે કે હક તઆલાના અસ્મા અને સિફાત[1], ઐન ઝાતે (હક તઆલા) છે. વળી આ અસ્મા અને સિફાત વડે ચીઝોનું જે વુજૂદ મર્તબાએ તખય્યુલમાં[2] છે તે પણ ગૈર નથી. એટલા માટે ઈત્તેહાદ[3]નો હુકમ કર્યો છે અને 'હમહ-ઉસ્ત'[4] કહ્યું છે.

પરંતુ ફકીર[5]ના નજીક અસ્મા અને સિફાત જ જ્યારે ઐન ઝાત નથી તેમ જ અસ્મા અને સિફાતના પ્રતિબિંબોએ અને ઝિલ્લે જે વુજૂદ હાસિલ કર્યું છે; તે પોતે જ ઐન અસ્મા અને સિફાત નથી હોઈ શકતા તો ઝાતે હકથી તેઓનો 'તઅલ્લુકે બકા' (કાયમી સંબંધ) સમજવો અથવા તેઓને ગૈરે હક ન સમજવું હક (સત્ય)થી ઘણું દૂર છે.

ફકીરના નઝદીક ઝાતે હક અને સિફાતે હક સર્વ કદીમ[6] છે

- ૧ અસ્મા અને સિફાત : નામો અને સિફતો
- ૨ મર્તબાએ તખય્યુલ : કાલ્પિનક, આભાસી,
- ૩ ઈત્તેહાદ : ઐક્ય, બંદો અને ખુદા બંને એક હોવું
- ૪ હમહ ઉસ્ત : વિસ્તૃત સમજૂતી માટે જુઓ મેઅયારુસ્સુલૂક પા. ૨૨૮
- ૫ ફકીર : હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) પોતાના માટે ફકીર શબ્દ વાપરે છે. માટે જ્યાં 'ફકીર' શબ્દ આવે ત્યાં પત્રના લેખક હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) પોતે એમ સમજવું
- ૬ કદીમ : જે હંમેશાથી હોય, જેનો કોઈ આરંભ ન હોય, અનાદિ, શાશ્વત, સનાતન

અને નખશીખ ખૈર (છે.) અને જે ચીઝ પૈદા થઈ તે મઅદૂમ[૧] છે. અને હકની ઝાત અને સિફાત જોડે એનો હુલૂલ[૨] અને ઈત્તેહાદનો કોઈ સંબંધ નથી. એ સંબંધ માત્ર એટલો જ છે કે ખુદા મખ્લૂકનો ખાલિક[૩] છે; એ સિવાય બીજો કોઈ સંબંધ નથી.

અલ્લાહ જલ્લ શાનુહૂ અને તેના અસ્મા અને સિફાત તમામ નુકસાનોથી પાક અને નખશીખ ખૈર છે. અને 'મુમ્કિન' હરેક નુકસાન અને બૂરાઈથી ભરપૂર છે.

مَا اَصَابَكَ مِنْ حَسَنَةٍ فَمِنَ اللّٰهِ
وَمَا اَصَابَكَ مِنْ سَيِّئَةٍ فَمِنْ نَّفْسِكَ

જે કંઈ ખૈર (અને) ભલાઈ છે તે મારા તરફથી છે અને જે કંઈ બૂરાઈ અને શર છે તે તમારા (પોતાના) તરફથી છે.

જ્યારે કોઈ શખ્સના ઝિલ્લ[૪] ને ઐન શખ્સ નથી કહી શકતા તો મખ્લૂકને ખાલિકની સાથે કેવી રીતે મેળવી શકીએ છીએ! યા મખ્લૂકનો ખાલિકની સાથે હુલૂલ અને ઈત્તેહાદ કેવી રીતે સ્થાપી શકીએ છીએ!

**આગાહી[૫]**

જે ચીઝને 'ખલ્ક' (સર્જિત) શબ્દ લાગૂ પડશે તેને ફના (નાશવંત) શબ્દ પણ લાગૂ પડવો અનિવાર્ય છે. જો હરેક ચીઝ

- ૧ મઅદૂમ : નાશવંત, ફાની,
- ૨ હુલૂલ : સાયુજ્ય, એક થઈ જવું તે, એક વસ્તુનું બીજી વસ્તુમાં એવી રીતે મળી જવું કે બંને વચ્ચે ભેદ પારખી ન શકાય.
- ૩ ખાલિક : સર્જનહાર, પૈદા કરનાર
- ૪ ઝિલ્લ : પડછાયો અથવા પ્રતિબિંબ
- ૫ આ કિતાબમાં જ્યાં પણ 'આગાહી' શીર્ષક હેઠળ સમજૂતી હશે તે ઉર્દૂ અનુવાદ અને સંક્ષેપ કરનાર હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી (રહ.)ની લખેલી સમજણી

'કદીમ' હોય તો તેના પર 'ખલ્ક' યા 'હલાક' (વિનાશ) શબ્દ લાગૂ નથી થઈ શકતો. હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમ, જેમના પાક નૂર વડે તમામ મખ્લૂકનું વુજૂદ આલમે ઝુહૂરમાં આવ્યું છે તેઓ ખુદ પોતાને મખ્લૂક ફરમાવે છે.

વળી 'ખલ્ક' શબ્દના કારણે 'હાદિસ' શબ્દ પણ એમના પર લાગૂ પડવું અનિવાર્ય છે;

તો જ્યારે હુઝૂર (સલ.)ની જ ઝાતે મુબારક ને અલ્લાહની ઝાત અને સિફાતની જેમ કદામત અને 'બકાયે કુલ્લી' (અમરતા) હાસિલ નથી અને ઝાતે હકમાં અને સિફાતે હકમાં હુઝૂર (સલ.) ની ઝાતને અને સિફાતને હુલૂલ કે ઈત્તેહાદ નથી તો બીજી કોઈ પણ વસ્તુને ભલેને તે ગમે તેવા મર્તબા અને દરજ્જાની હોય, અલ્લાહની ઝાત અને સિફાત સાથે તેને હુલૂલ અને ઈત્તેહાદ કેવી રીતે થઈ શકે છે! અને હુદૂસ (નાશવંત) શબ્દથી અલિપ્ત કેવી રીતે થઈ શકે છે!

જો કોઈ ચીઝને અલ્લાહની ઝાત અને સિફાતની સાથે કદામત, યા હુલૂલ અને ઈત્તેહાદનો સંબંધ હોત તો—

كُلُّ شَىْءٍ هَالِكٌ

તમામ ચીઝો હલાક (નાશ) થઈ જનારી છે.

વારિદ ન થતે.

ઈં જહાન ફાનીસ્ત વ આં બાકીસ્ત,
આ દુનિયા ફના થઈ જનારી છે અને ખુદાની ઝાત બાકી રહેનારી છે.

દિલ બ બસ્તન ઈં જહાન નાદાનીસ્ત.
એટલે આ ફાની દુનિયામાં દિલ લગાડવું મૂર્ખાઈ ભરેલું છે.

ઈં જહાન બાકી ન માનદ તારે મૂ,
આ દુનિયા એક વાળ બરાબર પણ બાકી રહેનારી નથી,

કુલ્લો શયઈન હાલેકુન ઈલ્લા વજહહૂ
અલ્લાહ તઆલાની ઝાત સિવાય બાકી તમામ ચીઝો નાશ પામનારી છે.

અય બિરૂં અઝ વહમો કાલો કીલે મન,
હે ખુદા! તારી ઝાત અમારી કલ્પનાઓ અને વાણી અને વચનથી પર છે,

ખાક બર ફર્કે મનો તમ્સીલે મન.
ધૂળ પડે અમારા અનુમાનો અને અમારી ઉપમાઓ પર.

## પત્ર ૨

### ★ પ્રતિ : મીર શમ્સુદ્દીન ખલ્ખાની (રહ.)

- અલ્લાહ તઆલાની સાત કે આઠ સિફતો જે હકીકી છે, તે 'ખારિજ'[૧]માં મોજૂદ છે.
- તમામ ફિર્કા (પંથો) હક તઆલાની સિફાતના વુજૂદના માનનારા નથી.
- હક તઆલા પોતાની ઝાતથી ખુદ મોજૂદ છે ન કે વુજૂદની સાથે.
- હક તઆલાની સિફાત તેની ઝાતની સાથે મોજૂદ છે ન કે વુજૂદની સાથે.
- અલ્લાહ તઆલાની ઝાત અને સિફાત 'વુજૂદ' શબ્દથી ઉચ્ચમાં ઉચ્ચ (પર) છે.

## પત્ર ૩

### ★ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ સઈદ[૨] (રહ.)

૧ ખારિજ : અલગ, બહાર, અલાયદું
૨ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૫૪

જે કંઈ 'અનફુસ' અને 'આફાક'[૧]ના આયનાઓમાં જાહેર થાય છે તેના પર ઝિલ્લીયત[૨] નો દાગ (કલંક) લાગેલો હોય છે. એટલા માટે 'નફી'[૩]ના લાયક છે.

જ્યારે 'આફાક' અને અનફુસથી મામલો પસાર થઈ જાય છે તો ઝિલ્લીયતની કેદથી છૂટી જાય છે અને 'ફેઅલ'[૪] અને 'સિફત' ની તજલ્લિની શરૂઆત થઈ જાય છે.

'તજલ્લીયે ઝાત' એના કરતાં ઘણી આગળ છે.

કોઈપણ તજલ્લિ—ભલે આફાકી હોય કે અનફુસી—હઝરાતે નકશબંદિયા એને મકસૂદ અને અસલ સમજતાં નથી. અને અસલની તલબમાં કદમ આગળ ધપાવે છે.

□

'વિલાયતે સુગરા'[૫] ઓલિયાની વિલાયત છે. અને 'વિલાયતે કુબરા'[૬] હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલામની વિલાયત છે. ઓલિયાઓની વિલાયતનો જ્યાં અંત છે ત્યાં અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામની વિલાયતનો આરંભ છે.

કમાલાતે નુબુવ્વતનો મામલો આ (બંને) વિલાયતોથી ઉચ્ચ છે. જ્યાં વિલાયતે કુબરાનો અંત છે ત્યાં કમાલાતે નુબુવ્વતનો આરંભ છે.[૭]

● ૧ 'અનફુસ' અને 'આફાક' : એની સમજૂતી પત્રના અંતે 'આગાહી' માં આપી છે.

૨ ઝિલ્લીયત : પ્રતિબિંબિતતા, હકીકતે મુમ્કિનાહ તરફ ઈશારો છે.

૩ નફી : ઈન્કાર કરવો, દૂર કરવું, નષ્ટ કરવું, છોડી દેવું

૪ ફેઅલ : કાર્ય, વર્તન, પ્રવૃત્તિ

૫ વિલાયતે સુગરા : વિસ્તૃત સમજૂતી માટે જુઓ 'મેઅયારૂસ્સુલક' પા. ૧૪૨ (૨૨૯)

૬ વિલાયતે કુબરા : ,, ,, ,, ,, પા. ૧૮૩ (૨૭૮)

૭ કમાલાતે નુબુવ્વત : ,, ,, ,, ,, પા. ૧૯૩ (૨૯૩)

એવું માલૂમ પડે છે કે હઝરત ખ્વાજા નકશબંદ રેહમતુલ્લાહે અલૈહેએ હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલામની વિલાયતમાંથી વારસા રૂપે હિસ્સો મેળવ્યો છે એટલા જ માટે આપ ફરમાવે છે કે:

'મેં અંતને આરંભમાં દર્જ (દાખલ) કર્યો છે.'

આ ફકીર એટલું જરૂર જાણે છે કે જ્યારે નકશબંદિયાની 'નિસ્બત' અને 'હુઝૂર'[1] કમાલ પર પહોંચી જાય છે તો 'વિલાયતે કુબરા'થી જઈ મળે છે.

□

ખુદાની ઝાત આપણી ઝાતથી અને
ખુદાની સિફાત આપણી સિફાતથી અને
ખુદાના અફઆલ[2] આપણા અફઆલથી નઝદીકતર છે.
આ મર્તબાઓની સૈર હક તઆલાની અકરબીયતની સૈર છે.

□

જે નવી મા'રેફતો મેં બયાન કરી છે તે આજ સુધી કોઈ બુઝુર્ગે બયાન કરી નથી.

**આગાહી**

આફાકથી મુરાદ તમામ મખ્લૂક છે. અને અનફુસથી મુરાદ ખુદ ઝાતે બશર (માનવનીઝાત છે.) સૈર અનફુસી સૈર આફાકીના કરતાં કેટલાયે દરજ્જે બેહતર છે. એટલા જ માટે હઝરત ખ્વાજા નકશબંદ રહમતુલ્લાહિ અલૈહ ફરમાવે છે કે:

'બાદ ફના વ બકા સૂફી હર્ચે મી બીનદ દર ખુદ મી બીનદ વ હર્ચે મી શનાસદ દર ખુદ મી શનાસદ વ હૈરતે ઈશાન દર વુજૂદે ઈશાન
'વફી અનફુસેકુમ અફલા તુબ્સેરૂન'

- ૧ હુઝૂર : કુર્બ, નજદીકી, સાંનિધ્ય
  ૨ અફ્આલ : ફેઅલ (કાર્ય)નું બહુવચન

ભાવાર્થ

ફના અને બકા બાદ ઔલિયા જે કંઈ જુએ છે તે પોતાનામાં જુએ છે, અને જે કંઈ ઓળખે છે તે પોતાનામાં ઓળખે છે; અને તેઓની હૈરત તેઓના વુજૂદમાં છે;

(અલ્લાહ તઆલા કુર્આન શરીફમાં ફરમાવે છે:)

'અને તમારા નફસમાં છે તો શું તમે જોતાં નથી?'[1]

# પત્ર ૪

## ★ પ્રતિ : મીર મુહમ્મદ નુઅમાન બદખ્શી[2] (રહ.)

સૈર આફાકી અને સૈર અનફુસીમાં ઈલ્મુલ યકીન હાસિલ થાય છે. ઐનુલ યકીન અને હકકુલ યકીન એનાથી આગળ મળે છે.

બીજા અકસર સૂફીઓએ ઈલ્મુલ યકીન સૈર આફાકીમાં અને ઐનુલ યકીન તેમ જ હકકુલ યકીન સૈર અનફુસીમાં હાસિલ થવાનું બયાન કર્યું છે. તેમ જ સૈર અનફુસીથી આગળ બીજી કોઈ સૈર બયાન નથી કરી.

ઐનુલ યકીન અને હકકુલ યકીનની સૈરનો મામલો વિલાયતના મકામાતથી ઉચ્ચતર છે. અહલે વિલાયત એનો ન ઈદરાક કરી શકે છે, ન સમજી શકે છે. આ ઉલૂમ અનવારે નુબુવ્વતથી સંબંધ ધરાવે છે. જે અલ્ફેસાની (દ્વિતીય હઝાર વર્ષ હિ. સ. ૧૦૦૧થી હિ. સ. ૨૦૦૦)ની તજદીદ[3] પછી પૈરવી અને વારસા રૂપે તાજાં થયાં છે. આ ઉલૂમ અને મઆરિફનો આરિફ આ અલ્ફ (હજાર વર્ષ)નો મુજદ્દિદ છે.

● ૧ આ કુર્આન શરીફની આયતનો એક ટુકડો છે જે હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)એ પોતાની દલીલના સમર્થન અને પુરાવા રૂપે રજૂ કર્યો છે.

૨ પરિચય માટે જુઓ પરિશિષ્ટ : ૧ અને ૨, ક્રમાંક-૨૯

૩ તજદીદ : નવનિર્માણ, નવસર્જન

જાણવું જોઈએ કે હરેક સો વરસ પછી એક મુજદ્દિદ થયો છે. પરંતુ સો વરસનો મુજદ્દિદ અલગ છે અને હઝાર વરસનો મુજદ્દિદ અલગ છે. જેવી રીતે સો અને હઝારમાં તફાવત છે એજ પ્રમાણે મુજદ્દિદે સદી અને મુજદ્દિદે અલ્ફ (હજાર વર્ષના મુજદ્દિદ)માં તફાવત છે બલ્કે એના કરતાં પણ વધારે.

મુજદ્દિદ તે હોય છે કે, જે કંઈ ફૈઝ (જે કોઈને પણ) એ સમયગાળામાં પહોંચે છે તે પેલા મુજદ્દિદના ઝરીયાથી પહોંચે છે; ભલે (ફૈઝ હાસિલ કરનાર) એ સમયના અકતાબ[1] હોય કે અવતાદ હોય કે નુજબા[2] હોય કે અબ્દાલ હોય.

**આગાહી**

વિલાયતના ઉલૂમને હરેક ઝમાનામાં ઔલિયા અલ્લાહ બયાન કરતાં આવ્યા છે પરંતુ વિલાયતથી આગળ 'કમાલાતે નુબુવ્વત' અને બીજી નૂતન (જદીદ) હકીકતો હઝરત મુજદ્દિદ અલ્ફેસાની રહમતુલાહિ અલૈહેએ બયાન ફરમાવી છે એથી પહેલાં કોઈ બુઝુર્ગે આ મઆરિફ વિશે ન કહ્યું છે, ન લખ્યું છે. એટલા જ માટે આપને મુજદ્દિદ અલ્ફેસાની કહે છે.

# પત્ર ૫

## ★ પ્રતિ : મીર શમ્સુદ્દીન ખલ્ખાની (રહ.)

અલ્લાહ જલ્લ શાનુહૂની સિફતો બે પ્રકારની છે. એક તે સિફતો છે જે 'ઝાતે હક'થી સંબંધ ધરાવે છે; અને ખલ્કથી (સંબંધ ધરાવતી) નથી. અને કેટલીક સિફતો તે છે જે ઝાતે હકથી કાયેમ છે અને મખ્લૂકથી પણ તઅલ્લુક અને મુનાસિબત ધરાવે છે. વળી સિફાતે હક ન ઐન ઝાત છે ન ગૈર ઝાત છે. જેવી રીતે કપડાંની સફેદી ન ઐન કપડું છે ન કપડાથી અલગ છે.

● ૧ અકતાબ : કુતુબનું બહુવચન
૨ નુજબા : નજીબનું બહુવચન

# પત્ર ૬

## ★ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ મા'સૂમ[1] (રહ.)

હું માનું છું કે મારી પૈદાઈશથી મકસૂદ એ છે કે વિલાયતે મુહમ્મદી (સલ.) વિલાયતે ઈબ્રાહીમી (અલ.)ના રંગમાં હમ–રંગ[2] થઈ જાય. અને તે વિલાયતના હુસ્ન[3] અને મલાહત[4] આ વિલાયતના જમાલ[5] અને સબાહત[6]ની સાથે મળી જાય. જેમ કે હુઝૂર અલૈહિસ્સલાતો વસ્સલામે ફરમાવ્યું છે :

'મારો ભાઈ યૂસુફ (અલ.) સુબ્હ (ગોરો) હતો
અને હું મલીહ (ખૂબસૂરત) છું.'

અને આ રંગાઈ જવાથી અને મળી જવાથી મેહબૂબીયતે મુહમ્મદીયહ (સલ.)ના દરજ્જા અને મકામમાં વધારો થઈ જાય. ઈબ્રાહીમ અલૈહિસ્સલામની ઈતેબાઅથી યકીનન એ જ મહાન દોલતનું હાસિલ થઈ જવું મકસદ છે. જેવી રીતે કે નમાઝના સમય દરમ્યાન સલાત અને બરકાત હઝરત ઈબ્રાહીમ અલૈહિસ્સલાતો વસ્સલામના જેવા તલબ કરવામાં આવે છે.[7]

મલાહત (ખૂબસૂરતી) અને સબાહત (ગોરા હોવું) પોત પોતાની સિફતમાં અલગ અલગ અને મુમતાઝ (અનોખા) છે.

○ 'મુહબ્બત'નો મકામ 'મલાહત'થી મુનાસિબત ધરાવે છે.
○ 'ખુલ્લત' (મૈત્રિ)નો મકામ 'સબાહત'થી મુનાસિબત ધરાવે છે.

● ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક–૩૯
૨ હમરંગ : સમરંગી
૩ હુસ્ન : સુંદરતા
૪ મલાહત : ખુબસૂરતી
૫ જમાલ : સૌંદર્ય
૬ સબાહત : ઉજળાપણું, સફેદી, ગોરા હોવું,
૭ આ ઈશારો દુરૂદે ઈબ્રાહીમ તરફ છે.

- મુહબ્બતના મકામમાં મેહબૂબીયત માત્ર હુઝૂર ખાતિમુર્રુસુલ અલૈહિસ્સલાતો વસ્સલામને નસીબ છે
- મુહિબ્બીયતે ખાલિસ હઝરત મૂસા કલીમુલ્લાહ અલૈહિસ્સલાતો વસ્સલામની સાથે મખ્સૂસ છે.
- હઝરત ખલીલ અલૈહિસ્સલાતો વસ્સલામ 'યારી' (મૈત્રી) અને 'નદીમી' (દોસ્તી)ની નિસ્બત ધરાવે છે.

'મુહિબ' અલગ છે અને 'મેહબૂબ' અલગ છે. વળી 'યાર' તેમ જ 'નદીમ' અલગ છે. હરેક નિસ્બત અલગ અલગ છે.



આ ફકીર વિલાયતે મુહમ્મદીયહ (સલ.) અને વિલાયતે મૂસવીયહ અલૈહિસ્સલાતો વસ્સલામનો પરવરિશ પામેલો છે એટલા માટે 'વતન'[1] અને 'સુકૂનત[2] 'મલાહત'ના મકામમાં ધરાવે છે પરંતુ વિલાયતે મુહમ્મદીયહ અલૈહિસ્સલાતો વસ્સલામના મુહબ્બતના ગલ્બાના કારણે મેહબૂબિયતની નિસ્બત ગાલિબ છે. તેમ જ મુહિબ્બીયતની નિસ્બત મગ્લૂબ અને મસ્તૂર[3] છે.



હે ફરઝંદ! જે મામલો મારી પૈદાઈશથી મકસૂદ હતો તે ઉપરાંત એક બીજું મહાન કારખાનું (કાર્ય-ભાર) મારા હવાલે ફરમાવ્યો છે. મને પીરી અને મુરીદીના માટે (આ જગતમાં) નથી લાવ્યા અને ન (મારી) પૈદાઈશથી ખલ્ક[4]ની તકમીલ અને ઈરશાદ મકસૂદ છે. બલ્કે મામલો (કંઈક) બીજો છે અને કાર્ય-ભારથી (કંઈક) બીજું જ અપેક્ષિત છે. આ ઝિમન (વિષય)માં જેને મુનાસિબત હશે તે ફૈઝ પામશે. (આ) મામલો

- ૧ વતન : જન્મભૂમિ
  ૨ સુકૂનત : નિવાસ સ્થાન, રહેઠાણ, સ્થાયીત્વ,
  ૩ મસ્તૂર : છૂપી, ગુપ્ત
  ૪ ખલ્ક : લોકો

તકમીલ અને ઈરશાદના મુકાબલામાં રસ્તામાં ફેંકેલી ચીઝની જેમ છે.

□

હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલામની દઅવતને તેઓના બાતિની મુઆમલાતની સાથે એ જ નિસ્બત હતી. જો કે નુબુવ્વત-નો મન્સબ (હોદ્દો) ખતમ થઈ ચૂક્યો છે પરંતુ નુબુવ્વતના કમાલાતમાંથી અને ખુસૂસિયતોમાંથી પૈરવી અને વારસા સ્વરૂપે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામના કામિલ તાબેદારોને હિસ્સો હાસિલ છે.

## પત્ર ૭

### ★ પ્રતિ : મૌલવી અબ્દુલ હયૌ[૧] (રહ.)

'મુહબ્બતે ઝાતિયહ' એ છે કે હક તઆલા પોતે પોતાને દોસ્ત રાખે છે. એના ત્રણ એઅતેબાર છે. (૧) મેહબૂબીયત (૨) મુહિબ્બીયત (૩) મુહબ્બત.

મેહબૂબીયતે ઝાતિયહના કમાલાત હઝરત ખાતિમુર્રુસુલ અલૈહિસ્સલાતો વસ્સલામની સાથે મખ્સૂસ છે.

મુહિબ્બીયતનો ઝુહૂર હઝરત કલીમુલ્લાહ અલૈહિસ્સલાતો વસ્સલામને નસીબ છે.

નફસે મુહબ્બત

સૌથી પ્રથમ હઝરત અબૂલ બશર (હઝરત આદમ અલ.) માં;

તેમના પછી હઝરત નૂહ અલૈહિસ્સલામમાં,

તેમના પછી હઝરત ઈબ્રાહીમ અલૈહિસ્સલામમાં જાહેર થઈ.

હકીકતે હાલને અલ્લાહ તઆલા જ ખૂબ જાણે છે.

□

● ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૯

મેહબૂબીયતનો ઈઝહાર ઝિલ્લના તૌર પર ઔલિયાએ મુરાદ[૧]ને નસીબ છે.

મુહિબ્બીયતનો ઈઝહાર ઔલિયાએ મુરીદ[૨]ને નસીબ છે.

□

મુહબ્બતે ઝાતિયહથી ઉપર 'હુબ્બ'નો મકામ છે... જે આ ત્રણે એઅતેબારોનો જામેઅ[૩] અને ઈજમાલ[૪] છે.

□

'રઝા'નો મકામ 'મુહબ્બત' તેમ જ 'હુબ્બ'ના મકામથી (પણ) ઉપર છે. મુહબ્બતમાં નિસ્બતો ઈજમાલી અને તફસીલી[૫] તૌર પર મળે છે. અને 'રઝા'ના મકામમાં સર્વે નિસ્બતો હઝફ (નષ્ટ) થઈ જાય છે; જે હક તઆલાની ઝાતથી મુનાસિબ છે.

□

'રઝા'નાં મકામથી ઉપર હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામના સિવાય બીજા કોઈના કદમ નથી. જેમ કે હુઝૂર (સલ.)એ ઈરશાદ ફરમાવ્યો છે:

لِيْ مَعَ اللّٰهِ وَقْتٌ لَا يَسَعُنِيْ فِيْهِ مَلَكٌ مُقَرَّبٌ وَلَا نَبِيٌّ مُرْسَلٌ

અલ્લાહની સાથે મારો એક એવો સમય છે જેમાં કોઈ મુકર્રબ ફરિશ્તાને કે નબીયે મુર્સલ ને (પણ) પ્રવેશ નથી.

**આગાહી**

મેહબૂબીયતની, મુહિબ્બીયતની તેમ જ મુહબ્બતની અસલ 'હુબ્બ' છે. મુરાદથી તે ઔલિયા મકસૂદ છે જેઓને (ખુદ) ખુદાએ ચાહ્યા અને મુરીદ તે ઔલિયા છે જેઓ ખુદ ખુદાને ચાહે છે.

- ૧ મુરાદ : જેને ખુદ ખુદા ચાહે.
- ૨ મુરીદ : જે ખુદ ખુદાને ચાહે.
- ૩ જામેઅ : સંગ્રહ, સંચય, ભંડાર
- ૪ ઈજમાલ : સંક્ષેપ, નિચોડ
- ૫ તફસીલી : વિસ્તૃત, સવિસ્તર

## પત્ર ૮

### ★ પ્રતિ : ખાન ખાનાન[1]

હક તઆલાનો કુર્બ[2] અને મઈય્યત[3] તેની ઝાતની જેમ બેચૂં[4] અને બેચગૂં[5] છે. અને જે કુર્બ અને મઈય્યત આપણા કશ્ફ અને શુહૂદમાં આવી જાય તેનાથી હક તઆલા અલિપ્ત અને પર છે. આ જહાનમાં કામિલોનું નસીબ માત્ર એ છે કે હક તઆલાની ઝાત અને સિફાત પર ઈમાન લાવે.

□

'ઈમાન બિલ ગૈબ' જે ખાસોમાં પણ ખાસ ઔલિયાને નસીબ છે; (તે) સામાન્ય લોકોના ઇમાન બિલ ગૈબની જેમ નથી. સામાન્ય જનોએ સાંભળીને અને દલીલો વડે ઈમાન બિલ ગૈબ હાસિલ કર્યું છે અને ખાસોમાં પણ ખાસ (ઔલિયાઓએ) જમાલ અને જલાલના ઝિલાલ તેમ જ તજલ્લિયાત અને ઝુહૂરાતના પરદાઓની પાછળ ગૈબુલ ગૈબનું અવલોકન કરીને ઈમાન હાસિલ કર્યું છે.

□

મૌલાના અબ્દુલ ગફૂર અને મૌલાના હાજી મુહમ્મદ અમારા ખાસ દોસ્ત છે. તેમની મદદ કરવી અને તેમના પર એહસાન કરવું જાણે મારી સાથે એહસાન કરવું છે.

## પત્ર ૯

### ★ પ્રતિ : મુલ્લા આરિફ ખતની (રહ.)

રસૂલે ખુદા સલ્લલ્લાહો અલૈહે વસલ્લમે ઈરશાદ ફરમાવ્યો

- ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક–૧૮
- ૨ કુર્બ : નજદીકી, સામીપ્ય,
- ૩ મઈય્યત : સંગાથ, સથવારો, સાંનિધ્ય
- ૪ બેચૂં : અનન્ય, અદ્વિતીય
- ૫ બેચગૂં : અનુપમ, બેમિસાલ, અજોડ

છે કે :

'તમામ ઝિક્રો કરતાં અફઝલ ઝિક્ર 'લાઈલાહ ઈલ્લલ્લાહ' છે.'

અને હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામે એ પણ ફરમાવ્યું છે કે :

'અલ્લાહ તઆલા ફરમાવે છે કે મારા સિવાય સાતેય આસમાન અને સાતેય જમીનને એક પલ્લામાં મૂકવામાં આવે અને 'લાઈલાહ ઈલ્લલ્લાહ' કલેમાને બીજા પલ્લામાં મૂકવામાં આવે તો કલેમા વાળું પલ્લું ભારી થશે.'

□

જે કંઈ મકશૂફ[1] અને મશહૂદ[2] અને ઈદરાક[3]માં આવે; તેનાથી હક તઆલા ઉચ્ચમાં ઉચ્ચ છે.

સર્વને ઈમાન બિલ ગૈબ નસીબ છે. માત્ર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામને ઈમાને શુહૂદી નસીબ છે. કારણ કે તેઓ આ દુનિયામાં રૂયતે હક (અલ્લાહના દર્શન)થી શબે મેઅરાજમાં મુશર્રફ થયા છે.

બીજાઓને આલમે આખિરતમાં દીદાર[4]નો વાયદો છે જ્યારે હુઝૂર (સલ.)ને આ દુનિયામાં નસીબ થયો છે.

## પત્ર ૧૦

### ★ પ્રતિ : મિયાં મૌદૂદ[5] (રહ.)

હઝરત શૈખ બાયઝીદ બુસ્તામી રહમતુલ્લાહિ અલૈહ ફરમાવે છે કે :

'જો અર્શ અને અર્શમાં જે કંઈ છે તે સર્વ આરિફના

● ૧ મકશૂફ : અંતઃદર્શન, કશ્ફ
૨ મશહૂદ : બાહ્ય દર્શન
૩ ઈદરાક : સમજ, ભાન,
૪ દીદાર : દર્શન
૫ આપ હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના હકીકીભાઈ હતા.

દિલના ખૂણામાં મૂકી દેવામાં આવે તો આરિફને કલ્બ[૧]ની ફરાખી[૨]ના કારણે કંઈ મેહસૂસ ન થાય!'

વળી હઝરત શૈખ જુનૈદ બગદાદી રહમતુલ્લાહિ અલૈહ પણ એનું સમર્થન કરે છે. ખૂબ જ તઅજજુબની સાથે કહું છું કે—

જો એમના જેવા બુઝુર્ગો
અર્શે મુઅલ્લાનો ઈન્સાનના કલ્બની તુલનામાં કંઈ
એઅતિબાર (વિસાત) ન હોવાનું ફરમાવે!
અર્શને અનવારે કદીમના ઝુહૂરાતથી ખાલી સમજીને
હાદીસ ફરમાવી દે!
તેમ જ
કલ્બને અનવારે કદીમના ઝુહૂરાતના કારણે કદીમ
બયાન કરી દે!
તો પછી બીજાઓની તો વાત જ શી કરવી!

(એનાથી ખિલાફ) ફકીરના નઝદીક વાત એ છે કે—

જ્યારે આરિફનું કલ્બ પોતાની ખાસ ઈસ્તિઅદાદના મુવાફિક નિહાયતુન્નિહાયત સુધી પહોંચી જાય છે અને તે એવો કમાલ હાસિલ કરી લે છે કે જેનાથી વધારે બીજો કોઈ કમાલ નથી ત્યારે તે એ વાતની કાબેલિયત પૈદા કરી લે છે કે અનવારે અર્શીના ઝુહૂરના બેનિહાયત લમ્આતમાંથી એક લમ્અહ[૩] એના પર ફાઈઝ થાય!

(પરંતુ ખ્યાલ રહે કે) એ લમ્અહને પેલા લમ્આત જોડે એવો સંબંધ છે જેવો બિંદુ ને સિંધુ (સાગર) જોડે! અર્શ તે છે જેને (ખુદ) અલ્લાહ તઆલા 'અઝીમ' ફરમાવે છે. અને એના પર 'ઈસ્તવા'નો 'સીર્' સાબિત કરે છે.

- ૧ કલ્બ : દિલ
૨ ફરાખી : વ્યાપકતા અને વિશાળતા,
૩ લમ્અહ : રોશની, કિરણ બહુવચન-લમ્આત

આરિફના કલ્બને જામેઈય્યતના કારણે તસ્બીહ અને તમ્સીલના તૌર પર (ઉપમા અને મિસાલ તરીકે) અલ્લાહનો અર્શ કહેવામાં આવે છે.

જેવી રીતે આલમે કબીરમાં[૧]
આલમે ખલ્ક અને આલમે અમ્રની વચ્ચે
અર્શે મજીદ બરઝખ છે[૨];
તેવી જ રીતે આલમે સગીરમાં[૩]
આલમે ખલ્ક અને આલમે અમ્રની વચ્ચે
કલ્બ પણ બરઝખ છે.

એટલે સરખામણી અને ઉપમાની રીતે કલ્બને અર્શ કહી શકાય.

□

અનવારે કદીમની કાબેલિય્યતની ઝિલ્લીય્યત મિલાવટથી પાક છે અને અર્શે મજીદની સાથે મખ્સૂસ છે. આ કાબેલિય્યત

ન આલમે ખલ્ક ધરાવે છે, ન આલમે અમ્ર ધરાવે છે.
ન આલમે કબીર ધરાવે છે; ન આલમે સગીર ધરાવે છે.

□

અર્શે મજીદ ઉપરાંત આરિફે કામિલનું કલ્બ પણ જામેઈય્યત અને બરઝખીય્યતના સંબંધના કારણે આ અનવારોથી નૂર ગ્રહણ કરે છે; મહાસાગરમાંથી ખોબો ભરી લે છે.

□

અર્શ અને આરિફે કામિલના દિલ સિવાય જેટલા પણ ઝુહૂર છે તે તમામ પર ઝિલ્લીય્યતનો દાગ (કલંક) છે.

□

૧ આલમે કબીર : તમામ મખ્લૂક
૨ બરઝખ : પરદો, આડ, માધ્યમ
૩ આલમે સગીર : માનવનું શરીર

**આગાહી**

હઝરત બાયઝીદ બુસ્તામી અને હઝરત જુનૈદ બગદાદી રહમ-તુલ્લાહિ અલૈહેમાના કલ્બ રૂપી આયનામાં બેશક અર્શે મોઅલ્લા ખૂબ જ નાનો માલૂમ પડતો હશે કારણ કે અર્શે મોઅલ્લા પર હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.) કે હઝરત જુનૈદ બગદાદી (રહ.) તો પહોંચી શકતા નથી. હાં, (તેઓના) કલ્બ રૂપી આયનામાં તેનું પ્રતિબિંબ પડવું જરૂરી છે.

જેવી રીતે સૂરજનો ગોળો નાનામાં નાના આયનામાં પણ સમાઈ જાય છે અને છતાં આયનાનો કેટલોક ભાગ ખાલી રહે છે; અને સૂરજ ઉપરાંત આસમાનનો ઘણો ભાગ પણ એ જ આયનામાં દેખાય છે! એ જ પ્રમાણે આ હઝરાત રહમતુલ્લાહિ અલૈહેમાને કલ્બના મુકાબલામાં અર્શે મોઅલ્લા દેખાય છે.

આ હઝરાતો પણ સાચું ફરમાવે છે અને હઝરત ઈમામે રબ્બાની (રહ.)ની દલીલો પણ ખૂબ જ મજબૂત છે. હઝરત મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે કે:

આઈનએ દિલ ચું શવદ શાફી વ પાક,
દિલ રૂપી આયનો જ્યારે પાક અને સાફ થાય છે ત્યારે
નકશહા બીની બીરૂન અઝ આબો ખાક
એમાં પરલોકના પ્રતિબિંબો દેખાવા માંડે છે.

# પત્ર ૧૧

## ★ પ્રતિ: હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ (રહ.)[૧]

આલમે કબીર વુસ્અત[૨] (ધરાવતું હોવા) છતાં 'હૈઅતે વિજદા-ની'[૩] ધરાવતું નથી. એટલા જ માટે શુયૂને ઝાતના, અસ્માના તેમ જ સિફાતના ફૈઝાનને ગ્રહણ કરવાની એનામાં કાબેલિયત નથી.

૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક ૩૯
૨ વુસ્અત : વ્યાપકતા, વિશાળતા
૩ હૈઅતે વિજદાની : સૂઝ-બૂઝ ધરાવી શકે એવું સ્વરૂપ

આલમે કબીરમાં સૌથી બેહતર અર્શે મોઅલ્લા છે. હઝરત ઝાતે જામેઅ સિફાત (અલ્લાહ તઆલા)ના અનવારના ઝુહૂરનો એ મકામ છે. અર્શે મજીદ સિવાય (બાકીના) તમામ આલમે કબીરમાં ઝાત અને સિફાતનો ઝુહૂર ઝિલ્લીયતની સાથે છે.

જો કે અલ્લાહ

'નૂરૂસ્સમાવાતે વલ અર્દ'
(આસ્માનો અને જમીનનું નૂર) છે.

પરંતુ એ નૂર ઝિલાલના પરદાઓ સાથે છે. અને જે કોઈમાં નૂરના ઝિલનું ઝુહૂર છે તે અર્શે મોઅલ્લાથી ગ્રહણ કરેલું છે. જેવી રીતે દરિયામાંથી વાસણમાં પાણી ભરી લેવામાં આવે યા મશાલ વડે દિવાઓ સળગાવવામાં આવે.

'અલ્લાહો નૂરૂસ્સમાવાતે વલ અર્દ... (છેવટ સુધી)
અલ્લાહ આસમાન અને જમીનનું નૂર છે...(છેવટ સુધી)

□

આ નૂરની મિસાલ એવી છે જેમ કે એક ચિરાગદાન[1] હોય અને તેમાં ચિરાગ હોય અને ચિરાગ એક કાચની શીશી (ચીમની) માં હોય. તે શીશી જાણે એક ચમકતો સિતારો હોય જે ઝૈતુનના ઝાડ (ના તેલ)થી રોશન કરવામાં આવ્યો હોય, ન પૂર્વનું હોય ન પશ્ચિમનું હોય, અને એનું તેલ આગ વિના રોશની આપતું હોય!

એ જ મઆરિફની તરફ આ આયતે કરીમામાં ઈશારો છે. મિસાલ એટલા માટે બયાન કરવામાં આવી છે કે જેથી એમાં એ નૂરના ઝુહૂરને બિલા વાસ્તા (માધ્યમ વગર) ન સમજી લેવામાં આવે અને ઝિલ્લમાં અસલનો આભાસ ન થાય અને ઝિલ્લના નૂરને અસલના નૂરથી રોશન થયેલું ખયાલ કરે.

નૂર તે છે જેનાથી ચીઝો રોશન થાય છે. આસમાન અને જમીન હકતઆલાના નૂરના કારણે રોશન થયાં છે. હકીકતમાં

૧ ચિરાગદાન : દિવા મૂકવાનું સ્ટેન્ડ, દીપ-દાની, ઝુમ્મર

તેઓ 'અદમ' છે અને તેઓમાં અંધારું હતું. ખુદાએ તેમને અંધારામાંથી કાઢીને મુનવ્વર કર્યાં છે. આ સર્વ મિસાલો છે નહિતર હક તઆલાની ઝાત આ વાતોથી બિલકુલ પાક છે.

ઈં કાએદા યાદ દાર કે આંજા કે ખુદાસ્ત,
આ નિયમ યાદ રાખ કે જ્યાં ખુદા છે ત્યાં,

ન જૂઝ વ ન કુલ, ન ઝર્ફ વ ન મઝરૂફસ્ત.
ન જૂઝ (વ્યષ્ટિ) છે ન કુલ (સમષ્ટિ) છે; ન ઝર્ફ (પાત્ર) છે ન મઝરૂફ (પાત્રધારી) છે.

□

કલ્બ 'આલમે સગીર'નો અર્શ છે અને આલમે કબીરના અર્શના જેવો છે એટલે અર્શે મોઅલ્લામાં અને 'કલ્બે અબ્દુલાહ[૧] માં (હક તઆલાની) ઝાતનો ઝુહૂર ઝિલ્લીયત વિના છે.

જોકે આસમાનોને અને જમીનોને પણ એ જ તજલ્લિની ચમક પહોંચી છે પરંતુ તેઓમાં ચમક ઝિલ્લીયતની સાથે છે.

હકની ઝાતનો ઝુહૂર અર્શ પર જોકે ઝિલ્લીયતથી પાક છે પરંતુ ત્યાં ઝાતે હક અને સિફાતે હક મળેલાં (ભેગાં) છે; અને શુયૂન તેમ જ એઅતબારાત ઝાતમાં સાબિત છે.

જોકે સિફાત અને શુયૂન અહીં ઝાતના માટે હિજાબ (પરદા) નથી પરંતુ દીદ અને દાનિશ[૨]માં શરીક છે. અહદીયતે મુજર્રદહની મુહબ્બતની ગિરફતારી કોઈપણ અમ્રની શિર્કત પર રાઝી નથી. અને

اَلَا لِلّٰهِ الدِّيْنُ الْخَالِصُ

ખાલિસ ઈબાદત અલ્લાહના માટે જ યોગ્ય છે.

પ્રમાણે સિફાતની શિર્કત પણ ઈચ્છતી નથી. આ વાત કામિલ

• ૧ કલ્બે અબ્દુલ્લાહ : અલ્લાહના નેક બંદાનું દિલ
૨ દીદ અને દાનિશ : જોવું અને સમજવું

ઈન્સાનના કલ્બને નસીબ (પ્રાપ્ય) છે; કે જેની અસલ 'જુઝવે અર્દી'[૧] છે. મતલબ કે આ મામલામાં પ્રશંસાને લાયક, સર્વથી બેહતર, 'જુઝવે અર્દી' છે,

□

ઈન્સાનમાં બે ચીઝો એવી છે જે અર્શમાં નથી. આલમે કબીરને પણ એનો કંઈ હિસ્સો મળ્યો નથી.

૧ ઈન્સાનમાં 'જુઝવે અર્દી' છે જે અર્શમાં નથી;

૨ ઈન્સાનમાં 'હૈઅતે વિજદાની' છે જે આલમે કબીરમાં નથી.

જે શુઉર[૨] 'હૈઅતે વિજદાની' સાથે સંબંધ ધરાવે છે અને જે આલમે અસગરની સાથે મખ્સૂસ છે તે નુરૂન અલા નૂર છે.

એટલે ઈન્સાન એક અજુંબહ[૩] છે જેણે ખિલાફતની લિયાકત (પાત્રતા) પૈદા કરી લીધી છે અને 'બારે અમાનત'ને ઊઠાવી લીધી છે.

ઈન્સાનની અજીબો ગરીબ ખૂસુસિયતામાંથી એક આ ખૂસુસિયત છે કે તેનો મામલો અહીં સુધી પહોંચી જાય છે કે તે હઝરત અહદિયત મુજર્રદહ (અલ્લાહ તઆલા)નો આયનો બનવાની કાબેલિયત પૈદા કરી લે છે અને સિફાત અને શુયૂનના મળવા વગર ઝાતે અહદનો મઝહર બની જાય છે.

**આગાહી**

હઝરત મૌલાના રૂમી રહમતુલ્લાહ અલૈહે ફરમાવે છે કે:

વાસિલાં ચું ગર્કે ઝાત અંદ અય પિસર,
વાસિલો જ્યારે અલ્લાહ તઆલાની ઝાતમાં ગર્ક છે તો
પછી હે અઝીઝ!

● ૧ 'જુઝવે અર્દી : ઈન્સાનનું મૂળ તત્ત્વ માટી છે
૨ શુઉર : અક્લ, તમીઝ, ભાન
૩ અજુબહ : અદ્‌ભુત ચીઝ, વિસ્મયકારક વસ્તુ, અનોખી

**કે કુનંદ અંદર સિફાતે ઊ નઝર.**
તેઓ સિફાતે બારી તઆલામાં શા માટે નઝર કરે?

**તાઅતે આમહ ગુનાહે ખાસગાન,**
આમ લોકોની ઈબાદત, ખાસ લોકો (ઓલિયાઓ)ને મન ગુનાહ સમાન છે;

**વસ્લતે આમહ હિજાબે ખાસ દાન.**
આમ લોકોનું મિલન, ખાસ જનો માટે હિજાબ (પરદા) સમાન સમજવું જોઈએ.
એટલે જ :

'હસનાતુલ અબરારે સૈયેઆતુલ મુકર્રબીન'
અબરાર જેને નેકીઓ સમજે છે તેને મુકર્રબીન ગુનાહ સમાન ગણે છે.[1]

## પત્ર ૧૨

### ★ પ્રતિ : ગુલામ મુહમ્મદ[2] (રહ.)

મલાઈકાએ કિરામ[3] અસલનો મુશાહિદહ[4] કરે છે. અને મુતવજ્જેહ[5] રહે છે. ઝિલ્લીયત તેઓના હકમાં મફકૂદ (ગુમ) છે.

ઈન્સાન બિચારો આ જહાંનમાં ઝિલ્લીયતના દાઈરા (વર્તુળ)-માંથી મુશ્કેલીથી બહાર કદમ મૂકે છે અને અનફુસી અને આફાકી આયનાઓના વસીલા વગર શુહૂદે દાઈમી મુશ્કેલીથી હાસિલ કરી શકે છે.

- ૧ મુકર્રબીન પોતાની નેકીઓને દોષ અને ખામીથી ભરપૂર સમજે છે તેમજ ખુદાને લાયક અને સ્વીકાર પાત્ર નથી બલકે ગુનાહ અને સજાને પાત્ર છે એવું સમજે છે.
- ૨ આપ હઝરતના હકીકી ભાઈ હતા.
- ૩ મલાઈકા : ફરિશ્તા
- ૪ મુશાહિદહ : અવલોકન, દર્શન
- ૫ મુતવજ્જેહ : ધ્યાનીત

અસલ સુધી પહોંચ્યા પછી અસલના અનવારના કિરણોના પરતવ (રશ્મિ) તેના કલ્બના આયનામાં જલ્વાગર કરીને પછી તેને આ આલમની તરફ પાછા ફેરવી દેવામાં આવે છે અને નાકિસોની તરબીયત તેના હવાલે કરવામાં આવે છે. આ રૂજૂઅ (પુનરાગમન)માં તેની પણ તરબીયત છે અને બીજાઓની પણ.

જ્યારે આ કામની મુદ્દત પૂરી થઈ જાય છે ત્યારે તેને અસલ-નો શોખ પૈદા થાય છે. અને :

الموتُ جسرٌ يُوصِلُ الحبيبَ الى الحبيبِ

'મોત એક પુલ છે જે દોસ્તને દોસ્તથી મેળવે છે.'
(એ વાકય) તેની નજર સમક્ષ હોય છે.

□

ફરિશ્તા અને ઈન્સાનના અવલોકન વચ્ચેનો તફાવત જાણવો જોઈએ :

ફરિશ્તા જો કે અસલને જુએ છે; પરંતુ પોતાની (ઝાતની) બહાર જુએ છે; જ્યારે ઈન્સાન પોતાની ઝાતના આયનામાં અવલોકન કરે છે.

ફરિશ્તાને આ નેઅમતની બકા નસીબ નથી; જ્યારે ઈન્સાન-માં જો કે આ દોલત જુઝવ (આંશિક) રૂપે છે છતાં એ જુઝવને બકા બક્ષવામાં આવી છે.

એટલા જ માટે ઈન્સાને ખાકી (માટીના માનવ)ને જે ખુસૂસિયત નસીબ છે તે ફરિશ્તાને નસીબ નથી; કારણ કે અંદર-માં અને બહારમાં ઘણો તફાવત છે.

એ જ કારણે ખાસ બશર (માનવ), ખાસ ફરિશ્તાઓના કરતાં અફઝલ થઈ ગયા. એ હક તઆલાની અતા (દેણ) છે.

'વલ્લાહો યખ્તસ્સો બે રહમતેહી મંય
યશાઓ વલ્લાહો ઝુલ ફ્દલિલ અઝીમ.'

'અને અલ્લાહ તઆલા જેને ચાહે તેને પોતાની રહમત સાથે ખાસ કરી લે છે. અને અલ્લાહ તઆલા મહાન ફ્જલ વાળો છે.'

□

ઝમીન ઝાદહ બર આસમાન તાખ્તહ,
જમીનપર જન્મેલો આસમાન તરફ આગળ વધ્યો,

ઝમીન વ ઝમાનરા પસ અંદાખ્તા.
અને સ્થળ તેમજ કાળને પણ પાછળ મૂકી દીધાં.

ઈન્સાનને આ દૌલત જુઝવે અર્દી' (માટીના અંશ)ના કારણે પ્રાપ્ત થઈ છે. અને કદ્દાને જે અર્શુલ્લાહ (અલ્લાહનો અર્શ) કહે છે તે માટીના તત્ત્વના કારણે છે કારણ કે કલ્બ કુલનો જામેઅ અને દાઈરાએ ઈમ્કાનનો મરકઝ (કેન્દ્ર) છે. જમીનને તેની પસ્તી (નીચાણ) અને ફ્રિરોતની (વિનમ્રતા)ના કારણે આ સર્વ બુલંદી અને ઉન્નતી હાસલ થઈ છે.

'મન તવાદઅ લિલ્લાહે રફ્અહુલ્લાહો તઆલા'
જે ખુદાતઆલાના માટે વિનમ્રતા ગ્રહણ કરે
છે તેને ખુદાતઆલા બુલંદી અતા ફરમાવે છે.

**આગાહી :**

હઝરત હકીમ સનાઈ રહમતુલ્લાહિ અલૈહ અંદરૂને ખાના (ઘરમાંના) અને બીરૂને ખાના (ઘર બહારનાં)નો તફાવત બતાવતા કહે છે :

યક ચશ્માએ આબ દરૂને ખાના,
ઘરમાં એક પાણીનું ઝરણું હોવું,

બેહ ઝાં જૂઈ કે અઝ બિરૂને ખાના.
બહાર આવેલી પાણીની નહેર કરતાં બેહતર છે.

# પત્ર ૧૩

## ★ પ્રતિ : મિર્ઝા શમ્સુદ્દીન (રહ.)

ઉલ્માએ ઝાહિરની પ્રાપ્તિ અકીદાઓની દુરુસ્તી અને અહ-કામનો ઈલ્મ છે. અને તેના જ પ્રમાણે અમલ છે. જ્યારે સૂફીઓ શરીઅતના અહકામની ઈત્તિબાઅ ઉપરાંત અહવાલ અને મવાજિદ અને ઉલૂમે મઆરિફ પણ ધરાવે છે.

ઉલ્માએ રાસેખીન[1] હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામના વારસદાર છે અને તેઓના વિશે ઈરશાદ છે કે :

عُلَمَاءُ اُمَّتِیْ کَاَنْبِیَاءِ بَنِیْ اِسْرَائِیْل

'મારી ઉમ્મતના ઉલ્મા બની ઈસ્રાઈલના પૈગમ્બરો સમાન છે.'

ઉલ્માએ ઝાહિર અને સૂફીઓને જે ચીઝો પ્રાપ્ય છે તે ઉપરાંત હકાઈક[2] અને દકાઈક,[3] અસરાર,[4] અને મુતશાબિહાતે કુરઆની[5] તેમ જ હુરૂફે મુકત્તઆત[6] ના રુમૂઝ[7] અને અનવારથી પણ ઉલ્મા-એ રાસેખીન મુશર્રફ છે. એ જ ઉલ્માએ રાસેખીન હક તઆલાના મહરમ[8] છે.

- ૧ ઉલ્માએ રાસેખીન : વિલાયતથી પણ આગળ ફૈઝાને નુબુવતમાંથી હિસ્સો મેળવનારા અતિ ઉચ્ચ કક્ષાના ઔલિયા.
- ૨ હકાઈક : હકીકતો. (હકીકતનું બહુવચન)
- ૩ દકાઈક : દકીકનું બહુવચન, સૂક્ષ્મ બાબતો
- ૪ અસરાર : રહસ્યો, ભેદો,
- ૫ મુતશાબિહાતે કુરઆની : એની વિસ્તૃત ચર્ચા દુર્રે લાસાની ભાગ–૧, પત્ર–૨૭૬માં હઝરતે કરેલી છે.
- ૬ હુરૂફે મુકત્તઆત : કુરઆન શરીફની કેટલીક સૂરતોમાં આરંભમાં આવતા હુરૂફ. જેમકે : યા–સીન, અલીફ–લામ–મીમ...વગેરે.
- ૭ રુમૂઝ : ભેદ, રહસ્ય, રાઝ, રમ્ઝનું બહુવચન
- ૮ મહરમ : મુકર્રબ, અતિ નિકટના માણસો, જાણકાર, જાણભેદુ,

આગાહી

મૌલાના રૂમી રહમતુલ્લાહિ અલૈહ પણ આરિફ અને આબિદ-ના તફાવત બતાવે છે:

સૈરે આહિદ હર શબે યક રોઝહ રાહ
આબિદ એક રાતમાં એક દિવસનું અંતર કાપે છે,

સૈરે આરિફ હર દમે તા તખ્તે શાહ.
જ્યારે આરિફ એક પળમાં અર્શે મોઅલ્લા જેટલું અમાપ અંતર કાપે છે.

# પત્ર ૧૪

## ★ પ્રતિ : અહમદ બર્કી[૧] (રહ.)

આપે પત્ર મારફતે અઝીઝ મુહમ્મદ સાદિક (રહ.) અને એની બહેનની માતમ પૂરસી કરી છે (શોક દર્શાવ્યો છે.)[૨]

'ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઇલૈહિ રાજીઉન'.
'બેશક અમે અલ્લાહના માટે જ છીએ અને અલ્લાહના તરફ જ પાછા ફરનાર છીએ.'

□

મિત્રોથી ફરમાવો કે સીત્તેર સીત્તેર હજાર વખત કલમએ તૈયિબા પઢીને ખ્વાજા મુહમ્મદ સાદિક રહમતુલ્લાહે અલૈહ અને એની મર્હૂમા બહેનની રૂહને બખ્શે. દોસ્તોથી દુઆ અને ફાતેહાની અપેક્ષા છે.

□

કુત્બુલ અકતાબ (કુતુબોના પણ કુતુબ-સરદાર) સાહબે ઈલ્મ હોય છે. શહેરોના કુતુબ તેના અંગો અને હાથ-પગ સમાન છે.

● ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૧૩
૨ હઝરતના પુત્ર અને પુત્રી છે. બંનેનો પ્લેગના રોગથી ઈન્તેકાલ થયો હતો. જુઓ પત્ર ૧૭ પા. ૫૬

કેટલાકને પોતાના મન્સબ (પદ) ની જાણ હોય છે અને કેટલાકને નથી હોતી.

□

આપને ફના અને બકાનો મરતબો હાસિલ થવામાં શંકા છે પરંતુ હું હિન્દુસ્તાનથી આપની ફના અને બકાનું અવલોકન કરું છું જે આપને હાસિલ છે. કેટલાકને હક તઆલા એની જાણ કરે છે. અને કેટલાકને નહિ.

# પત્ર ૧૫

## ★ પ્રતિ : સામાના (નામના) કસ્બાના સરદારો, કાઝીઓ અને રઈસો

કુરબાનીની ઇદ બકરઇદના દિવસે ખતીબે (ખુત્બો પઢનારે) ખુલ્ફાએ રાશેદીન રિદવાનુલ્લાહે અલૈહિમ અજમઈનના ઝિક્ર (ઉલ્લેખ) ને છોડી દીધો અને તેમના મુબારક નામોને નથી લીધાં. ખુલ્ફાએ રાશેદીન રિદવાનુલ્લાહે અલૈહિમ અજમઈનના મુબારક નામો ખુત્બામાં પઢવા જોકે શરાઈત (ખુત્બો સહીહ થવા માટેની શરતો)માં નથી પરંતુ અહલે સુન્નત વલ જમાઅતનો શિઆર[1] તો જરૂર છે.

જે શખ્સ જાણી-જોઇને નાફરમાનીથી ખુલ્ફાએ રાશેદીનના મુબારક નામો છોડી દે, તેના દિલ અને બાતિન જરૂર પલીદ (નાપાક) છે. અગર શૈખૈન[2]ને સરસાઈ અને ફઝીલત આપવામાં પાછી પાની કરે છે તો અહલે સુન્નત વલ જમાઅતના તરીકાથી ખારિજ (અલગ) છે. તેને સમજાવવો જોઇએ કે હઝરાતે શૈખૈનની

● ૧ શિઆર : જે ઈબાદતો સાફ-સાફ જગ જાહેર અદા કરવામાં આવતી હોય અને જેનાથી કૌમની ઓળખ થતી હોય તે, વિશિષ્ટ લક્ષણ, નિશાની

૨ શૈખૈન : હઝરત અબૂબકર (રદિ.) અને હઝરત ઉમર (રદિ.)

અફઝલીયત સહાબા (રદિ.) અને તાબેઈન (રદિ.)ની સર્વાનુમતિથી સાબિત થઈ ચૂકી છે.

ઈમામ શાફેઈ (રહ.), ઈમામ અબુલહસન અશ્અરી (રહ.) વગેરે રેહમતુલ્લાહે અલૈહેમાએ હઝરત અબૂબક્ર અને પછી હઝરત ઉમર રિદવાનુલ્લાહે અલૈહેમાની બુઝુર્ગી તમામ ઉમ્મત પર કતઈ અને યકીની ફરમાવી છે.

નીચેની હદીસ તવાતુર (ક્રમાનુક્રમે) સાબિત છે. અને એ સહીહ બુખારીની હદીસ છે જેનો મર્તબો અલ્લાહ તઆલાના કલામ (કુરઆન શરીફ) પછી છે; કે હઝરત અલી રદીઅલ્લાહો અન્હો-એ પોતાની ખિલાફત અને શાસનના જમાનામાં પોતાના તાબેદારો-ના વિશાળ સમુદાયની વચ્ચે ફરમાવ્યું કે :

'નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામ પછી તમામ લોકોમાં હઝરત અબૂબક્ર સિદ્દિક અને હઝરત ઉમર ખત્તાબ રિદવાનુલ્લાહે અન્હોમા અફઝલ છે'

અને આ હદીસને એંસી કરતાં વધારે આદમીઓએ રિવાયત કરી છે.

આવા મોકા પર ઉલમા અને રઈસોએ ખામોશ રહેવું ન જોઈએ.

## પત્ર ૧૬

### ★ પ્રતિ : શૈખ બદીઉદ્દીન સહારનપૂરી[૧] (રહ.)

કેટલાક સવાલોના જવાબો :

સુન્નતોમાં મોટે ભાગે ચારેય 'કુલ' પઢવામાં આવે છે.



મરદોના માટે મસ્નૂન કફન ત્રણ કપડાં છે. દસ્તાર[૨] વધારે છે.

● ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૩૬
૨ દસ્તાર : ફેંટા, પાઘડી

કફનમાં કમીસ (ખમીશ, કુરતો કે કફની)ના બદલે મરનારનું પહેરણ વાપરવામાં આવે તો વાંધો નથી. શહીદોના કફન ખુદ તેઓનાં કપડાં છે.



'બરઝખે સુગરા' યાને કબર એક તરફથી દુનિયાના વતનો-માંથી છે. એટલા માટે તરક્કીની ગુંજાઈશ ધરાવે છે. કબરના હાલાત જુદા જુદા માણસોના જુદા જુદા હોય છે.

હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામ કબરોમાં નમાઝ પઢે છે: હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામ શબે મેઅરાજમાં જ્યારે હઝરત મૂસા અલૈહિસ્સલામની કબરથી પસાર થયા તો જોયું કે હઝરત મૂસા (અ.) કબરમાં નઝામ પઢી રહ્યા છે. પરંતુ તેજ વખતે જ્યારે આસમાન પર પહોંચ્યા ત્યારે હઝરત મૂસા કલીમુલ્લાહ અલૈહિસ્સલાતો વસ્સલામને ત્યાં જોયા.

કબરના મકામના મામલાઓ અજબ અને ગરીબ (અદ્દભુત) છે. અગર જન્નતની છત અર્શ મજીદ છે તો કબર પણ જન્નતના બાગોમાંથી એક બગીચો છે. પામર બુદ્ધિ એ વાતો સમજી શકતી નથી. આ વાતોને જોવા માટે બીજી જ (અંતરની) આંખો છે જે જુએ છે.



'વબા'–પ્લેગ કોલેરા (વગેરે રોગ ચાળા)ની મોતથી ભાગવું એ એવો કબીરો ગુનો છે, જેવો જિહાદના વખતે કાફિરોના મુકાબલાથી ભાગવું. જે કોઈ રોગચાળાના સમયમાં સબર કરે અને મરી જાય તો શહીદ છે અને કબરના ફિત્નાથી મેહફૂઝ છે. અને જે પોતાના મકામ પર રહ્યો અને ન ભાગ્યો તે ગાઝી છે.

# પત્ર ૧૭

## ★ પ્રતિ : હિસામુદ્દીન અહમદ[1] (રહ.)

માતમ પુર્સી (શોક દર્શન) વિશે આપનો પત્ર મળ્યો.[2]

'ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઇલૈહિ રાજીઉન'.

'બેશક અમે અલ્લાહના માટે જ છીએ અને
અલ્લાહના તરફ જ પાછા ફરનાર છીએ'

□

આ મુસીબતો જોકે જાહેરમાં સખત છે પરંતુ હકીકતમાં તરક્કીનું નિમિત્ત અને ઘા પર મલમ સમાન છે. આ મુસીબતોના બદલામાં ખુદાની જનાબથી જે નેઅમતો અર્પણ થશે તેના મુકાબલામાં આ મુસીબત કંઈ વિસાત ધરાવતી નથી. મારા ફરઝંદોના વુજૂદ ઐન રેહમત છે. જિંદગીમાં પણ તેઓથી ફાયદા છે અને મરવાથી પણ.

અબ્દુલ્લાહ બિન ઝુબૈર રદિયલ્લાહો અન્હોના ઝમાનામાં ત્રણ દિવસ તાઊન (પ્લેગ) રહ્યો. તે દિવસોમાં હઝરત અનસ રદિયલ્લાહો અન્હોના ત્યાંસી (૮૩) પુત્રો—જેઓ સર્વ આપણા પેગમ્બર અલૈહિસ્સલાતો વસ્સલામના ખાદિમ હતા—તે તમામ મૃત્યુ પામ્યા. અને ચાલીસ (૪૦) પુત્રો હઝરત અબ્દુર્રહમાન બિન અબૂબકર સિદ્દીક રદિયલ્લાહો અન્હુમ ના મૃત્યુ પામ્યા!

જ્યારે હુઝૂર અલૈહિસ્સલામના સહાબા (રદિ.)ની સાથે આવો મામલો ફરમાવવામાં આવે તો પછી આપણે ગુનેગારો શી ગણનામાં

● ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૬૫
૨ પ્લેગમાં હઝરતના પુત્ર અને પુત્રીનો ઇન્તેકાલ થયો હતો તે વિશે માતમપુર્સી કરતાં પત્રનો આ જવાબ છે. એ અંગે પત્ર નં. ૧૪ માં પણ ઉલ્લેખ આવી ગયો છે.

છીએ? હદીસ શરીફમાં આવ્યું છે કે, તાઉન (પ્લેગ)આગળની ઉમ્મતોના માટે અઝાબ હતો અને આ ઉમ્મતના માટે શહાદત છે. આ વબા (રોગચાળો) જાહેરમાં તો ગઝબ (કોપ) છે પરંતુ બાતિનમાં (અંદરખાને) રેહમત છે.

# પત્ર ૧૮

## ★ પ્રતિ : શૈખ જમાલ નાગોરી (રહ.)

આ પત્રનો ખુલાસો પત્ર નંબર-૧૩ માં મોજૂદ છે.

# પત્ર ૧૯

## પ્રતિ : મીર મુહિબ્બુલ્લાહ[1] (રહ.)

સર્વથી શ્રેષ્ઠ નસીહત આપને એ છે કે સુન્નતની પૈરવી (અનુસરણ) કરો અને બિદઅતથી દૂર રહો.

# પત્ર ૨૦

## ★ પ્રતિ : મુહમ્મદ તાહિર બદખ્શી[2] (રહ.)

હે અઝીઝ! આ દુનિયા દારુલ અમલ (અમલ કરવાનું સ્થાન) છે અને દારુલ જઝા અને સઝા (વળતર કે શિક્ષાનું સ્થાન) આખિરત છે. એટલા માટે નેક અમલો, ખાસ કરીને નમાઝ અદા કરવામાં ખૂબ જ પ્રયત્નશીલ રહો. કારણ કે નમાઝ તમામ આમાલોના કરતાં બેહતરીન અમલ છે. અને મોમિનની મેઅરાજ છે. નમાઝ દીનનો થાંભલો છે. જો નમાઝ દુરસ્ત થઈ જાય તો નજાતની ઘણી ભારી ઉમ્મીદ છે.

● ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૪૬

૨ પચિય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૨૭

# પત્ર ૨૧

## ★ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ સિદ્દીક[1] (રહ.)

વિલાયત કમાલે નુબુવ્વતની સીડી છે.

ઈન્સાનનું કલ્બ (દિલ) જે ગોશ્તનો એક ટુકડો છે તે આલમે ખલ્ક અને આલમે અમ્રની તમામ હકીકતોનો જામેઅ (ભંડાર) છે. એની જ દુરુસ્તીથી ઈન્સાનના સમગ્ર જિસ્મ (દેહ)ની દુરુસ્તી છે અને એની જ ખરાબીથી સમગ્ર જિસ્મની ખરાબી છે.

એ જ કલ્બે ઈન્સાન છે કે ખાસાને ખુદા (ખુદાના ખાસ બંદાઓ) જ્યારે ફના અને બકા તેમ જ બીજા ઉચ્ચ મકામો હાસિલ કરે છે ત્યારે કંઈક જુદા જ કમાલ ધરાવે છે. બીજા (સામાન્ય) આદમીઓ જેઓ આ મકામો સુધી નથી પહોંચ્યા– તેઓ (એ કમાલો) ધરાવતા નથી.

આ પત્રનો બાકીનો વિષય પત્ર નં. ૧૨માં આવી ગયો છે.

# પત્ર ૨૨

## ★ પ્રતિ : મુહમ્મદ સાદિક કશ્મીરી[2] (રહ.)

સરહિંદની જમીનને અલ્લાહ તઆલાએ બીજા શહેરો અને કસ્બાઓના મુકાબલામાં બુલંદી અને બુઝુર્ગી અને નૂરાનિયત અતા ફરમાવી છે. અને આ જમીનમાં જે નૂર ચમકે છે તે મારા કલ્બના નૂરના કારણે છે.

# પત્ર ૨૩

## ★ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ ઇસા[3] (રહ.)

સૌથી શ્રેષ્ઠ નસીહત જે પ્રિય પુત્ર[3]ને અને તમામ મિત્રોને

● ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૫૮
૨ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૫૫
૩ હ.ખ્વાજા મુહમ્મદ ઇસા (રહ.) હઝરત મુજદ્દિદ અલ્ફેસાંની (રહ.)ના પુત્ર છે.

કરવામાં આવે છે તે એ જ છે કે સુન્નતની પૈરવી કરો અને બિદઅતથી બચો. ઈસ્લામ રોજ-બ-રોજ ગુર્બત (કમી) પૈદા કરતો જાય છે. કિયામતની નજીક કોઈ અલ્લાહ-અલ્લાહ કહેનારો ન હશે અને કિયામત દુષ્ટ લોકો પર કાયમ થશે.

આગળના લોકોએ બિદઅતમાં કંઈક હસન (સારું તત્ત્વ) જોયું હશે. ફકીરના નજીક બિદઅતમાં કંઈ હસન નથી. ફકીર બિદઅતને કુહાડી સમજે છે જે દીન રૂપી વૃક્ષને કાપે છે. અને હરેક સુન્નતને રોશન સિતારો સમજે છે જે પોતાની ચમકથી રસ્તો બતાવે છે.

વર્તમાન સમયના સૂફીઓ પણ જો ઈન્સાફ કરે તો સુન્નતના સિવાય પોતાના પીરોની ઈત્તેબાઅ (પૈરવી) ન કરે. સુન્નતની પૈરવી નજાતનો સબબ છે અને ગૈર સુન્નતનું અનુસરણ ખતરામાં ખતરો છે.

આપણા પીરોને ખુદા જઝાએ ખૈર આપે જેઓએ સુન્નતની પૈરવી કરવાની હિદાયત કરી, અને પોતાની પૈરવીથી મનાઈ કરી, અને સિમાઅ અને નૃત્ય (નાચ-ગાન)માં ગાછે હદ કરી અને વજદ તેમ જ તવાજુદને શહાદતની આંગળીથી બે ટુકડા કરી દીધાં.[1] (રદ કરી દીધાં, ચોકડી મારી)

□

બીજા (સિલસિલાના) લોકો કલ્મએ નફી ઈસ્બાત[2]ની તકરાર (રટણ) એટલા માટે કરે છે કે આ આલમનું વુજૂદ નજરમાં બાકી ન રહે અને હકના સ્વરૂપમાં નજર આવે.

હઝરાતે નકશબંદિયા કલ્મએ તૈયેબાની તકરાર (રટણ) એટલ માટે કરે છે કે ઝાતે હકના સિવાય જે કંઈ નજર આવે તેને

• ૧ જેમ હુઝૂર (સલ.)એ શહાદતની આંગળીના ઈશારાથી ચાંદના બે ટુકડા કરી દીધાં હતાં તેમ નકશબંદી બુઝુર્ગોએ પણ ઉપર દર્શાવેલી ચીઝોને રદ કરી દીધી એવો અર્થ-સંકેત જણાય છે.

૨ કલ્મએ નફી ઈસ્બાત : કલ્મએ તૈયેબા

તે ગૈરૂલ્લાહ સમજે. ભલે કશ્ફમાં હોય કે શુહૂદમાં[૧] હોય, ભલે ઈદરાકમાં હોય કે ખ્યાલમાં.[૨]

કેટલાક લોકો ઈસ્મે ઝાત 'અલ્લાહ'નો ઝિક્ર કરીને ફરી પાછાં અસ્મા અને સિફાતની તરફ ઊતરી આવે છે. માત્ર ઈસ્મે ઝાત 'અલ્લાહ'ને કેમ પૂરતો સમજતાં નથી?! અને ઝાતે હકને પોતાની તવજ્જોહ (ધ્યાન)નો કિબ્લો કેમ નથી બનાવતાં?! શું ઈસ્મે ઝાતનો ઝિક્ર અને ઝાતે હક કાફી નથી?!

હઝરાતે નક્શબંદિયાની સુહબત બુલંદ મકામો પર પહોંચાડે છે. અને સો ચિલ્લા[૩]નું કામ કરે છે. તેઓનું જરા સરખું (તાલિબ તરફનું) ધ્યાન વરસોના મુઝાહિદા અને રિયાઝતો કરતાં બેહતર છે.

હે અઝીઝ! હઝરાતે નક્શબંદિયાનો તરીકો ઐન સહાબાએ કિબાર રિદવાનુલ્લાહે અન્હુમ અજમઈનનો તરીકો છે.

## પત્ર ૨૪

### ★ પ્રતિ : હાજી મુહમ્મદ દક્કની (રહ.)

રાબતા[૪] હંમેશા ઈન્એકાસી (પ્રતિબિંબિત) ફુયૂઝ[૫]નો ઝરીયો છે.

□

કબ્ઝ[૬] અને બસ્ત[૭] આ રાહની બે પાંખો છે. કબ્ઝથી દિલગીર

૧ ભલે કશ્ફમાં હોય કે શુહૂદમાં : આંતરિક આંખોથી દેખાય કે જાહેરી આંખોથી
૨ ભલે ઈદિરાકમાં હોય કે ખ્યાલમાં : ભલે બુદ્ધિગમ્ય હોય કે કાલ્પનિક.
૩ ૪૦ દિવસના સમયગાળાને એક ચિલ્લો કહે છે.
૪ રાબતા : જુઓ 'મેઅયારુસ્સુલૂક' પા. ૨૫૩
૫ ફુયૂઝ : ફૈઝનું બહુવચનનું રૂપ
૬ કબ્ઝ : સ્થગિતતા, રૂંધામણ,
૭ બસ્ત : મોકળાશ, વિશાળતા

અને બસ્તથી ખુશ થવું ન જોઈએ.



હરેક ચીઝમાં ઝાતે હકને જોવું નજરનો કસૂર છે. ઝાતે હક દીદ (દર્શન)થી પાક છે. અને ઉચ્ચ કરતાં પણ ઉચ્ચ છે.

## પત્ર ૨૫

### ★ પ્રતિ : ખ્વાજા શરફુદ્દીન હુસૈન[૧] (રહ.)

મારા અઝીઝ! ફુરસદ, તંદુરસ્તી અને ફરાગતને ગનીમત સમજવું જોઈએ. બધો સમય ઝિક્રે ઈલાહીમાં મશગૂલ રહેવું જોઈએ.

રોશન અને સાફ શરીઅત પ્રમાણે જે અમલ કરવામાં આવે તે ઝિક્રમાં જ શામેલ છે; ભલે ખરીદ અને વેચાણ હોય. એટલે તમામ વર્તન અને વહેવારમાં શરીઅતના અહકામોની રિઆયત કરવી જોઈએ કે જેથી સર્વસ્વ ઝિક્ર થઈ જાય; કારણ કે ઝિક્રથી મુરાદ એ છે કે ગફલત દૂર થઈ જાય.

## પત્ર ૨૬

### ★ પ્રતિ : મિર્ઝા હિસામુદ્દીન અહમદ[૨] (રહ.)

તમારા પત્રથી તરફદારી માલૂમ પડે છે. કોઈની તરફદારી ન હોવી જોઈએ. બલ્કે હંમેશા હક વાત કહેવી જોઈએ. એક તરફ થઈ જવું સારું નથી.

'ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઇલૈહિ રાજીઉન'.
'બેશક અમે અલ્લાહના માટે જ છીએ અને અલ્લાહના
તરફ જ પાછાં ફરનાર છીએ.'

● ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૫૧
૨ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૬૫

ઉમ્મીદ છે કે તરફદારી છોડીને સર્વ મિત્રો જોડે એક સરખી મુહબ્બત રાખશો.

# પત્ર ૨૭

## ★ પ્રતિ : મૌલાના મુહમ્મદ તાહિર બદખ્શી[1] (રહ.)

કેટલાક સવાલોના જવાબો :

ખુદાવંદ તઆલા દરેક સારી અને નરસી વસ્તુને જાણે છે. પરંતુ હક તઆલાની ઝાતમાં એમાંથી કોઈનું ન સંયોજન છે ન મિશ્રણ કે મિલાવટ છે અને ન કોઈ વસ્તુથી વ્યાખ્યાયિત (મુત્તસિફ) છે.

□

મુમકીનાતની હકીકતો ઈલ્મી વુજૂદ અને સાબિતી ધરાવે છે. હક તઆલાએ પોતાની કુદ્રતે તરબીયતની સાથે અદમાત[2]ને પોતાના અસ્મા અને સિફાતના પ્રતિબિંબોથી મુનવ્વર ફરમાવ્યાં છે. જેવી રીતે ઈન્સાનનું વુજૂદ જોકે મની (વીર્ય)ના પાણીથી છે પરંતુ તેને ઉચ્ચ દરજ્જાએ પહોંચાડયો છે.

અજબ વાત છે કે આજે ઈન્સાન (માનવના વીર્ય)ને તો અશરફ (ચઢિયાતું) સમજે છે; પરંતુ હક તઆલની તન્ઝીહ અને તકદીસ (પાકીઝગી)ને હાથમાંથી જવા દે છે; નીચ અને નાલાયક ચીઝોને હક તઆલાના ઐન (આબેહૂબ) કહેવાથી બચતા નથી અને ઈન્સાનના માટે હકાઈકે અદમિયહ (અદમની હકીકતો) ને તજવીજ કરવાથી ડરે છે. હક તઆલા આપને ઈન્સાફ આપે.

□

'હમા ઉસ્ત'[3] કહેવાને હું નવી વાત સમજુ છું. 'હમા

૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૨૭

૨ અદમાત : અદમનું બહુવચન. અદમ એટલે તદ્દન શૂન્યાવકાસ, અસ્તિત્વ વિહીનતા, જુઓ પા. ૨૩, હકીકતે 'મુમકીનાહ'

૩ હમા ઉસ્ત : સર્વ તે (ખુદા જ) છે. જુઓ પા. ૨૧ નં. ૧

અઝુસ્ત'[૧] પર તમામ ઉલમાઓની સર્વાનુમતિ અને સંમતિ છે.

શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી રહમતુલ્લાહે અલૈહ પર અત્યાર સુધી જે મલામત ચાલી આવી છે તે માત્ર આજ ઉક્તિત 'હમા ઉસ્ત'ના કારણે છે.

ફકીરે જે કંઈ મઆરીફ લખ્યાં છે તેની પ્રાપ્તિ 'હમા અઝુસ્ત' છે.

# પત્ર ૨૮

## પ્રતિ : મુહમ્મદ સાદિક કશ્મીરી[૨] (રહ.)

[મુહમ્મદ સાદિક કશ્મીરી (રહ.)એ પૂછેલા કેટલાક સવાલોના જવાબો હઝરતે પોતાના આ મુબારક પત્રમાં લખેલાં છે.]

□

એક સવાલનો આપ (રહ.)એ જે જવાબ લખ્યો છે તેનો સારાંશ એ છે કે:

સિફાતે હકને બિલા તકલ્લુફ, ઝાતે હકની તલબમાં ન પામવું બેહતર છે. અહીં સુધી કે મામલો હૈરત સુધી પહોંચી જાય.

□

**સવાલ**

'રશ્હાત'[૩]માં બાબા આબરીઝ (રહ.)ના શબ્દો આ પ્રમાણે નકલ કરેલા છે:

તેમણે કહ્યું છે કે,

'રોઝે અઝલમાં જ્યારે હઝરત આદમ (અલ.)ની માટી ગુંદવામાં આવી રહી હતી ત્યારે હું એ માટી પર પાણી નાંખતો હતો.'

આ શબ્દોનો અર્થ શું થાય?

૧ હમા અઝુસ્ત : સર્વ તેનાથી (ખુદાથી જ) છે; તમામ વસ્તુઓ ખુદાએ બનાવેલી છે.

૨ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૫૫

૩ 'રશ્હાત' : કિતાબનું નામ

જવાબ

હઝરત આદમ અલૈહિસ્સલામની ઝિલ્લીયહ ખિદમતોમાં જેવી રીતે મલાઈકએ કિરામ (ફરિશ્તાઓ)ને અલ્લાહ તઆલાએ દખલ આપ્યો છે તેવી રીતે કદાચ બાબા આબરીઝ (રહ.)ની રૂહને પણ દખલ આપ્યો હોય.

અલ્લાહ તઆલા અરવાહે મુજર્રદહ[1] ને એવી તાકાત અને કુદરત અતા ફરમાવે કે તેઓથી જિસ્મવાળાઓની જેમ કામો જાહેર થાય એ શક્ય છે.

કેટલાક મહાન ઔલિયાએ પોતાના અફઆલે શાકકહ[2] વિષે જે વાતો કહી છે તે વાતો પણ એજ પ્રકારની છે.

તેઓનો માટીના આ ભૌતિક શરીર સાથે જન્મ થયો તેના કેટલાયે સમય પહેલા, તેઓના એ કાર્યો તેઓની અરવાહે મુજર્રદહથી સાદિર થયા હતા પરંતુ માટીના આ ભૌતિક શરીર સાથે જનમ્યા પછી (અલ્લાહ તઆલા) તરફથી તેઓને એની જાણ કરવામાં આવી.

## પત્ર ૨૯

### ★ પ્રતિ : શૈખ અબ્દુલ હક સાહબ દહેલ્વી[3] (રહ.)

આ દુનિયામાં મુસીબતો, ગમ, રંજ અને દુઃખ ખુદાની બેહતરીન નેઅમત છે; કારણ કે એમાં અલ્લાહની પ્રસન્નતા છે અને ફેઅલે મેહબૂબ (પ્રિયનું કાર્ય) છે તેમ જ એનો અંજામ રહેમત અને નેઅમત છે. એનાથી વિરુદ્ધ નેઅમત અને રાહતમાં નફસની પ્રસન્નતા છે અને એનો અંજામ સારો નથી.

● ૧ અરવાહે મુજર્રદહ : શરીર વગરની માત્ર એકલી રૂહ
૨ અફ્આલે શાકકહ : દુશ્વાર, સખ્ત અને મુશ્કેલ કાર્યો; એટલે કે સામાન્ય બુદ્ધિ સમજી ન શકે એવા વિસ્મયકારક કાર્યો
૩ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૮

આગાહી

એટલા જ માટે બેહતરીન કૌમ હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામ પર બીજી સર્વ મખ્લુકાતના મુકાબલમાં દરેક પ્રકારની તકલીફ અને સખ્તી સૌથી વધારે પ્રમાણમાં રહી હઝરત મૌલાના રૂમી રહમતુલ્લાહે અલૈહ ફરમાવે છે કે:

આં સબબ બર અંબિયા (અલ.) રંજે શિકસ્ત,
અંબિયા (અલ.) પર (સૌથી વધારે) રંજ અને ગમ હોવાનું કારણ એ છે કે,

અઝ હમા મખ્લૂકહા અફ્ઝૂંતરસ્ત.
તેઓ મખ્લૂકમાં સૌથી શ્રેષ્ઠ લોકો છે.

# પત્ર ૩૦

★ પ્રતિ : મુહમ્મદ અશરફ[૧] અને
હાજી મુહમ્મદ ફકની[૨] (રહ.)

ખ્વાજા મુહમ્મદ અશરફ (આપે) લખ્યું હતું કે,

'નિસ્બતે રાબતાની વર્ઝીશ એટલી બધી ગાલિબ થઈ ગઈ છે કે નમાઝોમાં એને પોતાનો મસ્જુદ[૩] સમજું છું અને એને દૂર કરવા ચાહું છું તો નથી થઈ શકતું.'

હે અઝીઝ! આ દૌલતના માટે તાલિબો આરઝૂ કરે છે. અને હઝારોમાંથી કોઈકને મળે છે. આવા હાલવાળો (તાલિબ) શેખથી કામિલ મુનાસિબતની ઈસ્તેઅદાદ (સામર્થ્ય) ધરાવે છે. અને જઝબના કારણે શેખની સુહબતમાં થોડા અરસામાં કમાલાતને ગ્રહણ કરી લે છે.

● ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૧૨
૨ આપ હઝરતની ખાનકાહના ખાસ લોકોમાંથી હતા.
૩ એનો ભાવાર્થ એ છે કે શેખની શકલ ખ્યાલમાં એવી દૃઢ થઈ છે કે સજદો પણ એની તરફ કરતા હોય એવો ભાસ થાય છે.

'રાબતા' 'મસ્જૂદ ઈલૈહ'[1] છે ન કે 'મસ્જૂદ લહૂ'.[2] મસ્જિદની દિવાલો અને મેહરાબની 'નફી' કરવી જોઈએ. (ખ્યાલમાંથી કાઢી નાંખવા જોઈએ.) જો કોઈના ઝોક અને શૌક અને હલાવત[3]માં કમી થઈ જાય તો કંઈ ફિકર નથી પરંતુ સુન્નતની ઈત્તિબાઅ (પૈરવી) અને શૈખની મુહબ્બત બાકી રહે એ પૂરતું છે. અને જો સુન્નતની ઈત્તેબાઅ અને શૈખની મુહબ્બતમાં ફરક પડી ગયો તો ખરાબીમાં ખરાબી છે.

**આગાહી**

'રાબતા' એવી ચીઝ છે જેવી રીતે ખાનાએ કાબાની તરફ ઈન્સાનનું જિસ્મ અને ખ્યાલ રહે છે પરંતુ હકીકતમાં રુખ અને ખ્યાલ કઅબા તરફ નથી હોતું બલ્કે અલ્લાહની ઝાતની તરફ હોય છે. ખાનાએ કઅબા સાજિદ અને મસ્જૂદ (બંદા અને ખુદા) ની વચ્ચે એક વાસ્તો, એક 'રાબ્તા' છે. કઅબા શરીફ અસલ મકસૂદ નથી.

એ જ પ્રમાણે ખ્યાલે રાબતાએ શૈખ પણ એ જ મુનાસિબત ધરાવે છે. શૈખ મકસૂદ નથી. મકસૂદ હક તઆલા છે. હકીકતમાં ન તો શૈખ ફેઝ પહોંચાડનાર છે કે ન કઅબા. બંને અલ્લાહની મખ્લૂક છે. બંને અલ્લાહની રઝા (પ્રસન્નતા)ના તાબે છે.

શરીઅતમાં કઅબા અને તરીકતમાં શૈખ, ઝાતે હકના કુર્બ (નઝદીકી) માટે વસીલા છે ન કે મકસદ.

ઈન્સાનના ખ્યાલમાં પ્રત્યેક પળે કોઈ ન કોઈ વસ્તુનું વુજૂદ મોજૂદ હોય છે. તે વસ્તુના વુજૂદના ખ્યાલને કોઈ શિર્ક નથી કહેતું. તો પછી ખાસાને ખુદા (શૈખ)ની શકલનો ખ્યાલ જો ખ્યાલની

- ૧ મસ્જૂદ ઈલૈહ : જેની તરફ ચહેરો કરીને સજદો કરવામાં આવે તે જેમકે કઅબા શરીફ
- ૨ મસ્જૂદ લહૂ : જેને સજદો કરવામાં આવે તે (ખુદાતઆલાની) ઝાત
- ૩ હલાવત : મીઠાશ, લિજ્જત

કક્ષામાં જ હોય તો એને શિર્ક શા માટે કહેવામાં આવે ? જેમ કે કેટલાક અણુસમજુ લોકો એને શિર્ક કહી દે છે.

હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમે ઔલિયા અલ્લાહની ઓળખ એ ફરમાવી છે કે,

'તેઓને જોવાથી ખુદા યાદ આવે'.

જેમની શકલને જોવી યાદે હકનો ઝરીયો હોય, તેઓની શકલનો ખ્યાલ કરવો શિર્ક કેવી રીતે હોઈ શકે ?! હાં, અલબત્ત, તેઓને હાઝિર[1] અને નાઝિર[2] સમજવું અથવા તેઓની તસ્વીર પાડવી કે પડાવવી કે રાખવી હરામ છે.

જ્યારે હઝરત શાહ વલીયુલ્લાહ અને શાહ અબ્દુલ અઝીઝ અને હઝરત મુજદ્દિદ અલ્ફેસાની અને ખ્વાજા મુહમ્મદ મા'સૂમ... વગેરે રહમતુલ્લાહે અલૈયહિમની તેહકીકાત (સંશોધનો) (અનુસાર) રાબતાએ શૈખ શિર્ક અને ખરાબ નથી તો વર્તમાન કાળના ઉલમાએ તેઓની તેહકીકાતના મુકાબલામાં પોતાની તેહકીકાતને સરસાઈ આપવી, કયાં સુધી મુનાસિબ અને દુરસ્ત છે એનો ફેંસલો સરસાઈ આપનારા ખુદ પોતે જ કરી લે.

કામિલ ઈન્સાનનું કલ્બ અને ખાનાએ કઅબા બંને રેહમત નાઝિલ થવાના અને અલ્લાહની તજલ્લિના ઝુહૂરના સ્થાનો છે. જેથી હઝરત મૌલાના રૂમી રહમતુલ્લાહે અલૈહ ફરમાવે છે :

કઅબા હરચંદ કે ખાનએ બિરેં ઊસ્ત,
જો કે ખાનએ ખુદા ઘણી ખૂબીઓથી ભરેલું છે,

ખલ્કતે મા નીઝ ખાનએ સિરેં ઊસ્ત.
પરંતુ આપણું (માનવીઓનું) વુજૂદ પણ અલ્લાહ તઆલાના ભેદોનો ભંડાર છે.

૧ હાઝિર : સર્વવ્યાપી, સર્વત્ર હાજર હોય એવો
૨ નાઝિર : સર્વજ્ઞ, સર્વદષ્ટા, બધું જ જોનાર અને જાણનાર

પરંતુ 'રાબતા' તે શખ્સનો ફાયદાકારક છે; જે ફના અને બકાના મકામથી મુશર્રફ છે.[૧]

# પત્ર ૩૧

## ★ પ્રતિ : શરફુદ્દીન હુસૈન[૨] (રહ.)

જિંદગી અને વખતને અઝીઝ અને ગનીમત સમજો.
ઉમરને બેહૂદા વાતોમાં વેડફી ન નાંખો.
નમાઝ બા જમાઅત અદા કરો.
તહજ્જુદની નમાઝને ન છોડો.
દુનિયાની લિજ્જતો પર લોભાશો નહિ.
મોતને યાદ રાખો.
દુનિયાના કામોમાં જરૂરત પ્રમાણે મશગૂલ થાઓ અને બાકીનો સમય અલ્લાહની યાદમાં વિતાવો.
ઝાહિરને[૩] શરીઅતથી સજાવેલું અને શણગારેલું રાખો.

# પત્ર ૩૨

## ★ પ્રતિ : મિર્ઝા કુલીચ ખાન[૪] (રહ.)

માતમ પૂર્સી (શોક દર્શાવતો) આપનો પત્ર મળ્યો. મર્હૂમના માટે દુઆ અને ફાતેહાથી મદદ કરો.

બાહ્ય અસ્થિરતા અને પરેશાનીથી બાતિન (દિલ)માં વિક્ષેપ જરૂર પડે છે. જ્યારે બાતિનમાં કદુરત (મલિનતા) જુઓ તો

● ૧ 'રાબતા'ની વિસ્તૃત ચર્ચા માટે 'મેઅયારુસ્સુલૂક'માં એક અલગ પ્રકરણ આપેલું છે. જુઓ પા. ૮૧ (બીજી આવૃત્તિ; પા. ૧૫૩)
૨ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૫૧
૩ ઝાહિર : બાહ્ય, પ્રગટ અર્થાત્ શરીર
૪ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૧૬

ઇસ્તેગફારની કસરત (વિપુલતા) કરો. અને જ્યારે કોઈ ખોફનાક સૂરત પેશ આવે તો,

'લા હવ્લ વલા કુવ્વત ઇલ્લા બિલ્લાહિલ અલિય્યીલ અઝીમ'

'નથી જોર અને નથી શક્તિ સિવાય અલ્લાહની
મદદની જે બુલંદ અને મોટાઈવાળો છે.'

ની તકરાર (સતત ઝિક્ર) કરો.

અલ્લાહ તઆલા શરીઅતના રસ્તા પર ઈસ્તેકામત[1] અતા ફરમાવે.

# પત્ર ૩૩

## ★ પ્રતિ : મુહમ્મદ સાલેહ કોલાબી[2] (રહ.)

મુહિબ્બની[3] નજરમાં મેહબૂબ[4] હંમેશા મેહબૂબ રહે છે. મેહબૂબના તરફથી ઈનામ મળે કે ઈલામ (તકલીફ) બંનેથી તે ફાયદો હાસિલ કરે છે.

કેટલાક (મુહિબ્બ) મેહબૂબના ઈનામને ઈલામ પર સરસાઈ આપે છે. ફકીરના નજદીક ઈનામના મુકાબલામાં ઈલામ બેહતર છે. અને આ મકામ, મકામે રઝાના કરતાં ઉચ્ચતર છે. પરંતુ તે વખતે ઈનામના મુકાબલામાં ઈલામમાં (વધારે લિજ્જત) પામશે.

# પત્ર ૩૪

## ★ પ્રતિ : નૂર મુહમ્મદ તિહારી[5] (રહ.)

હક તઆલા ન આલમ[6]માં દાખલ છે. અને ન આલમથી

● ૧ ઈસ્તેકામત : મક્કમતા, દઢતા, મજબૂતી,
૨ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨ ક્રમાંક-૫૭
૩ મુહિબ્બ : પ્રિયતમ અર્થાત બંદો
૪ મેહબૂબ : પ્રિયતમા અર્થાત ખુદા
૫ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨ ક્રમાંક-૬૦
૬ આલમ : દુનિયા

બહાર છે. ન આલમથી સંયોજિત (મુત્તસીલ) છે, ન આલમથી વિયોજિત (મુન્ફસીલ) છે, તેની ઝાત અંદર અને બહાર, સંયોજન અને વિયોજનની સિફતોથી પર છે.

અલ્લાહ તઆલાને આ ચારેય સિફાતોથી અલગ શોધવું જોઈએ. અલ્લાહ તઆલાને બેચૂં[૧] અને બેચગૂં[૨]ની સિફતોમાં તલાશ કરવું જોઈએ જેમાં ઝિલ્લીયતની ધૂળ (મલિનતા) નથી.

# પત્ર ૩૫

## પ્રતિ : પીર ઝાદા મુહમ્મદ અબ્દુલ્લાહ[૩] (રહ.)

આપે લખ્યું હતું કે (આપની સામે) તૌહિદ[૪]નું ઝુહૂર શરૂ થઈ ગયું છે. આ દૌલત મુબારક છે પરંતુ આ હાલના ગલ્બાના કારણે શરીઅતના આદાબ છૂટવા ન જોઈએ; અને બંદગીના હકો ખૂબીપૂર્વક અદા કરવા જોઈએ.

જાણવું જોઈએ કે, આ શોબદા,[૫] સિદ્દક અને સિહહતની તકદીર પર, મેહબૂબની મુહબ્બતના ગલ્બાના કારણે છે; કારણ કે મુહિબ્બ જે કંઈ જુએ છે અને જાણે છે (તેમાં તેને મેહબૂબ જ દેખાય છે.) મેહબૂબના સિવાય તે ન કંઈ જુએ છે કે ન કંઈ જાણે છે. વળી તે જે લિજ્જત અને ઝૌક હાંસિલ કરે છે. તેને મેહબૂબની તરફ મન્સૂબ કરે છે. આ રીતે મેહબૂબની નિગાહમાં કસરત પણ વહદત રૂપે દેખાય છે.

- ૧ બે ચૂં : અનન્ય, અદ્વિતીય
  ૨ બે ચગૂં : અજોડ, અનુપમ, બે-મિસાલ
  ૩ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક ૧૦
  ૪ તૌહિદ : ફના, વહદતુલ વુજૂદ
  ૫ શોબદા : નઝરબંદી, દૃષ્ટિ ભ્રમ. 'ફના' ના ઝુહૂર વખતે સાલિકને પોતાનું, તમામ કાએનાતનું અને અલ્લાહનું વુજૂદ એક હોવાનો ભાસ થાય છે, તે તરફ ઇશારો છે.

આ હાલને પણ જોકે 'ફના' કહે છે પરંતુ એ 'ફના' ખરેખરી 'ફના' નથી; કારણ કે એ 'ફના'માં વાહિદના મુશાહિદાના ગલ્બાના કારણે કસરતનો મુશાહિદા બિલ્કુલ નષ્ટ થઈ જાય છે.

'ફના' ખરેખર ત્યારે દુરુસ્ત થાય છે જ્યારે અસ્મા અને સિફાત, શુયૂન અને એ'તબારાત પણ બધાં જ નજરથી અદૃશ્ય થઈ જાઈ; અને ઝાતે મુજર્રદા (એક માત્ર અલ્લાહની ઝાત) સિવાય બીજું કંઈ પણ સમજમાં કે અવલોકનમાં ન આવે.

'સૈર ઈલલ્લાહ' પૂર્ણ થવાની હકીકત અહીં પ્રગટ થાય છે. આ મકામમાં ઝિલાલની ગિરફતારીમાંથી સંપૂર્ણ મુક્તિ મળે છે. હવે મામલો અસલે ઉસૂલ[1]થી પડે છે. અને દાલ[2]થી મદલૂલ[3] સુધી પહોંચી જાય છે તેમ જ ઈલ્મથી ઐન સુધી અને ગોશથી આગોશ સુધી ઉરૂજ હાંસિલ થાય છે; અને 'વસ્લે ઉર્યાની'[4] દુરુસ્ત થાય છે.

એનાથી આગળ તે મકામ છે જેને કોઈ સંકેત કે ઈશારા વડે પણ બયાન કરવું શક્ય નથી. એ મકામ મુબ્હમ[5] અને સુરૂરગુમ[6] છે. એ મકામ વિશે કંઈ કહી શકાય એમ નથી.

□

'મુતશાબિહાતે કુરઆની'[7]નો ઈલ્મ 'ઉલ્માએ રાસેખીન'[8]

- ૧ અસલે ઉસૂલ : અસલોની પણ અસલ, જડમૂળનું જડમૂળ
- ૨ દાલ : રાહ દર્શક, રસ્તો બતાવનાર
- ૩ મદલૂલ : જેની પાસે પહોંચવું છે તે
- ૪ વસ્લે ઉર્યાની : વચમાં કોઇ પરદા વગરનું મિલન
- ૫ મુબ્હમ : સંદિગ્ધ, સમજી ન શકાય એવું
- ૬ સુરૂર ગુમ : તમામ કૈફ અને મસ્તીને મિટાવી દે એવું
- ૭ મુતશાબિહાતે કુરઆની : એની વિગતે ચર્ચા 'દુર્રેલાસાની' ભાગ-૧ પત્ર ૨૭૬માં આવી ગઈ છે. (પા. ૩૦૮)
- ૮ ઉલ્માએ રાસેખીન : વિલાયતના મકામથી પણ આગળ 'ફૈઝાને નુબુવ્વત'માંથી હિસ્સો હાંસિલ કરનાર અતિ ઉચ્ચ કક્ષાના ઔલિયા.

ને આપવામાં આવ્યો છે; ખાસ કરીને હઝરાતે પૈગમ્બરાન અલૈહિસ્સલાતો વસ્સલામને આપવામાં આવેલો છે.

## પત્ર ૩૬

### ★ પ્રતિ : મુહમ્મદ તકી (રહ.)

દુરવેશો સાથે મુહબ્બત રાખવી,
દુરવેશોની વાતો સાંભળવી,
દુરવેશોનો તરીકો અપનાવવો
મોટી નેઅમત છે.

□

શૈખૈન[1]ની ફઝીલત અને બન્ને દામાદ[2]ની મુહબ્બત અહલે સુન્નત વલ જમાઅતની અલામત છે.

હઝરત ઈમામ શાફઈ (રહ.) અને હઝરત અબૂલ હસન અશ્અરી (રહ.) ફરમાવે છે કે હઝરત અબૂબકર (રદિ.) અને હઝરત ઉમર (રદિ.)ની ફઝીલત તમામ ઉમ્મત પર કતઈ (બિલકુલ સાફ) સાબિત છે.

હઝરત અલી (રદિ.)ના ઈરશાદાતે તવાતુર (ક્રમબદ્ધ વચનો)થી પણ એમની ફઝીલત સાબિત છે. હઝરત અલી (રદિ.) પોતાની ખિલાફતના જમાનામાં મોટા જનસમુદાયની સામે ફરમાવ્યા કરતા હતા કે હઝરત અબૂબકર (રદિ.) અને હઝરત ઉમર (રદિ.) આ ઉમ્મતમાં સૌથી બેહતર છે.

● ૧ શૈખૈન : હઝરત અબૂબકર સિદ્દિક (રદિ.) અને હઝરત ઉમર ફારૂક (રદિ.)
૨ બંને દામાદ : હુઝૂર (સલ.)ના બે જમાઈ (૧) હઝરત ઉસ્માન(રદિ.) (૨) હઝરત અલી (રદિ.)
'ફિકહે અકબર' માં ઈમામે આ'ઝમ (રદિ.)નો એ જ અકીદો છે અને અહલે સુન્નત વલ જમાઅતનો પણ એ જ અકીદો છે.
[આ ફૂટનોટ હઝરત મૌલાના મુહમ્મદ હિદાયત અલી (રહ.)ની છે.]

ઈમામ બુખારી (રહ.)એ પણ બુખારી શરીફમાં એજ મઝમૂનની હદીસ નકલ કરી છે.

અબ્દુર્રઝઝાક—જે શીઆઓના અગ્રેસરોમાંથી છે—તેણે પણ હઝરત અલી (રદિ.)ના ઈરશાદની ઈત્તેબાઅ (પૈરવી)માં શૈખૈનની ફઝીલતને માન્ય કરી છે.

એજ પ્રમાણે જે શખ્સ હઝરત અલી (રદિ.)થી મુહબ્બત નથી રાખતો તે શખ્સ (પણ) અહલે સુન્નત વલ જમાઅતથી બહાર છે.

હઝરાતે શૈખૈન (રદિ.)ની ફઝીલત તમામ ઉમ્મત પર સહાબા (રદિ.) અને તાબેઈન (રદિ.)ના ઈજમાઅ (સર્વાનુમતિ)થી સાબિત છે. એનાથી ઈન્કાર જહાલત સિવાય બીજું કંઈ નથી.

જે હઝરત અલી (રદિ.)ની મુહબ્બતમાં વધારો-ઘટાડો કરે છે,

હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમના સહાબા (રદિ.)ને બૂરા કહે છે,

સહાબા (રદિ.) અને તાબેઈન (રદિ.)ના ખિલાફ ચાલે છે,

તે 'રાફઝી' છે.

જો શીઆ લોકો અહલે બૈતથી મુહબ્બત રાખે અને સહાબા (રદિ.)ની ઈઝઝત કરે અને સહાબા (રદિ.)ને બૂરા ન કહે તો (એવા શીઆ પણ) અહલે સુન્નત વલ જમાઅતમાંથી છે.

હુઝૂર (સલ.)ના સહાબા (રદિ.) તરફ બુગ્ઝ (દુશ્મની અને કીનો) રાખવું એ 'ખારજી' અને 'રાફઝી' હોવાનો મૂળ પાયો છે જયારે એનાથી વિરુદ્ધ અહલે સુન્નત વલ જમાઅતને ત્યાં અહલે બૈત (રદિ.)ની મુહબ્બત ઈમાનનો એક ભાગ છે; અને ઈમાન પર મોત આવવાનો આધાર તેઓની મુહબ્બત મજબૂત હોવા સાથે સંબંધ ધરાવે છે. મારા વાલિદ બુઝુર્ગવાર પણ મને આવીજ હિદાયત કરતા રહેતા હતા.

જ્યારે રાફઝીઓનું વુજૂદ પણ ન હતું અને જો હશે તો શૂન્ય સમાન હેસિયત ધરાવતું હશે, ત્યારે અહલે સુન્નત વલ જમાઅતે ખારજીઓને કતલ કર્યાં હતાં અને અહલે બૈત(રદિ.)ના દુશ્મનો-ને જડમૂળમાંથી ઉખેડીને ફેંકી દીધાં હતાં. આમ તેઓ અહલે બૈત (રદિ.)ના દોસ્તો તેમ જ ખારજીઓના દુશ્મનો હતાં, છતાં તેઓને રાફઝી કહેવામાં આવે છે એ નવાઈની વાત છે.

બેહતર વાત એ છે કે તમામ સહાબા (રદિ.) અને અહલે બૈત (રદિ.)ની સાથે હુસ્ને ઝન[1] રાખે, કોઈના પણ સાથે બદ-ગુમાની ન કરે, કોઈને પણ મેણા-ટોણા ન મારે કારણ કે હુઝૂર (સલ.)એ ઈરસાદ ફરમાવ્યો છે કે,

'મારા સહાબા (રદિ.) સિતારાઓ સમાન છે.
જે તેઓની પૈરવી કરશે તે હિદાયત પામશે.'

□

રાફઝીઓએ સહાબા (રદિ.)ને ગાળો આપવાને પોતાના દીન અને ઈમાન કલ્પી લીધાં છે તે દયાનતદારી અને દીનદારીથી દૂર છે.

આ અજબ મઝહબ છે કે હઝરત પૈગમ્બર અલૈહિસ્સલાતો વસ્સલામના જાનશીનોને ગાળો આપવું એ એનો મહાન અંશ છે!

અબૂજહલ જે રસૂલુલ્લાહ સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમનો દુશ્મન હતો અને જાત જાતની (અનેક) તકલીફો પહોંચાડતો હતો તેને તો ગાળો આપવામાં ન આવે અને—

જેઓએ સમગ્ર દુનિયામાં ઈસ્લામ ફેલાવ્યો,
મરતાં દમ સુધી હુઝૂર (સલ.)ની પૈરવી કરી,
હુઝૂર (સલ.) પર જાન, માલ અને ઔલાદ કુરબાન કર્યાં,
તેઓને કાફિર કહેવામાં આવે! અને
તેઓને ગાળો આપવામાં આવે!! ઉપરાંત
તેઓને ગાળો આપવાને નજાતનો ઝરીયો માનવામાં આવે!!!

□

• ૧ હુસ્ને ઝન : શુભ ભાવના, શુભેચ્છા

કેટલું તાજજુબી ભર્યું છે કે અહલે બૈત (રદિ.)ને મુનાફિક-ની સિફતથી ઓળખાવે (અને આરોપ મૂકે) કે તેઓ ત્રીસ વરસ સુધી સહાબા સાથે મુનાફિકની જેમ તકિય્યહનો[1] વર્તાવ કરતાં રહ્યા! અને તેઓની તા'ઝીમ અને તકરીમ કરતાં રહ્યા!

તકિય્યહની આ સિફત મુનાફિક્તની બદતરીન સિફત છે અને તેને અહલે બૈત (રદિ.) જેવા પાક આત્માઓની તરફ આરોપણ કરે છે!

□

પ્રથમ ત્રણ ખલીફાઓ (રદિ.)ની તારીફમાં જે હદીસો વારિદ થયેલી છે તે ખ્યાતીની પરાકાષ્ઠાએ પહોંચેલી છે અને તવાતુર[2] સમાન થઈ ગયેલી છે. એ હદીસોમાં મોટા ભાગનાને જન્નતની બશારત આપવામાં આવેલી છે.

તો એ હદીસો વિશે શું કહેવામાં આવશે?! કારણ કે તબ્લીગનું કાર્ય કરવું પૈગમ્બરો પર લાઝિમ છે એટલે પૈગમ્બર અલૈહિસ્સલાતો વસ્સલામના હકમાં તકિય્યહ જાઈઝ નથી.

અને (કુરઆન શરીફમાં) તેઓ (ત્રણે ખલીફાઓ)ના બારામાં જે આયતો નાઝિલ થઈ છે તેમાં પણ તકિય્યહની કલ્પના સુદ્ધાં કરી શકાય એમ નથી!

અલ્લાહ તઆલા તેઓને ઈન્સાફ આપે!

□

જાણકારો જાણે છે કે 'તકિય્યહ' બુઝદિલી અને નામર્દીની સિફત છે. અસદુલ્લાહ[3]ની સાથે આવી નિંદનીય સિફતનું આરોપણ કરવું તદ્દન અયોગ્ય છે.

- ૧ તકિય્યહ : બીકના કારણે પોતાનો મઝહબ જાહેર ન કરવો
- ૨ તવાતુર : જે હદીસના રાવીઓમાં એક પણ કડી ખૂટતી ન હોય એવી કડીબદ્ધ અને શ્રેણીબદ્ધ આધારભૂત હદીસ
- ૩ અસદુલ્લાહ : શેરે ખુદા, હઝરત અલી (રદિ.)નો લકબ

કોઈ તકિય્યહ પણ કરે તો એક-બે દિવસ કરે. જેમનો લકબ 'અસદુલ્લાહ' છે તે શું ત્રીસ વરસ સુધી તકિય્યહ કરતા રહ્યા ?!

મુનાફિકતની આ સૌથી વધારે નિંદનીય સિફત 'તકિય્યહ'ને જનાબ હઝરત અલી (રદિ.) પર આરોપણ કરવું, હઝરત અલી (રદિ.)ની સરાસર તૌહિન (અપમાન) છે.

હઝરત આયશા સિદ્દિકા (રદિ.) હુઝૂર (સલ.)ના મેહબૂબા હતા.

હુઝૂર (સલ.) એમનાથી વફાત સુધી ખુશ રહ્યા.
મોતની બીમારીના દિવસોમાં તેમની પાસે રહ્યા;
તેમની જ ગોદમાં વફાત પામ્યા; અને
તેમના જ પવિત્ર હુજરામાં દફન થયા.

હઝરત આયશા (રદિ.) શરીઅતના ઈલ્મમાં મુજતહિદા હતા. જ્યારે સહાબા (રદિ.)ને કોઈ મુશ્કેલ મસ્અલો પેશ આવતો ત્યારે એમની જ પાસે જતા હતા અને મુશ્કેલીઓનો ઉકેલ મેળવતા હતા.

એટલે હઝરત આયશા (રદિ.)ના વિશે કટાક્ષના વેણો કહેવા અને અશોભનીય વાતોનો તેઓ પર આરોપ મૂકવો ખૂબ જ અયોગ્ય અને પૈગમ્બર અલૈહિસ્સલાતો વસ્સલામ પર ઈમાન લાવવાથી દૂર છે.

જો હઝરત અમીર (રદિ.)[૧] હુઝૂર (સલ.)ના પિત્રાઈ ભાઈ અને દામાદ છે તો હઝરત આયશા (રદિ.) હુઝૂર (સલ.)ના પુનીત પત્ની અને મેહબૂબા છે.

□

કેટલાંક વરસ પહેલાં ફકીરનો (મારો) તરીકો હતો કે હું જે ભોજન પકાવતો હતો તે અહલે અબા[૨] (રદિ.)ની પાક રૂહોને બખ્શી

● ૧ હઝરત અમીર (રદિ.) : હઝરત અલી (રદિ.)
૨ અહલે અબા (રદિ.) : અહલે બૈત (રદિ.)

દેતા હતા અને આં હઝરત સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમની સાથે હઝરત અમીર (રદિ.), હઝરત ફાતિમા (રદિ.) અને હઝરત ઈમામૈન[1] (રદિ.)ને પણ સામેલ કરી લેતા હતા.

એક રાતે ફકીરે ખ્વાબમાં જોયું કે હુઝૂર સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમ તશરીફ ફરમાવેલ છે. ફકીરે સલામ અર્ઝ કરી તો હુઝૂર (સલ.)એ ફકીરના તરફ ધ્યાન ન આપ્યું; અને ફકીરની તરફથી મુબારક મુખ ફેરવી લીધું !

તે પછી ફકીરથી ઈરશાદ ફરમાવ્યો,
'હું હઝરત આયશા (રદિ.)ના ઘરમાં ભોજન
કરું છું. જેણે ભોજન મોકલવું હોય તે હઝરત
આયશા (રદિ.)ના ઘરે મોકલાવે.'

□

એ વખતે ફકીરને જાણ થઈ કે હુઝૂર (સલ.)ની નારાજગી એ કારણે હતી કે ફકીર હઝરત આયશા (રદિ.)ને સવાબમાં શરીક કરતો ન હતો !

એ પછી હઝરત આયશા (રદિ.)ને તેમ જ તમામ પુનીત પત્નીઓને—જેઓ સૌ અહલે બૈત છે—તેઓને શરીક કરી લઉં છું; અને તેઓને પોતાનો વસીલો બનાઉં છું.

□

હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમે સહાબા(રદિ.) ના વિશે ફરમાવ્યું છે કે :

'જેણે દોસ્ત રાખ્યા તેઓને, દોસ્ત રાખ્યો મને અને
જેણે દુશ્મન રાખ્યા તેઓને દુશ્મન રાખ્યો મને'.

□

હઝરત તલ્હા (રદિ.) અને હઝરત ઝુબૈર (રદિ.) અશ્રએ

● હઝરત ઈમામૈન (રદિ.) : હઝરત ઈમામ હસન (રદિ.) અને હઝરત ઈમામ હુસૈન (રદિ.)

મુબશ્શરા[1] માં છે. તેઓના પર મેણા-ટોણા મારવા અત્યંત અશોભનિય છે.

હઝરત તલ્હા (રદિ.) તે બુઝુર્ગ સહાબી છે જેમના પિતાએ હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામની મુબારક શાનમાં કેટલાક અશોભનિય વચનો કહ્યાં તો હઝરત તલ્હા (રદિ.) એ પોતાના પિતાનું માથું કાપીને હુઝૂર (સલ.)ની ખિદમતમાં લાવીને પેશ કરી દીધું. અલ્લાહ તઆલાએ હઝરત તલ્હા (રદિ.)ના આ કાર્યની કુરઆન મજીદમાં તારીફ ફરમાવી છે.

ખુલફાએ રાશેદિન[2] (રદિ.) અને અશરએ મુબશ્શરા (રદિ.) અને તમામ અસ્હાબ રિદ્વાનુલ્લાહે અલૈહિમ અજમઈન તે લોકો છે જેઓએ ઈસ્લામને ફેલાવવામાં પોતાનાં ઘર, વાડી, માલ, પ્રિય વતન, રાહત, ઈજ્જત, જાન બધું જ કુરબાન કરી દીધું!

હુઝૂર (સલ.)ને તેઓએ નજરો આંખોથી જોયા.

હુઝૂર (સલ.)ની સુહબતમાં તેઓ બેઠાં.

હુઝૂર (સલ.)ના મોઅજિઝાઓ તેઓએ જોયાં.

અને તેઓને તે યકીન પ્રાપ્ત થયું કે જે યકીન આજ સુધી કોઈને પ્રાપ્ત થયું નથી. તેઓના અરધા શેર જવ જે ખુદાની રાહમાં ખર્ચ થયા, અગર કોઈ ઓહદ પહાડની બરાબર સોનું ચાંદી ખર્ચ કરે તો તે સહાબા (રદિ.) ના અરધા શેર જવના બરાબર નથી થઈ શકતું.

આગાહી

'શીઆ' લોકોની નજીક હઝરાતે ખુલફાએ રાશેદીન રિદ્વાનુલ્લાહે અનહુમ અજમઈન, દુષ્ટ, શેતાન, ફિરઔન, નમરૂદ, હામાન અને અબૂ જહલ વગેરેના કરતાં પણ વધારે બદતર છે!

૧ અશરએ મુબશ્શરા : તે દસ ખુશનસીબ સહાબા (રદિ.) કે જેઓને હુઝૂર (સલ.)એ દુનિયામાં જ જન્નતી હોવાની ખુશખબરી સંભળાવી હતી.

૨ ખુલફાએ રાશેદિન : પ્રથમ ચાર ખલીફાઓ (રદિ.) તરફ સંકેત છે.

જેઓ પર ખુદા અને રસૂલે લાનત કરી છે તે કાફિરોથી શીઆ લોકો નફરત નથી કરતાં જ્યારે ખુલફાએ રાશેદીન (રદિ.) જેવા બુઝુર્ગવારોથી નફરત કરવી પોતાનું કર્તવ્ય સમજે છે બલ્કે નફરતને જન્નત હાસિલ કરવાનો સૌથી સુંદર સબબ સમજે છે! અલ્લાહતઆલા તેઓને અક્લે સલીમ (સદ્‌બુદ્ધિ) અર્પણ કરે!!!

ખુલફાએ રાશેદીન (રદિ.) સાચા મોમિન હોવાની અને તેઓથી ખુદા રાઝી થઈ ગયાની ખબર કુરઆને કરીમમાં સુરએ 'ઈન્ના ફતહના'માં સાફ શબ્દોમાં આપવામાં આવેલી છે બલ્કે ઈરશાદે હક છે કે અલ્લાહ તઆલા તેઓની બાતિની (આંતરિક) હાલતથી પણ સારી રીતે માહિતગાર છે.

હદીસ શરીફમાં આવ્યું છે કે જે લોકોએ બૈઅતે રિદવાનના દિવસે બૈઅત કરી છે તેઓ દોઝખમાં નહિ જશે.[1]

અજબ વાત છે કે બૈઅતે રિદવાન કરનાર સહાબા (રદિ.)થી ખુદા પોતાની પ્રસન્નતા જાહેર ફરમાવે છે, હુઝૂર અલૈહિસ્સલાતો વસ્સલામ તેઓને જહન્નમની આગથી મુક્ત હોવાનું ફરમાવે છે, છતાં શીઆ લોકો ન ખુદાના હુકમને માને છે, ન રસૂલે પાક (સલ.)ના ઈરશાદ પર યકીન કરે છે બલ્કે હુઝૂર (સલ.)ના ત્રણે યારો (મિત્રો)ને અને બીજા સહાબા રિદવાનુલ્લાહિ અનહુમ અજમઈનને દોઝખમાં ઝીંકવા માટે તૈયાર છે!!!

અફસોસ એ છે કે (શીઆ) જેમના બંદા છે અને જેમની ઉમ્મત છે તે તારીફ કરે છે છતાં શીઆ લોકો તેઓની નિંદા કરે છે! કેમ જાણે શીઆ લોકોના ઈલ્મની સામે ખુદા અને રસૂલ બંનેના ઈલ્મ બેકાર છે! નઊઝુબિલ્લાહ (અલ્લાહની પનાહ)

જેઓના સાચા કાફિર હોવાની ખબર કુરઆન આપે છે તેમના તરફ શીઆ નફરત કરતા નથી અને ખુલફાએ રાશેદીન (રદિ.)થી

● ૧ બૈઅતે રિદવાનના દિવસે પ્રથમ ત્રણે ખલીફાઓએ પણ બૈઅત કરેલી છે

નફરત કરે છે એનાથી સાફ જાહેર થાય છે કે શીઆ લોકો કુર-આને પાકને—જે અનન્ય હોવાની હેસિયતથી તમામ દુનિયામાં જારી અને સારી છે—તે કુરઆને પાકને કિતાબે હક સમજતા નથી યા એમાં કેટલાક ભાગને સહીહ અને કેટલાક હિસ્સાને ગલત સમજે છે!

આ બંને સ્વરૂપોમાં ઉલમા તેઓ પર કુફ્રના શબ્દો લાગુ કરે છે તેમાં તેઓ શું બુરું કરે છે! હા, જે શીઆ લોકો કુરઆને પાકને આરંભથી અંત સુધી સહીહ સમજે છે તેઓ અલબત્ત, કુફ્ર શબ્દથી અપવાદ છે.

જ્યારે કુરઆનને જ કોઈ કુરઆન ન કહે તો તેને મુસલમાન કોણ કહી શકે છે?

હદીસવેત્તાઓ (મુહદ્દિસો)એ જેઓથી હદીસો સાંભળીને હદીસો ગ્રહણ કરી છે તે હદીસ બયાન કરનારાઓ (રાવીઓ)ખૂબ જ મુત્તકી, પરહેઝગાર લોકો થયાં છે, જેઓમાં શરીઅતની ખિલાફ જરાપણ ખામી માલૂમ પડી તેઓથી હદીસ નકલ નથી કરી.

હદીસો ભેગી કરનારાઓએ આટલી કાળજી લીધી છે; તો કુરઆને કરીમને ભેગું કરવામાં તો કેટલીયે કાળજી લેવામાં આવી હશે. કે જે દીનનો પાયો છે. વળી કુરઆને પાકને જમા કરવું ત્રણેય ખુલફાએ રાશેદીન રિદ્વાનુલ્લાહે અન્હુમ અજમઈનના જમાનામાં થયું હોવામાં સર્વ સંમતિ છે.

જ્યારે હદીસ કોઈ ફાસિક, ફાજિર, જુઠ્ઠા અને ધોકાબાઝથી મુહદ્દિસોએ નથી લીધી તો કુરઆને પાક જે દીને ઈસ્લામનું મૂળ અને પાયો છે તેને જમા કરનારા અને પ્રસારિત કરનારા હુઝૂર (સલ.)ના ત્રણે યારોને જો શીઆ લોકો મોટાથી મોટા કાફિર કરતાં પણ—નઊઝુબિલ્લાહ (અલ્લાહની પનાહ)—મોટા કાફિર સમજીને, તેઓને મેણા-ટોણા મારીને જન્નત હાસિલ કરવાનો ઝરિયો સમજતા હોય, તો કુરઆને કરીમની તરતીબ (ગોઠવણી) એનું સંપાદન અને એની સિહહત ક્યારે કાબિલે ઈત્મિનાન

(સંતોષકારક) અને લાઈકે એઅતિબાર (ભરોસાપાત્ર) થઈ શકે છે?

અને જ્યારે કુરઆને કરીમ કાબિલે ઇત્મિનાન અને એઅતિબાર નથી તો એના પર અમલ અને એના અહકામાત અને વાકેઆત (ઘટનાઓ) ક્યારે કાબિલે કુબૂલ (સ્વીકારવા યોગ્ય) થઈ શકે છે?

અને જ્યારે કોઈ કોમના પાસે આસમાની કિતાબ નથી તો એના મઝહબની કોઈ અસલ (પાયો) નથી. આ દલીલને શીઆ લોકો ગંભીરતાપૂર્વક મનન કરે અને ઈન્સાફ અને દયાનત (પ્રમાણિકતા)ને હાથમાંથી જવા ન દે.

□

હવે રહી બીજી ચીઝ, તકવીયતે ઈસ્લામ, આમાલ અને અહકામના વિશે. કુરઆને મજીદ પછી ઈલ્મે હદીસ છે. અને હદીસના રાવીઓ (બયાન કરનારાઓ) પણ ઘણે ભાગે અને મોટે ભાગે શીઆ લોકોની નજીક એ જ કાફિરોના સમૂહમાંથી છે જેના પર મેણા-ટોણા મારવામાં આવે છે!

તો એવા રાવીઓની હદીસની રિવાયતોને બૌદ્ધિક રીતે, તાર્કિક રીતે અને ધાર્મિક રીતે કેવી રીતે સહીહ માની શકાય છે? એટલા માટે શીઆ લોકોના વાણી અને વર્તન પ્રમાણે ઈલ્મે હદીસ પણ તેઓના હાથોમાંથી ગયો.

હવે તેઓ પાસે કઈ ચીઝ છે જેને તેઓ પોતાના (શીઆ) મઝહબનો પાયો ઠેરવીને બીજા મઝહબોની સામે ખડા થાય?

હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમ પોતાના આખરી સમયમાં મસ્જિદે નબવીમાં તશરીફ લાવ્યા. હઝરત અબૂબકર સિદ્દીક રદિયલ્લાહો અન્હોને પેશ ઈમામ બનાવ્યા. અને ખુદ હુઝૂર (સલ.)એ તેમ જ તમામ સહાબા (રદિ.)એ આપની ઈકતેદા કરી. એ પછી હુઝૂર (સલ.) હરમથી બહાર તશરીફ લાવ્યા નથી અને વફાત પામ્યા.

વળી ઉમ્મુલ મોમિનીન હઝરત આયશા સિદ્દીકા રદિયલ્લાહો અન્હાની ગોદમાં વફાત પામ્યા અને એમના જ હુજરામાં દફન થયા.

શીઆ લોકોના શબ્દો પ્રમાણે,
નઉઝુબિલ્લાહ-અલ્લાહની પનાહ-
જેઓ સૌથી વધારે કુફ્ર કરનારા છે!
જેમને મેણા-ટોણા મારવા ફર્ઝ છે!
જેમને મેણા-ટોણા મારવા જન્નત મેળવવાનો સબબ છે!
તેઓ પૈકી
હઝરત અબૂબકર (રદિ.)ને
હુઝૂર (સલ.)એ પોતાના આખરી વક્તમાં પોતાના અને સર્વ સહાબા (રદિ.)ના પેશ ઈમામ બનાવ્યા!
તેમ જ
ઉમ્મુલ મોમિનીન હઝરત આયશા સિદ્દીકા રદિયલ્લાહો અન્હાની ગોદમાં વફાત પામ્યા અને એમના જ હુજરામાં દફન થયા!
તો એઅતિરાઝ કરનાર એઅતિરાઝ કરી શકે છે કે:

જો હુઝૂર (સલ.) હઝરત અબૂબકર (રદિ.) અને હઝરત આયશા (રદિ.)ના કુફ્રથી વાકેફ ન થયા,

તો નીચે દર્શાવ્યા જેવી બીજી હદીસો કેવી રીતે સહીહ અને સ્વીકાર્ય થઈ શકે?!

- 'હું તે વખતે નબી હતો જ્યારે હઝરત આદમ (અલ.)નું પુતળું બનતું હતું અને મારી નુબુવ્વતનો ઝંડો બુલંદ હતો,'
- 'કબરમાં મુર્દાથી આ પ્રમાણે સવાલ અને જવાબ થાય છે',
- 'હશ્રમાં સૌથી પહેલાં હું ઊઠીશ,'
- 'કિયામત નજીક આવશે ત્યારે ફલાણી ફલાણી વાતો થશે,'
- 'જન્નત અને દોઝખના અઝાબ અને સવાબ (ની વિગતો,)'
- હઝરત હસનૈન,[1] યા હઝરત અલી યા હઝરત બીબી ફાતિમા

- [1] હઝરત હસનૈન : હ. હસન (રદિ.) અને હ. હુસેન (રદિ.)

ઝહરા રદિયલ્લાહો તઆલા અન્હાની તારીફની ખબર.

જો હુઝૂર (સલ.)નો ઈલ્મ સહીહ છે તો બધો જ સહીહ છે અને

નઉઝુબિલ્લાહ (અલ્લાહની પનાહ)

હુઝૂર (સલ.)નો ઈલ્મ ગલત છે તો બધો જ ગલત છે.

એવું નથી થઈ શકતું કે જે હદીસો ત્રણ ખુલફાએ રાશેદિન રિદવાનુલ્લાહે અન્હુમ અને ઉમ્મુલ મોમિનીન હઝરત આયશા સિદ્દીકા રદિયલ્લાહો અન્હાના વિશે વારિદ છે તે ગલત છે.

અને જે હઝરત બીબી ફાતિમા અને ઈમામ હસનૈન અને હઝરત અલી રિદવાનુલ્લાહ અન્હુમ અજમઈન વિશે વારિદ થયેલી છે તે સહીહ છે.

અગર સહીહ છે તો સર્વ સહીહ છે અને

નઉઝુબિલ્લાહ ગલત છે તો સર્વ ગલત છે.

શીઆ લોકોના અકીદાઓથી હુઝૂર (સલ.)ના ઈલ્મ પર પણ કલંક લાગે છે અને જ્યારે હુઝૂર (સલ.)નો ઈલ્મ સહીહ માનવામાં ન આવે તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમની ઈત્તેબા :

مَنْ يُّطِعِ الرَّسُوْلَ فَقَدْ اَطَاعَ اللّٰهَ

'જેણે રસૂલ (સલ.)ની ઈતાઅત કરી,
તેણે હકીકતમાં અલ્લાહની જ ઈતાઅત કરી.'

નું પાલન કેવી રીતે દુરુસ્ત થઈ શકે છે?

અને આયત :

مَآ اٰتٰكُمُ الرَّسُوْلُ فَخُذُوْهُ وَمَا نَهٰىكُمْ عَنْهُ فَانْتَهُوْا

'જે કંઈ રસૂલ તમારી પાસે લાવે તેને તમે અપનાવી લો અને લઈ લો અને જે વાતથી મના કરે તેનાથી દૂર રહો.'

નો અર્થ શું થશે?

અને એનો શું મતલબ અને મકસૂદ છે?

જાણવા એ મળ્યું કે ત્રણ સહાબા (રદિ.) તરફની દુશ્મનીના કારણે શીઆ લોકો ઈલ્મે હક અને ઈલ્મે રસૂલે પાક (સલ.)નો પણ સ્વીકાર કરતા નથી; કારણ કે કુરઆને પાકમાં સહાબા (રદિ.)ની તારીફ અને તેઓથી અલ્લાહ તઆલાનું ખુશ અને રાજી હોવું સાબિત છે; અને બૈઅતે રિદવાનના દિવસે આ ત્રણે ખલીફાઓએ પણ બૈઅત કરી છે, જેને કોઈ રદ કરી નથી શકતું. અને એ દિવસની બૈઅત જાણે ખુદાના હાથ પર બૈઅત છે. ખુદાવંદ તઆલાએ તેઓથી પોતાની પ્રસન્નતાની ખબર આપી છે.

અજબ વાત છે કે હક તઆલા કુરઆને કરીમમાં હઝરાતે ખુલ્ફાએ રાશેદીન (રદિ.)થી પ્રસન્નતાની ખબર આપે અને શીઆ લોકો કાફિર બનાવીને તેઓ પર લાનત કરે!

શું હક તઆલાને પણ,
નઉઝુબિલ્લાહ, નઉઝુબિલ્લાહ
(અલ્લાહની પનાહ, અલ્લાહની પનાહ)
એનો ઈલ્મ ન થયો કે આ લોકો સૌથી બૂરા છે?!

તદ ઉપરાંત આ વાત પણ મનન કરવા જેવી છે કે હુઝૂર રસૂલે મકબૂલ સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમની શાને મુબારકમાં આ આયત શરીફ ઊતરી છે જેની તસ્દીક શીઆ લોકો પણ કરે છે :

وَمَآ اَرْسَلْنٰكَ اِلَّا رَحْمَةً لِّلْعٰلَمِيْنَ

'યા રસૂલુલ્લાહ (સલ.)! અમે તમને તમામ
વિશ્વો વાસ્તે રહમત બનાવી મોકલ્યા છે.'

□

જે યારો (રદિ.) એ (ખુલ્ફાએ રાશેદીન રદિ. એ) ઈમાન લાવ્યા બાદ ઈજ્જત, માલ, ઓલાદ, વતન, રાહત, બલકે જાન પણ કુરબાન કરી દીધાં અને

જે મજબૂત દીનના પ્રચાર અને પ્રસારના માટે હુઝૂર (સલ.) દુનિયામાં તશરીફ લાવ્યા તેનો પ્રચાર અને પ્રસાર હુઝૂર (સલ.)ની હયાતીમાં અને હુઝૂર (સ.)ની વફાત પછી અંતિમ શ્વાસ સુધી તેઓ કરતા રહ્યા.

અને રોમ, શામ (સિરિયા), મિસર, ઈરાન, અને હિન્દુસ્તાન (વગેરે) દેશોના સમીપ સુધીનો પ્રદેશ એજ ત્રણે ખલીફાઓની ખિલાફતના સમયમાં ફતેહ થયો છે એ વાતથી શીઆ લોકો પણ ઈન્કાર કરી નથી શકતાં.

આટલી બધી કુરબાની, ઈસ્લામના પ્રચાર અને પ્રસાર, અને ખૈરુલ બશર અલૈહિસ્સલાતો વસ્સલામની અનેક વરસોની સુહબત છતાં તેઓમાં ખૈર પૈદા ન થઈ બલ્કે ખૈર પૈદા થવાને બદલે એટલા દરજ્જે શર (બુરાઈ) પૈદા થઈ કે નઉઝુબિલ્લાહ (અલ્લાહની પનાહ) ફિરઔન, નમરૂદ, હામાન અને શૈતાનના કરતાં પણ (બુરાઈમાં) વધી ગયાં કે તેઓને મહેણાં-ટોણાં મારવા શીઆ લોકોના વચનો પ્રમાણે ફર્ઝ થઈ ગયું અને (એ) મહેણાં-ટોણાં મારવાના કારણે જન્નતુલ ફિરદૌસ મળશે અને તમામ ઉંમરના ગુનાહ માફ થઈ જશે!

તો જ્યારે હુઝુર (સલ.)ની શાને રહેમત યારો (ખાસ મિત્રો) ના જ કામમાં ન આવી, અને ત્રણ યાર[1] જહન્નમી અને એક[2] જન્નતી થયાં તો બીજાઓને હુઝૂર (સલ.)ની રેહમત શું કામમાં આવશે?!

જે કંઈ કુરબાની તેઓએ કરી અને સુહબતે પાકમાં હંમેશા ઉંમર વિતાવી એ વાતો પછીનાને પ્રાપ્ય નથી તો પછી શફાઅત ઉમ્મીદ અને રેહમતની ઉમ્મીદ 'રેહમતલ્લીલ આલમીન' થી રાખવું ફાયદા વગરનું અને અક્કલની ખિલાફ છે.

• ૧ હઝરત અબૂબકર (રદિ.) હઝરત ઉમર (રદિ.) અને હઝરત ઉસ્માન (રદિ.)
૨ હઝરત અલી (રદિ.)

બલ્કે નઊઝુબિલ્લાહ નઊઝુબિલ્લાહ (અલ્લાહની પનાહ, અલ્લાહની પનાહ) આપ (સલ.)ની ઝાતને 'રહમતલ્લીલ આલમીન' નથી કહી શકતાં બલ્કે રેહમતના બદલે ઝેહમત (આફત) હોવું જોઈએ કારણ કે શીઆ લોકોનાં વચનો પ્રમાણે ત્રણ યાર નઊઝુબિલ્લાહ (અલ્લાહની પનાહ) જહન્નમી થયાં અને એક જન્નતી તો ઝેહમતનું પલ્લું રેહમતના પલ્લાની તુલનામાં ભારી છે. તો પછી આયતે શરીફનો અર્થ કેવી રીતે દુરસ્ત થઈ શકે છે?!

હા, નઊઝુબિલ્લાહ (અલ્લાહની પનાહ) ખારજીઓનાં વચનો પ્રમાણે કંઈક અર્થ બંધબેસતો થઈ શકતો હતો તો એવી રીતે થઈ શકતો હતો કે ત્રણ યાર જન્નતી અને એક યાર હઝરત અલી કર્રમલ્લાહો તઆલા વજહહૂ જહન્નમી થયા.

પરંતુ હું ખારજી ફીર્કાના લોકોને પણ એ જ જવાબ આપીશ જે શીઆ લોકો માટે છે. હું જેટલી બૂરાઈ ત્રણે યારોને બૂરા કહેવામાં સમજું છું એટલી જ બૂરાઈ અમીરૂલ મોમિનીન હઝરત અલી (રદિ.)ને બૂરા કહેવામાં પણ સમજું છું.

અલ્લાહ તઆલા આ બંને ફિર્કાઓને અકલે સલીમ (સદ્દબુદ્ધિ) અને સિરાતે મુસ્તકીમ (સીધો રસ્તો) અર્પણ કરે.

હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસલીમે વફાતના સમય સુધી તેઓને સારા જાણ્યા, સારા સમજ્યા, સારા ફરમાવ્યા. ન કોઈને કાફિર ફરમાવ્યા ન કોઈને મુર્તદ ફરમાવ્યા.

આ બંને ફિર્કાઓ, ખારજી અને રાફઝીએ હુઝૂર (સલ.)ના ફરમાવવાથી ખિલાફ તેઓ વિશે કંઈ કહેવું ન જોઈએ. તેઓને ન કાફિર કહે, ન મુર્તદ કહે, ન બૂરા કહે બલ્કે સૌના નામો તાઝીમ અને તકરીમ (માન-સન્માન) પૂર્વક લે અને સૌથી મુહબ્બત રાખે અને અહલે બૈત (રદિ.) અને અસ્હાબ (રદિ.)ને હુઝૂર (સલ.)ની સાથે એવો નિકટનો સંબંધ સમજે જેવી રીતે તસ્બીહ (માળા)માં બંને તરફના દાણાઓ (મોતીઓ)ને ઈમામે તસ્બીહ સાથે સંબંધ છે.

ઉપર દર્શાવેલી દલીલો ઉપરાંત નીચેની સ્પષ્ટ દલીલ અત્યંત તાર્કિક છે. શીઆ લોકો તો શું બલ્કે કોઈ પણ એને રદ નથી કરી શકતો. (એ દલીલ નીચે પ્રમાણે છે):

ઈરાન દેશ અમીરૂલ મોમિનીન હઝરત ઉમરફારૂક રદિયલ્લાહો અન્હો ના સમયમાં ફતેહ થયો. ઈરાન ફતેહ થયા પછી કેટલાયે હઝાર વરસની સલ્તનતનો કુલ માલ મદીના મુનવ્વરામાં આવ્યો. તે જ વખતે હઝરત બીબી શહરબાનૂ રદિયલ્લાહો અન્હા પણ માલે ગનીમતની સાથે આવ્યા. તે વખતે એ માલની વહેંચણી પણ અમીરૂલ મોમીનીન હઝરત ઉમર ફારૂક રદિયલ્લાહો અન્હોના હુકમથી થઈ.

માલની એ વહેંચણીમાં હઝરત અલી અને હઝરત હસનૈન રિદ્વાનુલ્લાહે અન્હુમ ને પણ હિસ્સો મળ્યો. બીબી શહર બાનૂ (રદિ.)ને હઝરત ઉમર ફારૂક (રદિ.)ના હુકમ પ્રમાણે હઝરત અલી (રદિ.)ના હવાલે કરવામાં આવ્યા. હઝરત અલી (રદિ.)એ બીબી શહરબાનૂ (રદિ.)ને હઝરત ઈમામ હુસૈન (રદિ.)ના હવાલે કર્યા.

જો અમીરૂલ મોમિનિન હઝરત ઉમર (રદિ.) મુસલમાન ન હતા, અને નઉઝુબિલ્લાહ (અલ્લાહની પનાહ) કાફિરો કરતાં પણ બદતર હતા તો–

તેઓનો જિહાદ કેવી રીતે દુરુસ્ત છે?

તે માલ હઝરત અલી (રદિ.) યા હઝરાતે હસનૈન (રદિ.) એ લેવું કેવી રીતે દુરુસ્ત થઈ શકે છે?!

હઝરત બીબી શહરબાનૂ (રદિ.)થી જે ઔલાદ છે તેને શું કહેવામાં આવશે?!

જો સાચી ખિલાફત છે તો આ સર્વ ચીઝો જાઈઝ અને દુરુસ્ત છે અને જો ખિલાફત નાજાઈઝ છે તો આ સર્વ ચીઝો નાજાઈઝ અને હરામ છે. એટલે–

હઝરત બીબી શહરબાનૂ (રદિ.)થી સાદાતની ઔલાદનો જે વંશ છે તેનો શું હશ્ર (અંજામ) હોવો જોઈએ?!

જરા આ વાતો પર મનન કરીને પછી શીઆ લોકો ખુલ્ફા-એ રાશેદીનની તરફ મહેણું-ટોણાં માટે જબાન ખોલે.

આ વાત પણ જાહેર કરવા લાયક છે કે શીઆ લોકો આ (નીચે દર્શાવેલી) હદીસ શરીફ પર ખૂબ જ ફખ્ર કરે છે કે કોઈના માટે હુઝૂર (સલ.) એ આવું નથી ફરમાવ્યું :

يَا عَلِي لَحْمُكَ لَحْمِي وَدَمُكَ دَمِي

'હે અલી (રદિ)! ગોશ્ત તમારું, ગોશ્ત
મારું છે; અને લોહી તમારું, લોહી મારું છે.'

હદીસના આ મઝમુનથી હઝરાતે ખુલફાએ રાશેદીન (રદિ.) પર હઝરત અલી (રદિ.)ની બુઝુર્ગી અને સબકત (સરસાઈ) સાબિત નથી થતી. કારણ કે હુઝૂર (સલ.)ના આ શબ્દો મજાઝી છે; હકીકી નથી. અગર એને હકીકી માનવામાં આવે તો હઝરત અલી (રદિ.)ના બીબી ફાતિમા રદિયલ્લાહો અન્હા જોડે નિકાહ નથી થઈ શકતા.

વળી એ જ મઝમૂન અને મતલબમાં બૈઅતે રિદ્વાનના દિવસે હુઝૂર (સલ.)એ હઝરત ઉસ્માન ગની રદિયલ્લાહો અન્હોની ગેર-હાજરીમાં પોતાનો ડાબો હાથ (પોતાના) જમણા હાથમાં પકડીને ફરમાવ્યું કે,

'બૈઅત કરી ઉસ્માન (રદિ.)એ મુહમ્મદ (સલ.)ના હાથ પર.'

તે જ કુર્બ (સામીપ્ય) ગોશ્ત–પોસ્ત (માંસ–ચામ), લોહી–હાડકાં વગેરે હઝરત ઉસ્માન (રદિ.)ને હાસિલ છે જે હઝરત અલી (રદિ.)ને હાસિલ છે. પરંતુ આ બંને હદીસો મજાઝન છે; હકીકતન નથી.

આ વાત પણ શીઆ લોકો જરા ગંભીરતાથી અને ઇન્સાફથી અને અકલે સલીમ (સદ્બુદ્ધિ)થી જુએ. શીઆનો હરેક માલદાર

શખ્સ પોતાની કબર કરબલાયે મોઅલ્લામાં બનાવવા ચાહે છે. એટલા માટે કે એમની બરકતથી અઝાબમાંથી નજાત (મુક્તિ) મળે અને જન્નતુલ ફિરદોસ નસીબ થાય.

એમાં શક નથી કે હઝરત ઈમામ હુસૈન રદિયલ્લાહો અન્હોનો કુર્બ (નજદીકી) નખશીખ રેહમત અને ગુનાહનો કફ્ફારો છે. પરંતુ જે કંઈ બુઝુર્ગી, અને સિફતે રહેમત એમને પ્રાપ્ત થયેલી છે તે એમના નાના નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમના પરતવ (કિરણો, રશ્મિઓ) અને સદકો છે.

(હવે) એ અજબ વાત છે કે રેહમતનો જે ઝિલ્લ (પડછાયો, પ્રતિબિંબ) છે તેમના નજીક દફન થયેલાના બધાં ગુનાહ માફ થઈને તે જન્નતી થઈ જાય અને રેહમતની જે અસલ છે:

وَمَآ اَرْسَلْنٰكَ اِلَّا رَحْمَةً لِّلْعٰلَمِيْنَ

'યા રસૂલલ્લાહ (સલ.)! અમે તમને તમામ વિશ્વો માટે રહમત બનાવીને મોકલ્યા છે.'

તેમની પાસે દફન થયેલા ખુલફાએ રાશેદીન પર હુઝૂર (સલ.) ની શાને રેહમત બેકાર પૂરવાર થાય!

એ વાત જો માનવામાં આવશે તો જાણે જૌહર (મૂળ તત્ત્વ) નકામું છે; અને અર્દ[1] બાકાર (ઉપયોગી) છે! અને એવું સમજવું ઈલ્મ અને અક્કલના ખિલાફ છે. દાખલા તરીકે સૂરજ બેકાર છે અને સૂરજની રોશની કવી (બળવાન) અને બાકાર (ઉપયોગી) છે!

## પત્ર ૩૭

### ★ પ્રતિ : અબ્દુલ હય[2] (રહ.)

કલ્મએ 'લાઈલાહ ઈલ્લલાહ' હક તઆલાના ગઝબ (કોપ)ને

● ૧ અર્દ : મૂળ તત્ત્વમાંથી બનેલો પદાર્થ
૨ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૯

દૂર કરવા માટે છે. અને આ કલ્મએ તૈયિબા કરતાં વધારે ફાયદાકારક બીજી કોઈ ચીઝ નથી.

(દુનિયામાં ડૂબી જવું અને ખુદાને ભુલી જવું) ખુદાના ગઝબના અસબાબ છે. કલ્મએ તૈયિબા દુનિયાના એ સંબંધોને અને ગફલતને દૂર કરીને ખુદાથી કરીબ કરે છે.

તો એ ખુદાના ગઝબને દૂર કેમ ન કરે!

ફકીર (હું) આ કલ્મએ તૈયિબાને નવ્વાણુ હિસ્સા રેહમતનો ખજાનો અને આખિરતની ચાવી સમજું છું. એ કુફ્રની ઝુલ્મત (અંધકાર)ને, શિર્કની કદુરત (ગંદકી)ને દૂર કરે છે. ખુદાની જનાબમાં એના કરતાં વધારે શફાઅત કરનાર કોઈ નથી.

જે શખ્સે આ કલ્મએ શરીફની તસ્દીક કરી હશે, અને જરાક જેટલુંયે ઈમાન હાસિલ કરી લીધું હશે અને પછી કુફ્ર અને શિર્કની રસ્મોમાં સંડોવાઈ ગયો હશે તોપણ આ કલ્મએ તૈયિબાની શફાઅતથી તેનો અઝાબ દૂર થઈ જશે અને દોઝખના કાયમી અઝાબથી મુક્તિ મેળવશે.

જેવી રીતે કે આ ઉમ્મતના તમામ કબીરા (મોટા) ગુનાહોના અઝાબ દૂર કરવામાં હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમની શફાઅત નફાકારક અને ફાયદાકારક છે.

હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે :

'મન કાલ લાઈલાહ ઇલ્લલ્લાહો ફદખલલ જન્નહ'
જેણે આ કલ્મો 'લાઈલાહ ઈલલાહ' પઢયો ને જન્નતમાં દાખલ થયો.

લોકો તાજ્જુબ કરશે કે એક વખત કલ્મો પઢવાથી જન્નત મળી જવું કેવી રીતે બની શકે! પરંતુ ફકીરને મેહસૂસ થયું છે કે એક આદમીને જ નહિ પરંતુ અગર તમામ જહાંનને પણ બખ્શી દે તોપણ શકય છે.

એ પણ મશહૂદ (જાહેર) થયું છે કે કલમએ તૈયિબાની બરકતોને તમામ જહાંનને વહેંચી દેવામાં આવે તો હંમેશાના માટે બધાંને કિફાયત (પૂરતું) છે. અને સૌને સૈરાબ (તૃપ્ત) કરી દે. ખાસ કરીને કલમએ તૈયિબાની સાથે 'મુહમ્મદુર રસૂલુલ્લાહ' પણ જમા થઈ જાય અને તબ્લીગ તૌહિદની સાથે મુનઝઝમ (સંલગ્ન) થઈ જાય.

આ કલ્મો વિલાયતનો અને રિસાલતનો મજમુઓ (સંગ્રહ) છે. ખુદાની જનાબમાં આ કલ્માની મદદ વિના નથી પહોંચી શકાતું. એક વખત આ કલ્મએ તૈયિબાને કહેવાથી એક કદમ મસાફત (અંતર) કપાય છે. આ મસાફતનો એક એક કદમ તમામ દાઈરાએ ઈમ્કાનના કરતાં કેટલાયે ગણો વધારે છે. સૌથી બેહતર આ આરઝૂ હોવી જોઈએ કે એકાંત ખૂણામાં આ કલ્મએ તૈયિબાના ઝિક્રથી લિજ્જત હાસિલ કરે.

## પત્ર ૩૮

★ પ્રતિ : હાજી યૂસુફ કશ્મીરી (રહ.)

ખુદાની મઆરેફત તેના પર હરામ છે જેના દિલમાં દુનિયાની મુહબ્બત રાઈના દાણા બરાબર હોય. હા, અલબત્ત જ્યારે એ દુનિયામાં છે અને દુનિયાની જરૂરતોથી પણ છૂટકો નથી એટલા માટે એનું ઝાહિર, ઝાહિરની સાથે અને બાતિન, બાતિનની સાથે સંબંધ ધરાવે છે. અગર ઝાહિર એનું ઝાહિરની સાથે સબંધ ન રાખે તો રુશદ અને હિદાયત અને ફૈઝનો રસ્તો બંધ થઈ જાય.

## પત્ર ૩૯

★ પ્રતિ : સૈયદ અબ્દુલ બાકી સારંગપૂરી (રહ.)

'અસ્હાબે શિમાલ' તે લોકો છે જેઓના સામે પરદાઓ ઝુલ્માની (અંધકારમય) છે.

અને 'અસ્હાબે યમીન' તે લોકો છે, જેઓની સામે પરદાઓ નૂરાની છે અને તે લોકો તમામ હિજાબાત (પરદાઓ)ને ઓળંગી-ને અને અસ્માઓ સિફાતના મકામાતથી આગળ ઝાતે હકથી નજીક છે અને માત્ર ઝાતે હકના તાલિબ (અભિલાષી) છે. અસ્મા-ઓ સિફાતના ઉમ્મીદવાર નથી.

'અસ્હાબે શિમાલ' કાફિર છે અને અસ્હાબેયમીન અહલે ઈસ્લામ છે અને ખાસ કરીને ઔલિયા અલ્લાહ છે. અને સાબેકીન (અગ્રસ્થાને) હકીકતમાં હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામ છે.

અને હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામની પૈરવીથી વારસા સ્વરૂપે હઝરાતે સહાબાએ કિબાર રિદવાનુલ્લાહે અન્હુમ અજમઈનમાં આ દોલત જોવામાં આવે છે. અને અમુક અમુક ઔલિયામાં પણ જવલ્લે જ આ દોલત સાબિત છે. હકીકતમાં એ શખ્સ પણ અસ્હાબના સમૂહમાંથી છે.

એવા જ કમાલવાળા ઔલિયા અલ્લાહના વિશે હુઝૂર રસૂલે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમે ફરમાવ્યું છે;

'લા યુદ્દરા અવ્વલોહુમ ખૈરુન અમ આખેરોહુમ'
'નથી ખબર કે એઓમાંથી આરંભના સારાં છે કે અંતના.'

□

અને હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે :

'ખૈરૂલ કુરૂને કરની'
'સૌથી બેહતર ઝમાનાઓમાં મારો ઝમાનો છે.'

□

પરંતુ કુરન (ઝમાના)ના એતેબારથી ફરમાવ્યું છે. અને એને શખ્સોના એતેબારથી ફરમાવ્યું છે. પરંતુ અહલે સુન્નત વલ જમાઅતનો ઈજમાઅ (સર્વાનુમતિ) અંબિયા અલૈહિમુસ્સલાતો

વસ્સલામના પછી શૈખૈન[1]ની અફઝલિયત પર છે. કોઈ શખ્સ એવો નથી જે હઝરત અબૂબકર રદિયલ્લાહો અન્હો પર સબકત (સરસાઈ) લઈ ગયો હોય. આ ઉમ્મતના સાબિકોના સાબિક[2] અને આ મિલ્લતના પહેલાંઓના પહેલાં એઓ હઝરત અબૂબકર (રદિ.) જ છે.

હઝરત ઉમર ફારૂક રદિયલ્લાહો અન્હો એમના જ ઝરીયાથી અસ્બકીયત (અગ્રસ્થાન)ની દૌલતથી મુશર્રફ થયા છે અને એ જ અબૂબકર રદિયલ્લાહો અન્હોના વાસ્તાથી બીજાઓના કરતાં વધી ગયા છે એ જ સબબ છે કે હઝરત ઉમર ફારૂક રદિયલ્લાહો અન્હોને 'ખલીફાએ સિદ્દીક' કહેવામાં આવતા હતા અને ખુત્બામાં:

'ખલીફતો ખલીફતે રસૂલિલ્લાહ(સલ.)'

'રસૂલુલ્લાહના ખલીફાના ખલીફા'

પઢવામાં આવતું હતું.

□

હવે હું અસલ વાત બયાન કરું છું કે જે સાબેકીને-યમીન અને શિમાલના અહકામથી ખારિજ છે અને ઝમાની તેમ જ મકાની મામલાઓથી એમનો મામલો ઉચ્ચતર છે. એમના કમાલાતને અસહાબે વિલાયત નથી પહોંચી શકતાં. એ બુઝુર્ગ કુરઆનના હુરૂફે મુકત્તઆતના અસરાર (રહસ્યો) અને મુતશાબિહાતે કુરઆનીના ખઝાના છે. એ જ લોકો કિયામતના ખૌફથી ગમગીન અને બેકરાર નથી થતાં.

## પત્ર ૪૦

### ★ પ્રતિ : મૌલાના બદરૂદ્દીન[3] (રહ.)

અલ્લાહ તઆલાની ઝાતથી અસ્મા, સિફાત, શુયૂન અને

● ૧ શૈખૈન : હઝરત અબૂબકર (રદિ.) અને હઝરત ઉમર (રદિ.)
૨ સાબિક : આગળના, પાછળના, ચઢિયાતા, સરસાઇ મેળવનારા
૩ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૩૫

એઅતેબારાતના પદાઓ દૂર થવાની બે રીતો છે. એક શુહૂદના એઅતેબારથી છે અને બીજી વુજૂદના એઅતેબારથી. ખર્કે[૧] વુજૂદી અસંભવિત અને અશક્ય છે. અને ખર્કે શુહૂદી શક્ય છે. જો કે અત્યંત નજીવું હોય અને ખાસોમાં પણ ખાસ (ઔલિયા અલ્લાહ)ને નસીબ હોય.

અને ફકીરે પોતાના કેટલાક રિસાલામાં હક તઆલાની ઝાત-થી તમામ હિજાબો (પરદાઓ) ના દૂર થવા વિશે જે લખ્યું છે તે ખર્કથી મુરાદ ખર્કે શુહૂદી છે. જેવી રીતે અલ્લાહ તઆલા કોઈ શખ્સને એવા પ્રકારની દૃષ્ટિ અર્પણ કરે કે હિજાબો અને પરદાઓ-ની આર-પારથી છૂપી ચીઝોને જોઈ લે.[૨]

# પત્ર ૪૧

## ★ પ્રતિ : શૈખ ફરીદ થાનેસરી (રહ.)

ઉરૂજ (આરોહણ) વખતે નિહાયતુન્નીહાયતના મર્તબાઓથી આગળ એક બીજો મર્તબો આવે છે. જેનું એક રજકણ દાઈરાએ ઈમ્કાનના કરતાં કેટલાયે ગણું વધારે (વિશાળ) છે.

એ મકામમાં અગર એક રજકણ જેટલું સુલૂક તય કર્યું તો જાણે દાઈરાએ ઈમ્કાનના કરતાં કેટલાયે ગણી તરક્કી કરી. આ મકામની ઉપમા દાઈરાએ ઈમ્કાનની સાથે બિંદુ અને સિંધુ વડે આપવામાં આવે તો એ ઉપમા પણ અયોગ્ય છે.

**આગાહી**

દાઈરાએ ઈમ્કાનને પાતાળથી લઈને અર્શે મોઅલ્લા સુધી ગણવામાં આવે છે.

● ૧ ખર્ક : ફાટવું, અલગ થવું,
૨ જેવી રીતે દર્દીને એક્ષરેના સ્ક્રીન પર જોવામાં આવે છે ત્યારે તેના કપડાં અને માંસ વગેરેની આર-પાર શરીરનો અંદરનો ભાગ દેખાય છે તેવી રીતે

# પત્ર ૪૨

## ★ પ્રતિ : ખ્વાજા જમાલુદ્દીન[1] (રહ.)

સાલિક ખાલિસ નિય્યતથી અલ્લાહને યાદ કરે છે અને રિયાઝત અને મુજાહિદા અખ્તિયાર કરે છે તો આલમે મિસાલમાં તરતીબ-વાર (ક્રમશઃ) મુશાહિદા કરે છે અને પોતાને બૂરી સિફતોથી દૂર પામે છે તો તે વખતે એની સૈર આફાકી પૂર્ણ થઈ જાય છે. અને પછી તરક્કી કરીને જ્યારે સૈર અનફુસી નસીબ થાય છે તો એ વખતે પોતાની ઝાતમાં સૈર કરે છે.

સૂફીઓ સૈર આફાકીને 'સૈર ઈલલ્લાહ' કહે છે અને સૈર અન-ફુસીને 'સૈર ફીલ્લાહ' કહે છે. ફકીરના નજીક આ વાત કબૂલ કરવા લાયક નથી. હક તઆલાની ઝાત હરેક મખ્લૂકથી ઉચ્ચાતિ ઉચ્ચ છે. અલ્લાહ તઆલાને અનફુસ અને આફાકથી પર શોધવું જોઈએ.

**આગાહી**

આ પત્રમાં 'સુલૂક,' 'વહદતુલ વુજૂદ,' 'સૈર અનફુસી,' 'સૈર આફાકી' અને 'ઈન્દિરાજુન્નિહાયત–ફિલબિદાયત'... વગેરે મકામ-નું વિવરણ અને સ્પષ્ટીકરણ કર્યું છે. એની વિગતો બીજા પત્રો-ના વિષયોમાં આવી ગઈ છે. એટલે આ લાંબા પત્રનો ખૂલાસો એટલો જ પૂરતો છે.

મારા ખ્યાલમાં 'ઈન્દિરાજુન્નિહાયત ફિલ બિદાયત'[2] ની તસ્દીક એમ થાય છે કે :

૧ બીજા તરીકાઓમાં સુલૂક અસ્મા અને સિફાતથી શરૂ કરાવ-વામાં આવે છે. જ્યારે હઝરાતે નકશબંદિયામાં સુલૂક ઈસ્મે ઝાતથી શરૂ કરવામાં આવે છે.

- ૧ આપ હઝરત મિર્ઝા હિશામુદ્દીન (રહ.)ના પુત્ર હતા.
- ૨ ઈન્દિરાજુન્નિહાયત-ફિલ-બિદાયત : અંતને આરંભમાં દાખલ કરી દેવું (સમાવી લેવું)

ઝાત એ અસ્મા અને સિફાતનો છેડો છે.

૨ બીજા તરીકાઓમાં પ્રથમ જબાની ઝિક્ર શિખવવામાં આવે છે. નકશબંદીઓને ત્યાં કલ્બ (દિલ)થી ઝિક્ર શરૂ કરવામાં આવે છે જે જબાનની ઈન્તેહા (છેડો) છે.

૩ બીજા તરીકાઓમાં સૈર આફાકીથી સુલૂક તય કરાવે છે. નકશબંદીઓ સૈર અનફુસીથી (સુલૂક તય કરાવે છે) કે જે સૈર આફાકીની હકીકત છે.

૪ બીજા સિલસિલાઓમાં સિફાત સહિત ઝાતની તલબ (આરઝૂ) છે. નકશબંદીઓમાં સિફાત વિના ઝાતની તલબ છે.

૫ બીજા ખાનદાનોમાં ખુદાનો કુર્બ કૈફ અને ઈદરાકની સાથે ચાહે છે. નકશબંદીઓ કૈફ વિના નિસ્બતે જહલના તાલિબ છે.

જ્યાં સુધી ઈદરાક અને મેહસૂસ હોય, ભલેને કોઈપણ પ્રકારે હોય, એને હઝરાતે નકશબંદિયા ગૈરૂલ્લાહમાં ગણે છે. હઝરત ખ્વાજા નકશબંદ રહમતુલ્લાહિ અલૈહ ફરમાવે છે:

'હરચે દીદહ શવદ વ શુનીદહ શવદ વ દાનિસ્તહ
શવદ આં હમા ગૈર અસ્ત'

જે કંઈ જોવામાં આવે, સાંભળવામાં આવે અને
સમજમાં આવે તે સર્વ ગૈરૂલ્લાહ છે.

આ છે 'ઇન્દિરાજુન્નિહાયત ફિલ બિદાયત'ની હકીકત!

## પત્ર ૪૩

**★ પ્રતિ : મૌલાના મુહમ્મદ અફઝલ[૧] (રહ.)**

નકશબંદી તરીકાના કેટલાક બુઝુર્ગોએ ફરમાવ્યું છે કે,

● ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક–૩

આ તરીકાના તાલિબોને 'યાફ્‌ત'[૧]નો 'ઝૌક'[૨] છે; ન કે 'યાફ્‌ત.' અને 'યાફ્‌ત'ની ઈન્તેહા બીજી ચીઝ છે જેનો ઝાઈકો ઇબ્તિદામાં મયસ્સર છે.

જઝબ અને સુલૂકની પૂર્ણતા પછી ન 'યાફ્‌ત' રહે છે ન 'યાફ્‌ત'નો ઝાઈકો. એને જ 'ઇન્દિરાજુન્નિહાયત ફિલ બિદાયત' કહે છે.

એનાથી કોઈ એવી શંકા ન કરે કે એમના (નકશબંદી સિલસિલાના) મુબ્તદી[૩]ઓ બીજાઓના મુન્તહી[૪]ઓથી અફઝલ થઈ ગયાં. એનો મતલબ એ છે કે કામિલ શૈખ પોતાની બુલંદ નિસ્બતથી પ્રતિબિંબ સ્વરૂપે પોતાના તાલિબના સીનામાં અકસ (પ્રતિબિંબ) નાંખે છે અને 'યાફ્‌ત' તેમજ 'ઝાઈકાએ યાફ્‌ત'ની ચાશની ચખાડે છે.

તેઓના બાતિનના એ અકસ અસ્મા અને સિફાતના મકામને ઓળંગીને ઝાતે હકના હોય છે. તેઓના બાતિનને 'યાફ્‌ત' અને 'ઝાઈકાએ યાફ્‌ત'ની જાણ થાય છે પરંતુ ઝાહિર તેનાથી બેખબર રહે છે.

અને 'હકીકતે યાફ્‌ત' યા 'હકીકતે ઝાઈકાએ યાફ્‌ત'માં જહલ સિવાય કંઈ નસીબ નથી. અગર કોઈને 'યાફ્‌ત' યા 'ઝાઈકાએ યાફ્‌ત'ની કંઈક અસર મેહસૂસ થાય તો તે ગૈરૂલ્લાહ છે. ન તે 'યાફ્‌ત' છે અને ન 'ઝાઈકાએ યાફ્‌ત' છે.

**આગાહી**

'યાફ્‌ત' અને 'ઝાઈકાએ યાફ્‌ત'ની મિસાલ એ છે કે જેવી રીતે

૧ 'યાફ્‌ત' : પ્રાપ્તિ
૨ ઝૌક : લિઝઝત, મઝા, નિશાત, ખુશી
૩ મુબ્તદી : સુલૂકની ઈબ્તેદા (આરંભ) કરનાર સાલિક, પ્રાથમિક કક્ષાનો સાલિક
૪ મુન્તહી : સુલૂકની ઈન્તેહા (પરિપૂર્ણતા) એ પહોંચેલો સાલિક

કોઈના હાથમાં લીંબુ છે અને તે લીંબુને કાપીને ચાખે પણ છે. તો જેના હાથમાં લીંબુ છે તેને લીંબુની 'યાફ્તં' હાસિલ છે અને લિંબુનો ઝાઈકો (રસાસ્વાદ) પણ પ્રાપ્ય છે.

જે (તેની સામે) ઊભો રહીને જોઈ રહ્યો છે, લીંબુ કાપવાથી તેના મુખમાં પાણી આવે છે તો તેને 'યાફ્ત' નસીબ નથી પરંતુ ઝાઈકાની યાફ્ત જરૂર નસીબ છે. એમાં

- મુબ્તદી તાલિબ તે છે જેને માત્ર દૂરથી ઝાઈકાની અસરથી મુખમાં પાણી આવે છે.
- 'મુતવસ્સીત'[૧] તે છે જેના હાથમાં લીંબુ છે અને લીંબુનો ઝાઈકો પણ ચાખી રહ્યો છે.
- મુન્તહી તે છે જે ઝાતે બેચુ અને બેચંગુના મા'રેફ્ત અને હેરતના દરિયામાં હેરાન છે. હઝરત યૂસુફ અલૈહિસ્સલાતો વસ્સલામના દીદારથી મિસરની યુવતિઓની (જે હાલત થઈ હતી)[૨] તેમ તેને ન હાથની ખબર છે, ન લીંબુની, ન છરીની, ન ઘાની, ન દુઃખાવાની!

૧ મુતવસ્સીત : મધ્યમ કક્ષાએ પહોંચેલો સાલિક

૨ હઝરત યૂસુફ (અલ.)ને ખરીદનાર મિસરના અઝીઝની પત્ની ઝુલૈખા હઝરત યૂસુફ (અલ.) પર ફરેફ્તહ (મોહિત) થઈ ગઈ. એની ચર્ચા મિસરની સ્ત્રીઓમાં થઈ; અને તેઓએ કટાક્ષો કરવા શરૂ કર્યા કે અઝીઝની પત્ની એક ગુલામ પર ફરેફ્તહ (મોહિત) થઈ ગઈ.

તેઓને ચુપ કરવા માટે ઝુલૈખાએ તમામ સ્ત્રીઓને પોતાને ત્યાં દાવત કરી. છરીથી કાપીને ખાઈ શકાય એવા ફળો તેણે પીરસ્યા. જ્યારે જમવાનું શરૂ થયું ત્યારે ઝુલૈખાએ હઝરત યૂસુફ (અલ.)ને તેઓની સામેથી પસાર થવાનો હુકમ કર્યો. હઝરત યૂસુફ (અલ.) ત્યાંથી પસાર થયા તો એમના હુસ્ન અને જમાલને નીહાળીને તમામ સ્ત્રીઓ એવી બેખુદ અને મદહોશ થઈ ગઈ કે ફળ કાપવાની છરી દરેકે ફળના બદલે પોતાના હાથો પર ફેરવીને હાથોને ઝખ્મી કરી લીધાં છતાં તેઓને જરાયે ભાન ન રહ્યું.

એ જ પ્રમાણે ઝાતે હકના કુર્બ (નજદીકી)માં ન 'યાફત'ની ખબર હોય છે ન 'યાફતના ઝાઈકાની.' એ જ ખાસિયત (ગુણ) નકશબંદિયા મુજદ્દિદીયાની નિસ્બતની છે. કુર્બે રબના મામલામાં આ મિસાલ બે-મિસાલી સમાન છે. એ મામલાઓ અક્કલ અને સમજશક્તિથી પર છે.

## પત્ર ૪૪

### પ્રતિ : હાજી મુહમ્મદના પુત્ર મુહમ્મદ સાદિક (રહ.)

આપે પૂછ્યું હતું કે :

સૂફીઓ 'વહદતે વુજૂદ'ને સ્વીકારે છે. અને ઉલમા એને કુફ્ર અને ઝિન્દિકા સમજે છે. જોકે બંને સમૂહો નાજીયહ[1] ફિર્કામાંથી છે. આ મામલાની હકીકત શી છે?

એ સવાલનો જવાબ ટૂંકમાં આ પ્રમાણે છે :

જે લોકો 'વહદતે વુજૂદ'[2]ને સ્વીકારે છે, ચીઝોને ઐન હક સમજે છે અને 'હમા ઊસ્ત'નો હુકમ કરે છે, તેઓની એ મુરાદ નથી કે ચીઝો હક તઆલાની સાથે મુત્તહિદ (સંલગ્ન) છે, 'વાજિબ'[3] 'મુમ્કિન'[4] થઈ ગયો છે. અને બેચૂં, ચૂંમાં આવી ગયો છે. આ વાતો કુફ્ર, ઈલ્હાદ, ઝિન્દિકા (અને) ગુમરાહી છે.

ત્યાં ન ઈત્તિહાદ છે, ન ઐનિયત છે, ન અધઃપતન છે, ન મિલાવટ છે. તેની ઝાત અને સિફાત તમામ પતન અને નવજાતપણાથી પાક

૧ નાજીયહ : આખિરતમાં નજાત પામનાર, અઝાબથી છુટકારો પામનાર
૨ 'વહદતે વુજૂદ' : વિસ્તૃત સમજૂતી માટે જુઓ 'મેઅયારુસ્સુલૂક' (બીજી આવૃત્તિ) પા. ૨૨૯
૩ વાજિબ : શાશ્વત, સનાતન, જે પોતાના વુજૂદ માટે બીજા કોઈનો મોહતાજ નથી તે અર્થાત અલ્લાહ તઆલા
૪ મુમ્કિન : પૈદા થયેલું અર્થાત મખ્લૂક

છે. તેમાં કોઈ પરિવર્તન અને ફેરફાર નથી થતું. બલ્કે 'હમ. ઊસ્ત'નો અર્થ એ છે કે ચીઝો નથી અને હક તઆલા મોજૂદ છે.

મનસૂર (રહ.)એ જે,

'અનલ હક' કહ્યું,

તેનાથી મુરાદ એ નથી કે,

'હું ખુદા છુ" અને 'ખુદાની સાથે મુત્તહિદ છું.'

એમ કહેવું કુફ્ર છે, અને એજ કતલનું કારણ છે. બલ્કે મનસૂર (રહ.)ના શબ્દોનો અર્થ એ છે કે:

'હું નથી, હક તઆલા મોજૂદ છે.'

કહેવાનો અર્થ એ છે કે સૂફીઓ ચીઝોને હક તઆલાના ઝુહૂરાત સમજે છે અને હક તઆલાના અસ્મા અને સિફાતના બદલે ખ્યાલ કરે છે.

જેવી રીતે કોઈ શખ્સનો પડછાયો લાંબો થઈ જાય તો એમ નથી કહી શકતાં કે એ પડછાયો એ શખ્સની સાથે સંલગ્નતા અને ઐનિયતની નિસ્બત ધરાવે છે. યા તે શખ્સ પતન પામીને ઝિલ્લ (પડછાયા)ની સૂરતમાં જાહેર થયો છે. બલ્કે તે શખ્સ પોતાની અસલિયત પર છે અને આદમીનો ઝિલ્લ યાને પડછાયો શખ્સના પરિવર્તન કે ફેરફાર વગર જાહેર થયો છે.

આ બયાનથી સાબિત થયું કે ચીઝો સૂફીઓની નજીક હક તઆલાના ઝુહૂરાત છે ન કે હક તઆલાનો ઐન. એટલે આ તેહકીક (સંશોધન) પછી 'સૂફિયએ વુજૂદિયહ'ના શબ્દો 'હમા ઊસ્ત' નો અર્થ 'હમા અઝુસ્ત' થશે. જેવી રીતે પડછાયો આદમીથી છે, ન ઐન આદમી છે.

'હમા અઝુસ્ત'ને ઉલમા (પણ) સ્વીકારે છે. એટલે એ સ્વરૂપમાં સૂફીઓ અને ઉલમામાં કોઈ મતભેદ બાકી નથી રહેતો.

# પત્ર ૪૫

★ પ્રતિ : ખ્વાજા હિસામુદ્દિન અહમદ[૧] (રહ.)

જાણવું જોઈએ કે વિશ્વ પૂરેપૂરું હક તઆલાના અસ્મા અને સિફાતનું મઝહર છે.

અગર મુમ્કિનમાં હયાત (જીવન) છે તો તે જ વાજિબ હક તઆલાની હયાતનો આઈનો છે.

અગર ઈલ્મ છે તો તેના જ ઈલ્મનો આયનો છે.

અગર કુદરત છે તો તેની જ કુદરતનો આયનો છે.

એ જ પ્રમાણે આગળ.

પરંતુ હક તઆલાની ઝાતનો વિશ્વમાં ન કોઈ આયનો છે, ન કોઈ મઝહર. બલ્કે હક તઆલાની ઝાતને વિશ્વ સાથે કોઈ મુનાસિબત નથી અને ન કોઈ ચીઝમાં તેની શિર્કત છે અને ન કોઈ ચીઝને તેની ઝાતમાં શિર્કત છે.

અસ્માઓ સિફાત એમાં અપવાદ છે કારણ કે તે વિશ્વની સાથે ઈસ્મી (નામ પૂરતી) મુનાસિબત ધરાવે છે, તેમ જ સૂરી (ઝાહેરી) મુનાસિબત અને મુશારિકત પણ આલમ (વિશ્વ) તથા અસ્મા અને સિફાતના દરમિયાન સાબિત છે.

એટલે કે જેવી રીતે વાજિબ તઆલામાં ઈલ્મ છે, કુદરત છે, (તેવી રીતે) મુમ્કિનમાં પણ ઈલ્મ અને કુદરતની સૂરત સાબિત છે પરંતુ હક તઆલાના અસ્મા અને સિફાત જૌહર સમાન છે અને વિશ્વ અર્દ સમાન છે. એટલે કે અસ્મા અને સિફાત હરેક નુકશ (ખામી) અને ઝવાલ (પતન)થી પાક છે અને તે ખુદ (પોતે) કાયમ છે. આલમનો કિયામ ખુદ નથી બલ્કે અસ્મા અને સિફાતના સબબથી છે.

● ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૬૫

(જૌહર તેને કહે છે જે પોતાની ઝાતથી કાયમ હોય અને અર્દ તેને કહે છે જેનો કયામ જૌહરથી હોય, પોતાનો કયામ પોતાની ઝાતથી ન હોય.)

મુમ્કિનના હકમાં ઝાત નથી. જ્યારે મુમ્કિનની ખુદ ઝાત જ નથી તો એની સિફાતનો કિયામ શું અને કેવી રીતે થઈ શકે છે?!

ઝાત માત્ર હક તઆલાના માટે જ મખ્સૂસ છે. તેની ઝાતથી તમામ સિફાત અને તમામ આલમ કાયમ છે. શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી રહમતુલ્લાહિ અલૈહેએ જે કહ્યું છે કે:

'તમામ આલમ એક પળમાં નષ્ટ થઈ જાય છે; અને એક પળમાં મોજૂદ થઈ જાય છે.'

એ સુલૂકના સમય દરમિયાનનો 'હાલે શુહૂદી' છે. સાલિક પર જ્યારે 'ફના'ના અનવાર ઊતરે છે ત્યારે એના ઈલ્મમાં જહાંન નેસ્ત અને નાબૂદ દેખાય છે. અને જ્યારે 'ફના'ની એ હાલત ખસી જાય છે, ત્યારે આલમને મોજૂદ પામે છે.

જ્યારે 'ફના' કમાલે (પરિપૂર્ણતાએ) પહોંચે છે તો કુલ (સમગ્ર) આલમને 'ફના' (થયેલી) પામે છે અને ઝાતે હકને બાકી (પામે છે).

ફરી પાછા જ્યારે તેને 'ફના'ના મકામમાંથી 'બકા'ના મકામ-માં લાવે છે તો ફરી પાછું આલમના વુજૂદને પણ જુએ છે અને ક્યારેક નષ્ટ થયેલું પામે છે. અને જ્યારે 'બકા'ના મકામની તકમીલ (પરિપૂર્ણતા) થઈ જાય છે ત્યારે તમામ આલમને અલગ કાયમ પામે છે.

આલમની આ 'ફના' અને 'બકા' ખુદ સાલિકના ઈલ્મની 'ફના' અને 'બકા' છે. હકીકતમાં જહાંનની 'ફના' અને 'બકા' નથી.

# પત્ર ૪૬

## ★ પ્રતિ : મૌલાના હમીદુદ્દીન બંગાલી[1] (રહ.)

'લાઈલાહ ઈલ્લલ્લાહો મુહમ્મદુર રસૂલુલ્લાહ'

આ કલમએ તૈયબ તરીકત, હકીકત, શરીઅતનો જામેઅ (સંચય) છે. જ્યાં સુધી સાલિક 'નફી'ના મકામમાં છે, તરીકતમાં છે. અને જ્યારે 'નફી'થી સંપૂર્ણ રીતે ફારિગ થઈ જાય છે અને તમામ 'મા સિવા' (ગૈરુલ્લાહ) તેની નઝરથી નષ્ટ થઈ જાય છે ત્યારે તરીકતનો મામલો પૂરો થઈ જાય છે અને 'ફના'ના મકામમાં પહોંચી જાય છે.

જ્યારે 'નફી' પછી 'ઈસ્બાત'ના મકામમાં આવી જાય છે અને સુલૂકથી જઝબહની તરફ રગબત કરે છે તો મર્તબએ હકીકતની સાથે સંલગ્ન અને બકાની સાથે નામાંકિત થઈ જાય છે.

આ વાતોને તય કરવા પછી એના પર 'વિલાયત'નો શબ્દ સત્ય ઠરે છે અને નફસ દુષ્ટતા ત્યાગીને મુતમઈન્નહ (સંતોષિત) અને પાક–સાફ થઈ જાય છે.

કલ્મએ તૈયેબાનો પ્રથમ ભાગ નફી ઈસ્બાત છે.[2] વિલાયતના કમાલાત આ પ્રથમ ભાગની સાથે સંલગ્ન છે. બાકી રહ્યો આ પવિત્ર કલમાનો બીજો ભાગ જે હઝરત ખાતમર્રુસુલ અલૈહિસ્સલાતો વસ્સલામની રિસાલતને સાબિત કરે છે. આ બીજો ભાગ શરીઅતને કામિલ અને પરિપૂર્ણ કરનારો છે.

● ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક–૫૯

૨ નફી ઈસ્બાત : ઈન્કાર અને સ્વીકાર, કલ્મએ તૈયેબાના પ્રથમ ભાગમાં 'લા ઈલાહ'—કોઈ અલ્લાહ નથી—કહીને ઈનકાર કરવામાં આવે છે અને પછી 'ઈલ્લલ્લાહ'—પરંતુ એક અલ્લાહ કહીને માત્ર એક અલ્લાહનો સ્વીકાર કરવામાં આવે એટલે એને 'નફી ઈસ્બાત' કહે છે.

જે કંઈ આરંભ અને મધ્યમાં શરીઅતથી હાસિલ થયું હતું તે શરીઅતની સૂરત હતી અને એના ઈસ્મ (નામ) અને રસ્મ હતાં. શરીઅતની અસલ હકીકત આ મકામમાં હાસિલ થાય છે. વિલાયત હાસિલ થવી શરીઅતની હકીકત અને કમાલાતે નુબુવ્વતના હાસિલ થવા માટે જાણે કે શર્ત છે.

વિલાયતને તહારત યાને વુઝૂની જેમ સમજવું જોઈએ. અને શરીઅતને નમાઝની જેમ. તરીકતમાં હકીકી નજાસતો (ગંદકીઓ) દૂર થાય છે. અને હકીકતમાં હુકમી નજાસતો દૂર થાય છે. એટલે કામિલ (પરિપૂર્ણ) તહારતના પછી શરીઅતના અહકામોના પાલન કરવાની અને નમાઝને અદા કરવાની કાબેલિયત હાસિલ થઈ જાય છે. જે કુર્બના મરતબાઓની નિહાયત છે, અને દીનનો સ્થંભ છે અને મોમિનની મેઅરાજ છે.

ફકીરને આ કલમાનો બીજો ભાગ યાને '**મુહમ્મદુર રસૂલુલ્લાહ**', અફાટ, અસીમ સાગર સમાન માલૂમ પડ્યો છે અને એના મુકાબલામાં પહેલો ભાગ ટીપાં (બિંદુ) સમાન દૃષ્ટિગોચર થાય છે.

બેશક કમાલાતે નુબુવ્વતના મુકાબલામાં કમાલાતે વિલાયતની વિસાત નથી. સૂરજના મુકાબલામાં રજકણની શી વિસાત છે? કેટલાક લોકો પોતાની અણસમજના કારણે વિલાયતને નુબુવ્વતના કરતાં અફઝલ સમજે છે અને શરીઅતને ખોળિયું સમજે છે.

તેઓનો ખ્યાલ એ છે કે વિલાયતનું રૂખ ખાલિકની તરફ છે અને નુબુવ્વતનું (રૂખ) ખલ્કની તરફ છે. બિચારાઓ શું જાણે કે તેઓ શરીઅતની સૂરતથી માહિતગાર છે, હકીકતથી અજાણ્યાં છે. એ નથી જાણતા કે વિલાયત એ નુબુવ્વતનો અંશ અને શાખા છે. નુબુવ્વતથી વિલાયત છે ન કે વિલાયતથી નુબુવ્વત. નુબુવ્વત અસલ છે અને વિલાયત નુબુવ્વતનો ઝિલ્લ (પડછાયો કે પ્રતિબિંબ) છે.

જેને માત્ર વિલાયતમાંથી હિસ્સો મળ્યો હોય તે વલીની

સરખામણીમાં કમાલાતે નુબુવ્વત હાસિલ કરનાર અકમલ વલીનું રૂખ ખાલિકની તરફ પણ કામિલ (સંપૂર્ણ) રહે છે અને ખલ્કની તરફ પણ.

કમાલાતે નુબુવ્વત હાસિલ કરનાર વલીનો બાતિની સંબંધ ખુદાની સાથે વધારે હોય છે.

(માત્ર વિલાયતમાંથી હિસ્સો મેળવનાર) વલી પોતાના ભલા માટે ઝિક્રમાં મશગૂલ રહે છે અને હકનો કુર્બ ચાહે છે. અને એનો મકસૂદ તેનાથી (કમાલાતે નુબુવ્વત હાસિલ કરનારથી) ઘણો દૂર છે. એમાં પોતાની પ્રસન્નતા છૂપાયેલી છે.

જે વલી કમાલાતે નુબુવ્વતના ફૈઝાનથી મુશર્રફ થઈ ચૂક્યો છે તે (પોતાના) મકસદ સુધી પહોંચીને ખુદાની પ્રસન્નતાને પોતાની પ્રસન્નતા અને ખ્વાહીશના મુકાબલામાં સરસાઈ આપીને વસ્લ (મિલન) થી ફસ્લ (વિયોગ) કબૂલ કરીને ખલ્કની તરફ હિદાયતના માટે આવે છે.

સાહબે વિલાયત હજી અસ્મા અને સિફાતના ઝિલાલમાં પડેલો છે જ્યારે સાહબે કમાલાતે નુબુવ્વતનો કુર્બ સિફાતના પરદા વિના (ખુદાની) ઝાતની તજલ્લી છે.

'ચે નિસ્બત ખાકરા બ આલમે પાક!'

ની મિસાલ સત્ય છે.

અને હિદાયતનો આ મર્તબો એવો આલીશાન છે કે એની તકમીલના માટે અલ્લાહ તઆલાએ તમામ મખ્લૂકમાં સૌથી શ્રેષ્ઠ મખ્લૂક હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામને મોકલ્યા છે.

એની મિસાલ એવી રીતે સમજમાં આવી જશે કે એક શખ્સ ઝિક્ર અને ફિક્રમાં મશગૂલ છે. અને બીજો શખ્સ બેઠેલો છે. એ બંનેની સામે એક આંધળો આવ્યો અને કૂવામાં પડવાની તૈયારીમાં હતો તો ઝિક્ર કરનારો ઝિક્રમાંથી ન ઊઠ્યો પરંતુ બીજા શખ્સે

ઊઠીને આંધળાને કૂવામાં પડતો બચાવી લીધો. તો એ સ્વરૂપમાં આંધળાને બચાવનારો ઝિક્ર કરનારની સરખામણીમાં કેટલાયે દરજ્જે અફઝલ છે.

એટલે ફેઝાને નુબુવ્વત હાસિલ કરીને ખલ્કને દોઝખથી બચાવનારો અને ખુદાથી મેળવનારો તે વલીના કરતાં અફઝલ છે જે પોતે પોતાને ખુદાની તરફ લઈ જઈ રહ્યો છે.

ઉપર દર્શાવેલા કારણોથી વિલાયતને નુબુવ્વતના કરતાં અફઝલ કહેવું બિલકુલ ગલત અને હકીકતથી દૂર છે.

## પત્ર ૪૭

### ★ પ્રતિ : મુહમ્મદ કાસિમ બદખ્શી[1] (રહ.)

આપની ઈસ્તેઅદાદ (સામર્થ્ય) બુલંદ છે પરંતુ હિંમત પસ્ત (નિમ્ન) છે. સુહબતમાં એક કલાક રહેવું મુજાહિદાઓના કેટલાયે ચિલ્લાઓ કરતાં બેહતર છે.

ખુદાથી શરમાવું જોઈએ કે હઝાર દિવસોમાંથી એક દિવસ પણ સુહબતના માટે નથી કાઢતા. અગર સુહબત પ્રાપ્ય ન હોય તો હરેક વખતે ઝિક્રે ઈલાહીમાં મશગૂલ રહેવું જોઈએ.

## પત્ર ૪૮

### પ્રતિ : મુહમ્મદ તાલિબ બદખ્શી (રહ.)

આપે કુર્રતુલ ઐન મુહમ્મદ સિદ્દીકના અવસાનની ખબર લખી

إِنَّا لِلّٰهِ وَإِنَّا إِلَيْهِ رَاجِعُونَ

'બેશક અમે અલ્લાહના માટે જ છીએ અને
અલ્લાહના તરફ જ પાછાં ફરનાર છીએ.'

□

● ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક–૧૭

મારા અઝીઝ! મોમિનોના નજીક ખુદાએ તઆલા માલ અને જાન અને તમામ ચીજોના કરતાં વધારે મેહબૂબ (પ્રિય) છે. જીવતા કરવા, મારવા તેના જ કાર્યો છે એમાં કોઈ બીજાની દખલ નથી. મુહિબ્બ પોતાના મેહબૂબના કાર્યોથી લિજ્જત પામે છે અને ખુશ થાય છે. તેઓને સબ્રની તરગીબ આપવી અયોગ્ય છે. મકામે રઝા જોકે રગબત અને સુરૂરની ખબર આપે છે પરંતુ ઈલ્તેઝાઝ (લિજ્જત)નો મર્તબો બીજો છે.

ઇશ્ક આં શોઅલા અસ્ત કે ચું બર ફરોખ્ત,
ઇશ્ક એવો અંગારો છે કે એ જ્યારે પ્રજળી ઊઠે છે ત્યારે,

હરચે જુઝ મઅશૂક બાકી જુમ્લહ શોખ્ત.
મઅશૂક (ખુદા)ના સિવાય બીજા તમામને બાળીને રાખ કરી દે છે.

તેગે 'લા' દર કત્લે ગૈરે હક બ રાંદ,
ગૈરૂલ્લાહને કતલ કરવા માટે 'લા'[1]ની તલવાર ચલાવ,

દર નિગર આં પસ કે બઅદ અઝ 'લા' ચે માંદ.
અને તે પછી જોકે બાકી શું રહ્યું છે.

માંદ ઈલ્લલ્લાહ વ બાકી જુમ્લહ રફત,
'ઈલ્લલ્લાહ' બાકી રહ્યું અને બીજું બધું રવાના થઈ ગયું,

શાદ બાશ અય ઈશ્ક શિર્કત સોઝ રફત.
શિર્કતને સળગાવીને નષ્ટ કરનારા હે ઈશ્ક! શાબાશ!

## પત્ર ૪૯

### ★ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ ગદા (રહ.)

સૌથી બેહતર નસીહત જે આપને કરવામાં આવે છે તે એ છે કે, અકીદાઓને દુરુસ્ત કરો અને ફીકહ (શરીઅત)ના અહકામ-

● ૧ અહીં 'લા' (નહિ)થી મુરાદ કલમએ તૈયિબાનો 'લા' છે. તેમ જ 'ફના અને બકા'ના મકામ તરફ ઈશારો છે.

ના પાલન કરવા પછી આપને શીખવ્યા પ્રમાણે ઝિક્રે ઈલાહીમાં હંમેશા મશગૂલ રહો :

એ ઝિક્ર એટલા પ્રમાણમાં ગાલિબ આવી જાય કે બાતિન (અંતર)માં મઝકૂર (ખુદા)ના સિવાય તમામ ચીઝોનો ઈલ્મી અને હુબ્બી સંબંધ દૂર થઈ જાય ત્યારે મા સિવા (ગૈરૂલ્લાહ)નો નિસ્યાન (વિસ્મરણ) હાસિલ થઈ જાય છે. અને ગૈરને જોવા સમજવાથી ફારિગ થઈ જાય છે.

તે વખતે અગર તકલ્લુફ કે બનાવટથી પણ તેને ચીઝોની યાદ અપાવવામાં આવે તો તેને યાદ નથી આવતી અને તેને ઓળખી નથી શકતો.

## પત્ર ૫૦

### ★ પ્રતિ : મિર્ઝા શમ્સુદ્દીન (રહ.)

શરીઅતની એક સૂરત છે અને એક હકીકત છે. શરીઅતની સૂરતથી એ મુરાદ છે કે અલ્લાહ તઆલાને, તેના રસૂલ અલૈહિસ્સલામને અને તે તમામ ચીઝોને જે અલ્લાહ તઆલાની તરફથી આવી છે, તેને માને. એ પછી દુષ્ટ નફસના ખિલાફ શરીઅતના અહકામોનું પાલન કરે.

આ મકામમાં અગર ઈમાન છે તો ઈમાનની સૂરત છે. અગર નઝામ અને રોઝા છે તો નમાઝ અને રોઝાની સૂરત છે. એ જ પ્રમાણે શરીઅતના તમામ અહકામો વિશે ધારી લેવું જોઈએ: કારણ કે ઈન્સાનનો નફસ જે કુફ્ર, અનાનિયત (હું પદ) અને ઈન્કાર પર અક્કડ હતો તેવો ને તેવો અક્કડ જ છે.[૧] એવી હાલતમાં આમાલે સાલેહા કેવી રીતે ખ્યાલ કરી શકાય?

એ અલ્લાહ તઆલાની રેહમત છે કે માત્ર સૂરતને કબૂલ

● ૧ ભાવાર્થ એ છે કે માત્ર જાહેરી આમાલથી નફસની બૂરાઈ દૂર થતી નથી.

ફરમાવીને જન્નતની ખૂશખબરી આપી છે, કે જે તેની રઝાને મકામ છે.

વળી એ તેનો એહસાન છે કે નફ્સે ઈમાન (ઈમાનની અસલ) માં (માત્ર) તસ્દીકે કલ્બી[1] પર કિફાયત ફરમાવી છે અને નફ્સના માની લેવાની તકલીફ નથી ફરમાવી.

હા, જન્નતની પણ સૂરત અને હકીકત છે. અસ્હાબે સૂરત (ઈમાનની સૂરત ધરાવનાર) જન્નતની સૂરતથી ખૂશ થશે અને સાહેબાને હકીકત (ઓલિયા અલ્લાહ) જન્નતની હકીકતથી. અસ્હાબે સૂરત અને અસ્હાબે હકીકત (બંને) જન્નતનો એક મેવો (ફળ) ખાશે પરંતુ સૂરહ વાળાઓને ઓર લિજ્જત આવશે અને હકીકતવાળાઓને ઓર.

આં હઝરત સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમની પુનીત પત્નીઓ, ઉમ્મતની માતાઓ, રદિયલ્લાહો તઆલા અનહુન્ન, નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમની સાથે એક જ જન્નતમાં હશે અને એક જ ફળ ખાશે પરંતુ દરેકનો સ્વાદ અને લિજ્જત અલગ અલગ હશે.

અગર અલગ ન હોય તો પૈગમ્બર અલૈહિસ્સલામના સિવાય તમામ બની આદમ (ઈન્સાનો) પર ઉમ્મતની માતાઓની બુઝુર્ગી લાઝિમ આવે છે. અને એ પણ લાઝિમ આવે છે કે જે શખ્સ બીજા શખ્સથી અફઝલ હોય, તો તેની ઓરત પણ બીજા શખ્સના કરતાં અફઝલ હોય. કારણ કે ઓરત મરદની સાથે મળેલી ભળેલી છે.

શરીઅતની આ સૂરત, ઈસ્તેકામતની શરતે, આખિરતની કામિયાબી, નજાત અને જન્નતમાં દાખલ થવાનું કારણ છે. જ્યારે શરીઅતની સૂરત દુરુસ્ત થઈ ગઈ તો હક તઆલાના આ ઈરશાદ પ્રમાણે જાણે વિલાયતે આમ્મહ હાસિલ થઈ ગઈ.

• ૧ તસ્દીકે કલ્બી : દિલની તસ્દીક, દિલનું માનવું, દિલનો સ્વીકાર

اَللّٰہُ وَلِیُّ الَّذِیْنَ اٰمَنُوْا

'અલ્લાહ તઆલા ઈમાનવાળાઓનો દોસ્ત છે.

શરીઅતની આ સૂરત પછી અલ્લાહ તઆલાની ઈનાયતથી આદમી એના લાયક થઈ જાય છે કે તરીકતમાં કદમ મૂકે અને વિલાયતે ખાસ્સહની તરફ ધ્યાન કરે અને દુષ્ટ નફસને ઈત્મેનાનના દરજ્જા સુધી પહોંચાડે.

પરંતુ એ યાદ રહે કે આ ખાસ વિલાયતની મંઝિલોને તય કરવું પણ શરીઅતના આમાલ સાથે સંકળાયેલું છે. અલ્લાહ જલ્લ શાનુહૂનો ઝિક્ર, જે આ રસ્તામાં સૌથી બેહતર અને ઉમદા છે, તે પણ શરઈ ઉમૂર (હુકમ)માંથી છે. મનહિય્યાત[1]થી બચવું, ફરઝોને અદા કરવું, માર્ગદર્શક પીરને તલબ કરવું કે જેથી તે વસીલો બની શકે, એ પણ શરઈ ઉમૂરમાંથી છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે:

'વબ્તગૂ ઈલૈહિલ વસીલહ'

'ખુદાની તરફ વસીલો તલાશ કરો!'

મતલબ કે શરીઅતથી છૂટકો નથી. ભલે શરીઅતની સૂરત હોય યા શરીઅતની હકીકત હોય કારણ કે શરીઅત કમાલાતે નુબુવ્વત અને વિલાયતનું મૂળ છે. કમાલાતે વિલાયત શરીઅતની સૂરતનો નતીજો છે અને કમાલાતે નુબુવ્વત શરીઅતની હકીકતનો નતીજો છે.

તરીકત વિલાયતની પ્રસ્તાવના છે. અહીં મા સિવા[2]ની 'નફી'[3] મતલૂબ[4] છે. અને ગૈર તેમજ ગૈરિયતનું ખસી જવું મકસૂદ છે.

- ૧ મનહિય્યાત : શરીઅતે મનાઈ કરેલી બાબતો
  ૨ મા સીવા : ગૈરૂલ્લાહ
  ૩ નફી : ઈન્કાર
  ૪ મતલૂબ : ઇચ્છિત, અપેક્ષિત

જ્યારે અલ્લાહ તઆલાના ફઝલથી 'મા સિવા' નઝરથી બિલકુલ દૂર થઈ જાય છે અને અવલોકન (દીદ) માં પોતાના–પરાયાના નામો નિશાન બાકી નથી રહેતાં તો 'ફના' હાસિલ થાય છે અને તરીકતનો મકામ પૂરો થઈ જાય છે. અને 'સૈર ઈલલ્લાહ' પૂર્ણ થઈ જાય છે.

એના પછી મકામે 'ઈસ્બાત' માં સૈર શરૂ થાય છે. જેને 'સૈર ફીલ્લાહ' નામ આપવામાં આવેલું છે. અને એ જ મકામે 'બકા' છે. એ હકીકતે મવતન[1] છે; જે વિલાયતથી ઉચ્ચ મકસદ છે.

તરીકત અને હકીકતમાં જ્યાં 'ફના' અને 'બકા છે;' ત્યાં વિલાયતનું નામ સત્ય ઠરે છે. હવે નફસે અમ્મારહ[2], (નફસે) મુતમઈન્નહ થઈ જાય છે; અને કુફ્ર તેમ જ ઈન્કારથી હઠી જાય છે; તે પોતાના મૌલાથી રાઝી થઈ જાય છે. અને મૌલા તેનાથી રાઝી થઈ જાય છે; અને તેની પૈદાઈશી કરાહત દૂર થાય છે; પરંતુ કહે છે કે નફસ 'મુતમઈન્નહ' થવા છતાંય પોતાની સરકશીથી બાઝ આવતો નથી.

હરચંદ કે નફ્સ મુતમઈન્નહ ગર્દદ,
નફસ ગમે એટલું મુતમઈન્નહ થઈ જાય છતાં,
હરગિઝ ઝ સિફ્રાતે ખુદ ન ગર્દદ.
પોતાની સિફતોને હરગિઝ છોડતું નથી.

હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમે જે ઈરશાદ ફરમાવ્યો છે કે :

رجعنا من الجهاد الاصغر الى الجهاد الاكبر

'આપણે નાના જિહાદને છોડીને મોટા
જિહાદની તરફ આવ્યા છીએ.'

૧ મવતન : વતનનું સ્થાન, પોતાનો દેશ
૫ અમ્મારહ : દુષ્ટ, અધમ, નીચ

એનાથી મુરાદ નફસથી જિહાદ છે.

પરંતુ ફકીરના નજીક મુતમઈન્નહ થવા પછી નફસ શરારત નથી કરતું.

કમાલે વિલાયત અને કમાલે નુબુવ્વત પછી પણ શરીઅતની ઈત્તિબાઅથી કોઈ શખ્સ મુક્ત નથી થઈ શકતો; કારણકે તમામ કમાલાત હાસિલ કરવાનો પાયો શરીઅત છે. જેવી રીતે પાયા વગર મકાન નથી બની શકતું એ જ પ્રમાણે શરીઅતની ઈત્તિબાઅ વગર કોઈ પણ કમાલ પર પહોંચી નથી શકતો.

કમાલાતે નુબુવ્વત વગેરે હાસિલ થઈ જવા પછી એક મકામ અત્યંત બુલંદ આવે છે. જ્યાં હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામના સિવાય કોઈની પહોંચ નથી. એ એવો બુલંદ મકામ છે જ્યાં નઝર પણ નથી પહોંચતી. અને એ મકામમાં વારસા સ્વરૂપે અને પૈરવી રૂપે ન જાણે કોને મુશર્રફ ફરમાવવામાં આવે.

આ મકામમાં વારસા સ્વરૂપે હઝરત અબૂબકર સિદ્દીક (રદિ.), હઝરત ઉમર (રદિ.) અને પુનીત પત્નીઓ (રદિ.)માંથી હઝરત ખદીજતુલ કુબ્રા (રદિ.) અને હઝરત આયશા (રદિ.)ને હુઝૂર (સલ.)ની સાથે જોયાં છે.

## પત્ર ૫૧

### ★ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ સિદ્દીક[૧] (રહ.)

હક તઆલા ક્યારેક બંદાથી માધ્યમ વિના રૂબરૂ કલામ (વાત-ચીત) ફરમાવે છે. એ પ્રકારના કલામ કેટલાક હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલામની સાથે સાબિત છે.

ક્યારેક હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલામના કામિલ તાબે-દારોમાંથી પણ કોઈ એનાથી મુશર્રફ થાય છે. હક તઆલાનો આ કલામ ઈલ્હામ અને ફરિશ્તાના કલામ (વહી)થી અલગ છે.

● ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૫૮

# પત્ર પર

## ★ પ્રતિ : ખ્વાજા મેહદી કશ્મીરી (રહ.)

આપનો પત્ર તોહફા અને હદીયા સહિત મળ્યો. અલ્લાહ તઆલા પોતાના મકબૂલ બંદાઓની મુહબ્બત અતા ફરમાવે અને એમાં ઈસ્તેકામત (દઢતા) નસીબ કરે; અને કિયામતમાં એમની જ સાથે ઊઠાવે.

ઔલિયા તે લોકો છે કે,
તેઓના સહવાસી બદબખ્ત નથી થતાં.
તેઓના દોસ્ત નામુરાદ નથી થતાં.
તેઓ અલ્લાહના હમનશીન છે.
તેઓને જોવાથી ખુદા યાદ આવે છે.
જેણે તેઓને ઓળખ્યા તેણે ખુદાને ઓળખ્યો.
તેઓની નઝર દવા છે.
તેઓનો કલામ શિફા છે.
તેઓની સુહબત નખશીખ નૂર અને રોશની છે.

# પત્ર પ૩

## ★ પ્રતિ : આ પત્ર પોતાના સમકાલીન કોઈ મશાઈખને લખેલો છે

આપે લખ્યું છે કે,

નેકી કરું છું તો નફસ એ વાત પૈદા કરે છે કે તારા જેવો કોઈ નેક નથી. અને શરીઅતથી ખિલાફ કોઈ કામ થઈ જાય છે તો પોતાને લાચાર અને મોહતાજ પામું છું.

એનો ઈલાજ શું છે?

હે મારા મિત્ર! ગુનાહના પછી નદામત (પસ્તાવો) અને આજિઝી પૈદા થવી મહાન નેઅમત છે. અને નેકી કરવા પછી

તકબ્બુર અને ઘમંડ પૈદા થવું કાતિલ ઝેર અને અસાધ્ય બીમારી છે. તે નેક અમલોને નેસ્ત અને નાબૂદ કરી નાંખે છે.

એનો ઈલાજ એ છે કે પોતાની નેકીઓને કબૂલ થવા પાત્ર ન સમજે અને એની ખામીઓ પર નઝર નાંખે. એ ખ્યાલ ક્યારેય પણ કરવો ન જોઈએ કે મારી નેકીમાં કોઈ બૂરાઈ નથી.

અગર આપ ગંભીરતાથી જોશો તો તમામ નેકીઓને નખશીખ બૂરી જ પામશો. જ્યારે (પોતાના) આમાલમાં ખામી દેખાતી થઈ જાય છે ત્યારે આમાલની કિંમત વધી જાય છે.

## પત્ર ૫૪

### ★ પ્રતિ : સૈયદ શાહ મુહમ્મદ (રહ.)

આ મુબારક પત્રનો મઝમૂન પત્ર-૫૦માં આવી ગયો છે ત્યાં જોવું જોઈએ.

## પત્ર ૫૫

### ★ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)[1] અને ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)[2]

કુરઆને મજીદ શરીઅતના તમામ અહકામોનો બલ્કે તમામ ભૂતકાલિન શરીઅતોનો જામેઅ (સંચય) છે. આ શરીઅતના કેટલાક અહકામ એવા પ્રકારના છે જે નસ્સ[3]ની ઈબારતો, ઈશારાઓ, દલીલો અને ઈકતઝા[4]થી સમજાય છે. આ પ્રકારમાં તમામ ખાસ અને આમ અહલે લુગત[5] બરાબર છે.

● ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૫૪
૨ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૩૯
૩ નસ્સ : કુરઆન શરીફની તે આયતો જે સુસ્પષ્ટ અર્થ દર્શાવે છે.
૪ ઈકતઝા : ખ્વાહીશ કરવી, તકાઝો
૫ અહલે લુગત : શબ્દકોષ શાસ્ત્રીઓ, ભાષાશાસ્ત્રીઓ

બીજા પ્રકારના અહકામ તે છે જે ઈજતેહાદથી અને ઈસ્તિનબાતથી સમજાય છે. એની સમજ મુજતહીદીન ઈમામોની સાથે મખ્સૂસ છે.

જમ્હૂરના કૌલ પ્રમાણે તેઓમાં—

પ્રથમ આં હઝરત સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમ છે,

તે પછી આં હઝરત સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમના સહાબા (રદિ.) છે;

તે પછી આં હઝરત સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમની ઉમ્મતના તમામ મુજતહીદીન છે.

પરંતુ આં હઝરત સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમનો ઝમાનો વહીનો ઝમાનો હતો એટલે અહકામે ઈજતેહાદિયા ખતા અને સવાબ (ખોટા-ખરા)ના દરમિયાન મૂંઝવણ ભરેલાં ન હતા બલ્કે વહીએ કતઈની સાથે હક અને બાતિલ તેમજ સવાબ અને ખતાથી અલગ અને સ્પષ્ટ થઈ જતાં હતાં કારણ કે પૈગમ્બર (અલ.)ને ખતા પર સાબિત અને બરકરાર રાખવું જાઈઝ નથી.

એનાથી વિરુદ્ધ, વહીનો ઝમાનો પૂરો થઈ જવા પછી, મુજતહીદોના ઈસ્તિનબાતના તરીકાથી જે અહકામો હાસિલ થયાં છે; તે ખતા અને સવાબમાં મુંઝવણભરેલાં છે.

એટલા જ માટે વહીના ઝમાનામાં મુકર્રર થયેલા અહકામે ઈજતેહાદિયા યકીનના માટે ફાયદાકારક છે; જેનાથી અમલ અને એઅતેકાદનો ફાયદો હાસિલ થાય છે.

અને વહીના ઝમાના બાદના અહકામ ઝન્ન[1]નો મુજિબ[2] છે જે અમલના માટે ફાયદાકારક છે પરંતુ એઅતેકાદનો મુજિબ નથી.

કુરઆને મજીદના ત્રીજા પ્રકારના અહકામ એવાં છે જેને

● ૧ ઝન્ન : અનુમાન, તર્ક
૨ મુજિબ : વાજિબ કરનારો

સમજવાથી ઇન્સાનની અક્કલ અને તાકત લાચાર છે, જ્યાં સુધી હક તઆલાના તરફથી સમજાવવામાં ન આવે. એ અહકામની જાણ માત્ર હઝરાતે પૈગમ્બરાન અલૈહિસ્સલામને કરવામાં આવે છે.

આ શરીઅત આગલી તમામ શરીઅતોને રદ કરનારી છે. હઝરત ઇમામે આઝમ રહમતુલ્લાહિ અલૈહિએ તકવા, પરહેઝગારી, અને સુન્નતની પૈરવીની બરકતથી ઇજતેહાદ અને ઇસ્તિનબાતની તે દોલત હાસિલ કરી છે અને એવો બુલંદ દરજ્જો મેળવ્યો છે જે બીજા લોકો સમજી નથી શકતાં, અને એમના ઇજતેહાદને અર્થની મુશ્કેલીના કારણે કિતાબ અને સુન્નતના ખિલાફ સમજે છે. અને એમને અને એમના અસહાબ (સાથીઓ)ને અસહાબે રાય[1] સમજે છે. આ સર્વ કંઇ એમની હકીકત અને દિરાયત[2] સુધી ન પહોંચવાના કારણે અને એમના ફહમ અને ફિરાસત પર ન પહોંચવાનો નતીજો છે.

હઝરત ઇમામ શાફઇ રહમતુલ્લાહિ અલૈહ ફરમાવે છે કે, સર્વ ફુકહા હઝરત ઇમામ અબૂ હનીફા રહમતુલ્લાહિ અલૈહના અયાલ (સંતાનો) છે.

તે કમ હિમ્મતોની દિલેરી પર અફસોસ છે કે જેઓ પોતાનો કુસૂર બીજાઓ પર નાંખે છે. હનફી મઝહબ વિશે કંઇ પણ બનાવટ કે પૂર્વગ્રહ વિના કહી શકાય છે કે,

હનફી મઝહબની નૂરાનિયત કશ્ફી નઝરમાં મહાન મહાસાગરની જેમ દેખાય છે જ્યારે બીજા તમામ મઝહબો હોઝો અને નહેરોની જેમ નઝર આવે છે. જાહેરમાં પણ સવાદે આઝમ (મોટો સમૂહ) હનફી મઝહબનો તાબેદાર છે.

જે લોકો એવો ખ્યાલ કરે છે કે ઇમામે આઝમ (રહ.) પોતાની રાયને કુરઆન અને હદીસ પર તરજીહ (સરસાઇ) આપે

● ૧ રાય : અનુમાન, અભિપ્રાય, દલીલ, મંતવ્ય
૨ દિરાયત : બૌદ્ધિક સમજશક્તિ, તર્કશક્તિ

છે; એ વાત બિલકુલ ગલત છે.

આ પ્રકારની માન્યતા બેવકૂફ, જાહિલ ધરાવે છે કે જે પોતાની જહાલતથી બેખબર છે. અથવા તે ઝિન્દીક (દીનથી ફરી ગયેલો) (કરે છે) જેનો મકસૂદ એ છે કે ઈસ્લામનો અરધો ભાગ બાતિલ (નકામો) થઈ જાય. આવાં કેટલાંક નાકિસોએ કેટલીક હદીસોને યાદ કરી લીધી છે અને શરીઅતના અહકામને એના પર જ મોકૂફ રાખ્યો છે. અને પોતાની જાણકારી સિવાય બધાંનો તેઓ ઈન્કાર કરે છે. જે એમની નજીક સાબિત ન હોય તેનો તેઓ ઈન્કાર કરી દે છે.

ચું આં કિરમે કે દર સંગે નિહાન અસ્ત,
પથ્થર નીચેનો કીડો એમ સમજે છે કે,

ઝમીનો આસ્માને ઊ હમાન અસ્ત.
એ પથ્થર નીચેનો હિસ્સો જ ઝમીન અને આસમાન છે.[૧]

ઈમામ અબૂ હનીફા રહમતુલ્લાહિ અલૈહના મઝહબમાં ફિકહના ત્રણ હિસ્સા મુસલ્લમ[૨] છે અને બાકી ચોથા હિસ્સામાં બધાં ફુકહા શરીક છે.

દીનનો પાયો ચાર ચીઝો પર આધારિત છે :

૧ કિતાબુલ્લાહ (કુરઆન શરીફ)
૨ સુન્નતે રસૂલુલ્લાહ (સલ.)
૩ ઈજમાએ ઉમ્મત
૪ ઈજતિહાદે અઈમ્મહ

ઉર્ફા યાને ઔલિયા અલ્લાહ અને આમ મોમિનો, મુજતહિદોની તકલીદ (અનુસરણ)માં સરખા છે. જેવી રીતે શરીઅતના

• ૧ ગુજરાતીમાં એને કૂપમંડૂકતા કહે છે. કૂવામાંનો દેડકો એમ સમજે છે કે કૂવો જ આખું વિશ્વ છે,
૨ મુસલ્લમ : સાબિત, માનવામાં આવેલો, દુરસ્ત, વાજિબ, ફર્ઝ

મુજતહિદો પોતાની તેહકીકાત (સંશોધનો) પર ચાલે છે એ જ પ્રમાણે ઈલ્મે તરીકત અને હકીકતના મામલાઓ, મઆરૂફાત અને ઈલ્હામાતમાં ઓલિયાએ કિબાર (રહ.) પોતાની રાય પર ચાલે છે. પરંતુ ઈલ્મે શરીઅતમાં જુન્નુન મિસરી હોય કે બાયઝીદ બુસ્તામી યા જુનૈદ બગદાદી યા શૈખ શિબ્લી રહમતુલ્લાહિ અલૈહિમ અજમઈન, એ બધાં જ, શરીઅતની બાબતોમાં શરીઅતના ઈમામો-ના મુકલ્લીદ[1] છે.

ઉલૂમ અને મઆરિફ શરીઅતના અહકામો ઉપરાંત છે. એના-થી અલ્લાહવાળાઓ મુશર્રફ છે.

**આગાહી**

જે ગૈર મુકલ્લિદો, શરીઅતના ઈમામોના મુકલ્લિદોને મુશરિક કહે છે; તેઓને હઝરત ઈમામે રબ્બાની રહમતુલ્લાહિ અલૈહિએ ઝિન્દીક ફરમાવ્યા છે; કારણ કે કાફિર અને મુશરિક બંને ફિર્કા-ઓ જહન્નમી છે.

જે શખ્સ ગૈર જહન્નમીને જહન્નમી બનાવે છે અને ઈમાનદારને કાફિર બનાવે છે તેના શબ્દો ખુદ તેની તરફ પાછાં ફરે છે.

શરીઅતના ઈમામોની તકલીદ તેના પર વાજિબ નથી જે ઈલ્મે તફસીર, ફિકહ, હદીસમાં કામિલ હોય અને મર્તબએ ઈજતિહાદ તેમ જ ઈસ્તિનબાતે મસાઈલ પર શક્તિમાન હોય અને નાસિખ અને મનસૂખ, તથા અરબીના મુહાવરા (રૂઢિ પ્રયોગો)થી વાકિફ હોય.

જો એટલા પ્રમાણમાં ઈસ્તિઅદાદ નથી ધરાવતો તો ઈમામની તકલીદ તેના પર વાજિબ છે. વળી આ તમામ વાતો તેનામાં મોજૂદ હોય અને છતાં પણ ઈમામોની તકલીદ કરે તો અહસન (સુંદર) છે.

પરંતુ અત્યારના સમયમાં જોવામાં આવે છે કે ઈલ્મે તફસીર, હદીસ, ફિકહ, ઉસૂલ તો શું કુરઆન મજીદ યા હદીસ શરીફ

● ૧ મુકલ્લિદ : તકલીદ (અનુસરણ) કરનાર

એઅરાબ વગર (ઝેર, ઝબર, પેશ...વગેરે ચિહ્નો વગર) સહીહ નથી પઢી શકતાં. ઈસ્તિન બાતે મસાઈલની અકલ તો ઘણી બુલંદ છે અને છતાં શરીઅતના ઈમામોની તકલીદ નથી કરતાં! અને તકલીદને શિર્ક કહે છે!

તેઓની અક્કલ પર પરદો પડી ગયો છે. તેઓ જાણુતા નથી કે હિન્દુસ્તાનમાં ઈલ્મે તફસીર, ફિકહ, હદીસ, ઊસૂલના પેશ રવ (અગ્રેસર),

શાહ અબ્દુલ હક સાહબ મુહદ્દિસ દહેલ્વી,
શાહ વલિયુલ્લાહ સાહબ,
શાહ અબ્દુલ અઝીઝ સાહબ...વગેરે
ઉલૂમના ખઝાના હોવા છતાં બધાં હનફી છે.

તો શું વર્તમાન કાળના ઉલમા તેઓના કરતાં ઈલ્મ, ફેહમીદ (સમજશક્તિ), અત્કા (પરહેઝગારી)માં વધારે છે?! બલ્કે હરગિઝ નથી. તેઓ ઈમામોના મુકલ્લિદાને મુશરીક કહી દે છે; પરંતુ જાહિલોને પોતાના મુકલ્લિદ બનાવી લે છે.

મોટા ભાગના લોકો જેઓ ઉર્દૂ પણુ નથી જાણુતા તેઓ પણુ એ જ કહે છે કે અમે અહલે હદીસ છીએ. યાને ગૈર મુકલ્લિદ છીએ. તેઓથી અગર એ પૂછવામાં આવે કે તમે પોતાને હદીસના અમલકરનાઓ કહો છો તો શું તમે એ મસાઈલ ખુદ કુરઆન અને હદીસથી ગ્રહણુ કર્યાં છે યા કોઈ મૌલવી સાહેબથી સાંભળીને અમલ કર્યો છે? તો તેઓ એમ જ કહેશે કે ફલાણા મૌલવી સાહેબથી સાંભળીને અમલ કર્યો છે.

તો પછી એ તકલિદ ન થઈ તો બીજું શું થયું?! મૌલવી સાહેબ અહલે હદીસને પોતાના મુકલ્લિદ બનાવવું પસંદ કરે છે અને જાહિલ (લોકો) મૌલવી સાહેબની તકલીદને (પસંદ કરે છે) પરંતુ એ બંનેને શરીઅતના ઈમામોની તકલીદથી ઈન્કાર છે!

જરા અહલે હદીસ મૌલવી સાહેબ અને અભણુ લોકો જેઓ

નામના અહલે હદીસ છે તેઓ પોતે જ ઈન્સાફ કરે કે તે જાહિલો તેઓના મુકલ્લિદ છે કે નહિ ?! અને મૌલવી સાહેબ મુકલ્લિદો બનાવનાર છે કે નહિ ?!

હઝરત મૌલાના રૂમી(રહ.)નો આ શએર આ જગાએ ખૂબ જ મુનાસિબ છે.

ઈં તુરા આવાઝ ચું બાંગે સફીર,
મુર્ગ પરાંનસ્ત વ લૈકિન મુર્ગ ગીર.

## પત્ર ૫૬

### ★ પ્રતિ : મૌલાના અબ્દુલકાદિર અંબાલવી[૧] (રહ.)

ખાસાને ખુદા (ઔલિયા અલ્લાહ) પોતાની નેકીઓને ખુદાની તરફ મન્સૂબ (નિર્દેશિત) કરે છે. અને તમામ બૂરાઈઓને પોતાની ઝાતની તરફ સમજે છે.

તેઓ પોતાની ઝાતી ખરાબી અને બૂરાઈને જનાબે બારીમાં પેશ કરીને નદામત (પશ્ચાત્તાપ) અને શરમિંદગી ની સાથે મુઆફી અને રેહમતના ખ્વાસ્તગાર હોય છે. તો અલ્લાહ તઆલા પોતાના ફઝલથી તેઓની બૂરાઈઓને નેકીઓથી બદલી દે છે. જેથી તેઓના હરેક કામમાં ખૈર સિવાય શર (બૂરાઈ) નથી હોતી.

**આગાહી**

એટલા જ માટે હઝરત મિર્ઝા જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલૈહિએ સરસ ફરમાવ્યું છે :

ઈન્ફેઆલે જુર્મ બેહતર અઝ ગુરૂરે તાઅતસ્ત,
ગુનાહ પર પસ્તાવો કરવો એ ઈબાદત પર ગર્વ કરવા કરતાં બેહતર છે.

મઝહરા દૂર અઝ હકીકત બર નમાઝે ખુદ મનાઝ.
હે મઝહર! તને ખરી હકીકતની ખબર નથી. પોતાની નમાઝ (ઈબાદત) પર ગર્વ ન કર.

● ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૫

# પત્ર ૫૭

## પ્રતિ : મુલ્લા ગાઝી[૧] (રહ.)

ઝિકે હક તઆલા દુરૂદ શરીફના પઢવાથી અફઝલ છે; એ શરતે કે એ ઝિક કોઈ ખાસાને ખુદા (અલ્લાહવાળા)થી પ્રાપ્ત કર્યો હોય. અને શેખના બતાવ્યા વિના ઝિક કરતાં દુરૂદ શરીફ પઢવું અફઝલ છે.

દુરૂદ શરીફ અને ઝિક બંનેનો સવાબ અને અજ્ર હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમને બરાબર પહોંચે છે.

ઝિકે કલ્બીનો અજ્ર અને સવાબ દુરૂદ શરીફના અજ્ર અને સવાબ કરતાં કેટલાંય ગણો વધારે છે; એટલે તરીકતના મશાઈખ કુદેસ સિર્રુહુમ મુબ્તદીના માટે ઝિક કરવા સિવાય બીજું કંઈ જાઈઝ નથી સમઝતા. અને એના હકમાં માત્ર ફરઝો, વાજિબો અને સુન્નતો પર કિફાયત કરે છે; અને નફલ કાર્યોથી મના કરે છે.

□

કોઈ શખ્સ કેટલાયે કમાલ હાસિલ કરી લે છતાં તે હુઝૂર (સલ.)ના મર્તબા સુધી નથી પહોંચી શકતો. અલૈહિસ્સલામ. કારણ કે હુઝૂર (સલ.)ના ઝાતી કમાલાત અને તકર્રુબે હક અલગ છે અને ઉમ્મતમાં અદના કે આલા જેટલા પણ ઉમ્મતી આપ (સલ.)ની શરીઅત પ્રમાણે ઝિક, ફિક, નમાઝ, રોઝા... વગેરે કરે છે એ તમામનો અજ્ર અને સવાબ હુઝૂર અલૈહિસ્સલાતો વસ્સલામને અલગ મળે છે.

ઉલમા જાહેરી તબ્લીગની સાથે મખ્સૂસ છે તો સૂફીઓ બાતિની તબ્લીગની સાથે એહતેમામ ધરાવે છે. જે આલિમ પણ હોય અને સૂફી પણ હોય તે અકસીરનો હુકમ ધરાવે છે. તે અંબિયા (અલ.)ની દૌલતનો વારસદાર છે.

• ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક–૨૨

ઝાહિર, બાતિન વિના નાતમામ (અપૂર્ણ) છે અને બાતિન, ઝાહિર શરીઅત વિના નાફરજામ (અધૂરું)છે.

## પત્ર ૫૮

### ★ પ્રતિ : મુહમ્મદ તકી (રહ.)

શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી રહમતુલ્લાહિ અલૈહની તેહકીક અને ખ્યાલમાં આદમ (અલ.)થી પહેલાં એક લાખ આદમ થયાં છે.

ફકીરના નઝદીક તેહકીકથી એ વાત સાબિત થઈ છે કે એ જ હઝરત આદમ અલૈહિસ્સલામ છે જેમને સાત હજાર વરસનો ઝમાનો ગુઝર્યો છે; એથી પહેલાં આલમે શહાદતમાં, એ જ મજમએ કમાલાતની સાથે કોઈ આદમ દુનિયામાં નથી આવ્યા. એ જ આદમ અલૈહિસ્સલામ છે જેમને ફરિશ્તાઓએ સિજ્દો કર્યો છે.

હઝરત શૈખ મુહ્યુદ્દીન (રહ.)એ જે કંઈ માલૂમ કર્યું છે તે આલમે મિસાલના હાલાત છે, આલમે શહાદતના હાલાત નથી.

આ આલમે શહાદતમાં આવવાથી પહેલાં, સિલસિલાના કેટલાંક અકાબિરો, દાખલા તરીકે હઝરત અલી રદિયલ્લાહો અન્હો અને કોઈક કોઈક ઔલિયા અલ્લાહની રૂહથી ખુદાએ તે કામો લીધાં છે જે આલમે શહાદતમાં આવવા પછી આદમી કરે છે.

રૂહ, જિસ્મ વિના પણ તે કામો કરી શકે છે જે કામો જિસ્મની સાથે કરી શકે છે. અલ્લાહ તઆલા હરેક ચીઝ પર શક્તિમાન છે. જાહેરી જિસ્મ વગર માત્ર રૂહોથી અગર ખુદાએ કામો લીધાં તો એમાં નવાઈની શી વાત છે.![1]

ઘણાં ઔલિયા અલ્લાહના એવા વાકેઆત માલૂમ થયાં છે કે એક જ વખતમાં કેટલીયે જગાએ તે જ શિકલમાં અથવા બીજી

• ૧ 'અહસનુત્તકવીમ' ગુજ. પા. ૧૨, ૧૩ હઝરત કપ્તાન સા. રહ.નો બનાવ જુઓ.

સૂરતમાં જાહેર થયાં છે. એ શિકલો હકીકતમાં લતીફાઓની શિકલો હોય છે જે આલમે શહાદત અને આલમે મિસાલમાં જાહેર થાય છે.[૧] એ વાકેઆતથી કોઈ એવું ન સમજે કે આ હાલત મસ્લએ તનાસુખ (પુનર્જન્મ)થી મુનાસિબત ધરાવે છે.

ફકીરને કેટલાક લોકોએ મક્કા મુઅઝઝમામાં જોયો; કેટલાકે બગદાદ અને રોમ...વગેરેમાં પણ જોયો. પરંતુ ફકીર ક્યાંય નથી ગયો.

એ જ પ્રમાણે હાજતમંદ લોકો ઝિન્દા અને મુર્દા બુઝુર્ગોથી ખોફ અને હલાકતના વખતે મદદ તલબ કરે છે અને જુએ છે કે તે બુઝુર્ગોની સૂરતોએ હાજર થઈને એમની મુસીબતને દૂર કરી. તે બુઝુર્ગો ને એ બલા દૂર કરવાની જાણ ક્યારેક થાય છે અને ક્યારેક નથી થતી.

**અઝ મા વ શુમા બહાનહ સાખ્તહ અંદ**

અમારા અને તમારાથી માત્ર બહાનું તલાશ કરવામાં આવે છે.

અને એનો પૂરાવો એ છે કે હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામને હઝારો આદમી એક જ વખતે જુદી જુદી શિકલોમાં જુએ છે અને ફાયદો હાસિલ કરે છે. એ સર્વ રસૂલુલ્લાહ સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમની સિફાત અને લતીફાઓની મિસાલી સૂરતો છે. એ જ પ્રમાણે મુરીદ પોતાના પીરોની મિસાલી સૂરતથી ફાયદો હાસિલ કરે છે અને મુશ્કેલીઓને હલ કરે છે.

રૂહનું (એક શરીરમાથી) બીજાના શરીરમાં સ્થળાંતર કરવું ફકીરના નજીક મસ્લએ તનાસુખ (પુનર્જન્મ)ના કરતાં પણ બદતર છે અને પાયા વગરનું છે.

આલમે મિસાલ તમામ આલમો કરતાં વધારે ફર્રાખ (વ્યાપક અને વિશાળ) છે. જે કંઈ તમામ આલમોમાં છે તેની સૂરત

● ૧ હઝરત સૈયદ ઈમામ અલી શાહ રહ.નો એકી વખતે અનેક જગાએ ભોજન કરવાનો બનાવ જુઓ 'અહસનુત્તકવીન (ગુજ.) પા. ૩૬

આલમે મિસાલમાં છે. મઅકૂલાત અને મઆની સર્વ ત્યાં સૂરત ધરાવે છે.

બુઝુર્ગોએ કહ્યું છે કે હક તઆલાના માટે મિસ્લ નથી પરંતુ મિસાલ છે. ફકીરના નજીક મર્તબએ તન્ઝીહમાં ખુદાનું ન મિસ્લ છે ન મિસાલ છે. જે કંઈ શિકલ કાયમ થાય છે તે મર્તબએ ખ્યાલ (કલ્પનાની કક્ષામાં) હોય છે. અને ખ્યાલની દોડ મર્તબએ ઝિલાલ સુધી છે. ઝિલાલથી આગળ જહલ સિવાય કોઈને કંઈ પ્રાપ્ત થતું નથી.

ઝિલાલના મર્તબામાં ઈલ્મુલ યકીન, અને અસ્માઓ સિફાતના મર્તબામાં ઐનુલ યકીન તેમ જ હક્કુલ યકીન હાસિલ થાય છે. ખ્યાલથી ત્યારે નજાત મળે છે જ્યારે સૈર આફાકીની જેમ સૈર અનફુસીને પણ પીઠ પાછળ નાંખે. આ વાત મોટા ભાગના ઔલિયા અલ્લાહને વફાત બાદ હાસિલ થાય છે. કેટલાક ઔલિયા અલ્લાહને આ દુનિયામાં પણ પ્રાપ્ત થાય છે.

કેટલાક લોકો ખ્વાબમાં પોતાને બાદશાહ યા કુત્બ રૂપે જુએ છે. પરંતુ આલમે શહાદત (દુનિયા)માં એવું જાહેર નથી થતું. એનું કારણ એ છે કે એ લોકોની કુવ્વત ઝઈફ (નબળી) હોય છે એટલે તેઓની તરક્કી આલમે મિસાલમાં જ ખત્મ થઈ જાય છે. જેની કુવ્વત કવી (બળવાન) હોય છે તેનો ઝુહૂર દુનિયામાં થઈ જાય છે.

કેટલાક મશાઈખ ખ્વાબમાં પોતાને કુત્બ વગેરે રૂપે જુએ છે અને પોતાની ગલતીથી પોતાને કુત્બ જ સમજી લે છે. જે વાત આલમે શહાદતમાં જાહેર થઈ જાય તે જ ભરોસાપાત્ર છે. (ખ્વાબ-ની વાતો ભરોસાપાત્ર નથી.)

# પત્ર ૫૯

## ★ પ્રતિ : ખ્વાજા અબ્દુલ્લાહ[1] (રહ.)

મઅકૂલ[2] અને મૌહૂમ[3] બલ્કે મશહૂદ[4] અને મકશૂફ[5] ભલેને આફાકી[6] હોય કે અનફુસી[7] સર્વ ગૈરુલ્લાહમાં દાખલ છે. અને માત્ર ખેલ-કૂદ અને શોબદાબાઝી (તમાશો) છે.

હકીકતના મુકાબલામાં તરીકત કંઈ ગણત્રીમાં નથી. અને ઈસ્બાતના મુકાબલામાં 'નફી'ની કંઈ વિસાત નથી. કારણ કે 'નફી'નો સંબંધ મુમ્કિનાત સાથે છે જ્યારે 'ઈસ્બાત'નો સંબંધ ઝાતે હક સાથે છે. ઈસ્બાતના મુકાબલામાં 'નફી' એવી છે જેવી રીતે સિંધુના મુકાબલામાં બિંદુ.

# પત્ર ૬૦

## ★ પ્રતિ : મુહમ્મદ તકી (રહ.)

ખિલાફત અને ઈમામત વગેરેની તેહકીકાત જરૂરીયાતે દીન-માંથી નથી.

સુન્નત વ જમાઅતના ફિકહ પ્રમાણે એઅતિકાદ રાખવું જોઈએ.

ફર્ઝ, વાજિબ, સુન્નત અને મુસ્તહબ વગેરે પર અમલ કરવું જરૂરી છે.

નકામી વાતોમાં ઉંમર વેડફી નાંખવી ન જોઈએ.

- ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૧૦
- ૨ મઅકૂલ : અક્લ વડે સમજી શકાય એવું, બૌદ્ધિક જ્ઞાન
- ૩ મૌહૂમ : કલ્પનામાં સમાઈ શકે એવું, કાલ્પનિક
- ૪ મશહૂદ : જાહેરી આંખોમાંથી જોઈ શકાય એવું, દર્શનીય
- ૫ મકશૂફ : આંતરિક આંખો વડે જોઈ શકાય એવું
- ૬ આફાકી : બાહ્ય જગતમાં આવેલું
- ૭ અનફુસી : આંતરિક જગતમાં આવેલું

# પત્ર ૬૧

## ★ પ્રતિ : મૌલાના હસન[1] (રહ.)

મૌલાના અહમદ બર્કી અલૈહિર્રહમતની માતમપૂર્સી બાદ જાણ થાય કે—

મૌલાનાની ઝાત ઘણી જ ખૂબીઓવાળી હતી. અલ્લાહ તઆલા એમને બખ્શે. ખૈરાત, સદકાતથી એમની મદદ કરતા રહો. એમના એહસાનોનો બદલો એ છે કે એમની ઔલાદની હરેક રીતે ખિદમત કરે અને એમને ઇલ્મે દીન શીખવે; અને મૌલાનાની રીતભાત અને હાલાતની પૈરવી કરે. અને હલ્કામાં તુલ્બાઓને લઈને (ઝિક્રે) હકમાં મશગૂલ રહે.

# પત્ર ૬૨

## ★ પ્રતિ : ખાન ખાનાન[2]

હઝરાતે નકશબંદિયાના (સિલસિલાના) લોકો આ મુલ્કમાં કમ છે. જે લોકો એમનાથી મુહબ્બત રાખે છે તેને જોઈએ કે એમની મદદ અને સહાય કરે. કારણ કે આદમી 'મદનીયુત્તબઅ' [સામાજિક પ્રકૃતિવાળો] પૈદા કરવામાં આવ્યો છે. અને સંસ્કૃતિ અને રહેન-સહેનમાં પોતાના સમાજનો મોહતાજ છે.

અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે :

'યા અય્યોહન્નબીય્યો હસ્બોકલ્લાહો વ મનિત્તબઅક
મિનલ મૂમિનીન'

'(હે નબી (સલ.)!) તમને અલ્લાહ અને મોમિન પૂરતાં છે.'

જ્યારે હુઝૂર ખૈરુલ બશર અલૈહિસ્સલાતો વસ્સલામના જરૂરી

૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક–૬૦
૨ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક–૧૮

કાર્યોની કિફાયતમાં મોમિનોને દખલ આપ્યો છે તો પછી બીજા-ઓની જરૂરિયાતમાં શું વાંધો છે?

આ જમાનાના મોટા ભાગના દૌલતમંદ લોકો, દુરવેશી એ વાતને સમજે છે કે કોઈ ચીઝની હાજત ન હોય. એવું હરગિઝ હરગિઝ નથી. જરૂરત ઇન્સાન શું બલ્કે મુમ્કિનાતની ખાસિયત છે. અને એ જરૂરતમાં જ ઈન્સાનની ખૂબી છે. ઝિલ્લત અને બંદગી એ જરૂરતથી જ પૈદા થાય છે.

માની લો કે અગર ઈન્સાનથી જરૂરતો અલિપ્ત થઈ જાય અને ઈસ્તેગના (જરૂરત વિહીનતા) પૈદા થઈ જાય તો સરકશી, ગુનાહો અને નાફરમાની સિવાય એનાથી કંઈ બનશે નહિ.

અલ્લાહ તઆલા ફરમાવે છે :

'ઈન્નલ ઈન્સાન લ યત્ગા અર'આહુસ્તગ્ના'

'ઈન્સાન જ્યારે પોતે પોતાનામાં ઈસ્તેગના પામે છે
તો નાફરમાની કરે છે.'

સૂફીઓ જોકે ખુદાની ઝાત પર ભરોસો રાખે છે પરંતુ હકીમે મુત્લક (ખુદા)ના પૈદા કરેલાં અસબાબને વાપરવું પડે છે. અગર મુસબ્બિબ[1]ના અસબાબને ન લેવામાં આવે તો મહાન કારખાનું (દુનિયા) નકામું થઈ જાય!

'રબ્બના મા ખલકત હાઝા બાતિલન સુબ્હાનક'

'હે રબ ! તેં કોઈ ચીજ બાતિલ (નકામી) પૈદા નથી કરી.
તું પાક છે.'

□

સિયાદતપનાહ મીર મુહમ્મદનુઅમાનનું વુજૂદ શરીફ આપના માટે ગનીમત સમજુ છું, એમની તવજ્જોહ અકસીરનો હુકમ ધરાવે છે. આપની દૌલતનો કિયામ એમની જ દુઆ અને તવજ્જોહની બરકતથી (હોવાનું) નિહાળું છું.

● ૧ મુસબ્બિબ : અસબાબો બનાવનાર અર્થાત અલ્લાહ

# પત્ર ૬૩

## ★ પ્રતિ : નૂર મુહમ્મદ અંબાલવી (રહ.)

તાલિબે હક જ્યારે પ્રથમ પીરના પાસે કુર્બે રબની પોતાની કામિયાબી ન પામે તો જાઈઝ છે કે પ્રથમ પીરની ઈજાઝત વગર બીજા પીરની ખિદમતમાં ચાલ્યો જાય. પરંતુ પ્રથમ પીરથી ન ઈન્કાર કરવું જોઈએ કે ન તેના અદબ અને આદાબમાં કમી કરવી જોઈએ.

# પત્ર ૬૪

## ★ પ્રતિ : મુહમ્મદ મોમિન[1] (રહ.)

દુનિયા મોમિનોના માટે કેદખાનું છે. એમાં મોમિનના માટે દર્દ અને મુસિબત તેમજ ગમ અને રંજના સિવાય બીજું શું છે? હાલાતના ફેરફાર અને પરિવર્તનથી તંગદિલ ન થવું જોઈએ.

# પત્ર ૬૫

## ★ પ્રતિ : મૌલાના મુહમ્મદ હાશિમ[2] (રહ.)

દુનિયાના મામલાઓમાં જરૂરત પ્રમાણે પોતાનો સમય વિતાવો. એમાં સમય નકામો વિતાવવો ન જોઈએ. ખુદાની તરફ મુતવજ્જેહ (ધ્યાનીત) રહેવું જોઈએ. એજ કામની ચીઝ છે.

# પત્ર ૬૬

## ★ પ્રતિ : ખાન ખાનાન[3]

ઉંમર ગુનાહોમાં, ભૂલોમાં, અપરાધોમાં, અને બેહૂદા

● ૧ આપ મિર્ઝા ખ્વાજા અલીજાનના પુત્ર હતા.
૨ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૬૪
૩ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક–૧૮

વાતોમાં વિતી રહી છે. એટલે ગુનાહોથી તોબા કરવું હરેક શખ્સને. ફર્ઝે ઐન છે. માનવ એનાથી ક્યારેય અપવાદરૂપ થઈ નથી શકતો. જો હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામ તોબાથી મુસ્તગની (બેનિયાઝ) નથી તો પછી બીજાઓની શી વાતો છે? ખુદ હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમ રોજ સીતેર (૭૦) વખત અસ્તગફાર કર્યા કરતા હતા.

જે ગુનાહોનો સંબંધ હુકૂકુલ્લાહથી છે; દાખલા તરીકે શરાબ, ચોરી, ઝિના (વ્યભિચાર)... વગેરે (થઈ જાય તો) તો એની માફી, નદામત (પસ્તાવો), શરમિંદગી, તૌબા વગેરે જનાબે બારીમાં કરવામાં આવે.

હુકૂકુલ ઇબાદની માફીની રીત એ છે કે તેનો હક અદા કરે અને તેનાથી માફી ચાહે. અગર તે શખ્સ મરી ગયો છે તો તેના વારિસોને માલ આપે અને તેના હકમાં દુઆ કરે.

હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામે ફરમાવ્યું છે કે,

'ગુનેહગાર ખુદાથી પોતાના ગુનાહોની માફી માંગે છે અને પોતાના કૃત્યો પર શરમિંદો થાય છે તો અલ્લાહ તઆલા તેના ગુનાહ માફ કરી દે છે.'

હઝરત મુજાહિદ રદિયલ્લાહો અન્હો ફરમાવે છે કે,

'જે શખ્સ સવારે અને સાંજે તૌબા ન કરે તે ઝાલિમ છે.'

હદીસ શરીફમાં આવ્યું છે કે,

'અલ્લાહ તઆલા ફરમાવે છે :

'મારા બંદા!

મેં જે કંઈ તારા પર ફર્ઝ કર્યું છે તું તેને અદા કર,
તું સૌથી વધારે આબિદ થઈ જશે.
જે વાતોથી મેં તને મનાઈ કરી છે, તું તેનાથી પરહેઝ કર,
તું પરહેઝગાર થઈ જશે.

જે કંઈ મેં તને રોઝી આપી છે તેના પર કનાઅત (સંતોષ) કર તું ગની થઈ જશે.

વળી હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે :

'કિયામતના દિવસે પરહેઝગાર અને ઝાહિદ અલ્લાહ તઆલાના હમનશીન હશે.'

# પત્ર ૬૭

## ★ પ્રતિ : ખાન જહાન[૧]

(આ મુબારક પત્ર અકાઈદ અંગે છે. એનો સાર એ છે કે :)

અલ્લાહ તઆલા મુશરિકને બખ્શતો નથી. બીજા બધાં ગુનાહોને બખ્શી દેશે.

અલ્લાહ તઆલા પોતાની ઝાતે કદીમની[૨] સાથે મૌજૂદ છે. તમામ ચીઝોનો પૈદા કરનારો અને અદમમાંથી વુજૂદમાં લાવનારો (શૂન્યમાંથી સર્જન કરનારો) તે જ છે. બીજી તમામ ચીઝો હાદીસ[૩] છે.

અલ્લાહ તઆલા પોતાની ઝાતમાં અને સિફાતમાં અનન્ય છે.

તેની ઝાતમાં અને સિફાતમાં કોઈ શરીક નથી.

તેની ઝાત અને સિફાત તમામ નુકસાનોથી પાક છે.

તેના માટે કોઈ દિશા નથી;

ભલે ને અર્શ હોય યા કોઈના પણ તરફ ઈશારો કરે.

અલ્લાહ તઆલા

જિસ્મથી અને જાનથી, કુર્બથી[૪] અને બોઅદ[૫]થી,

જૌહરથી અને અર્દથી, પસ્તીથી અને બુલંદીથી,

● ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૧૯

૨ કદીમ : જે હંમેશાથી હોય, સનાતન, શાશ્વત, અનાદિ

૩ હાદિસ : નવી ચીઝ જે પહેલાં ન હોય, નવસર્જિત

૪ કુર્બ : સામીપ્ય, સાન્નિધ્ય, સમીપતા, નિકટતા

૫ બોઅદ : દૂરત્વ, દૂરતા

બુદ્ધિથી અને સમજથી, હુલૂલ[૧]થી અને ઈત્તિહાદ[૨]થી પાક છે.

તેની ઝાત અને સિફાત બેચું[૩] અને બેચગું[૪] છે.

કુરઆને પાક હક તઆલાનો કલામ છે. હરેક આસમાની કિતાબ અને સહીફા અલ્લાહ તઆલાના કલામ છે. આલમે આખિરતમાં હકની રૂયત (દર્શન) જરૂર થશે. હક તઆલા જેવી રીતે બંદાઓનો ખાલિક છે, તેજ રીતે તેઓના કાર્યોનો ખાલિક પણ તેજ છે. હઝરાતે પૈગમ્બર અલૈહિમુસ્સલામ ખુદાના મોકલવાથી ખલ્કની હિદાયતના માટે આવ્યા છે.

જન્નતની નેઅમતો અને જહન્નમનો અઝાબ બરહક (સત્ય) છે.

કબર અને હશરમાં અઝાબ અને સવાબ બરહક છે.

અંબિયા મુરસલીન અલૈહિમુસ્સલામ અને નેક બંદાઓ ગુનેહગારોની શફાઅત કરશે. અને હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામ ગુનાહે કબીરાની પણ શફાઅત કરશે.

જેણે હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલામની દાવત કબૂલ કરી તેને જન્નતની ખૂશખબરી છે. અને જેણે ઈન્કાર કર્યો તેને દોઝખની ચેતવણી છે.

હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામ

ખાતમુન્નબીય્યીન (અંતિમ નબી) છે.

આપ (સલ.)નો દીન તમામ દીનોનો રદ કરનારો છે.

આપ (સલ.)ની કિતાબ તમામ કિતાબોના કરતાં બેહતર છે.

● ૧ હુલૂલ : એક ચીજ બીજી ચીજમાં એવી રીતે મિશ્ર થઈ જાય કે ભેદ પારખી ન શકાય, સાયુજ્ય
૨ ઈત્તિહાદ : ઐક્ય, અદ્વૈત, અભિન્નતા
૩ બેચું : અનન્ય, અદ્વિતીય, બે-મિસ્લ,
૪ બે ચગું : અનુપમ, અજોડ, બે-મિસાલ

હઝરત ઈસા અલૈહિસ્સલામ જ્યારે આસમાનથી ઊતરશે ત્યારે તેઓ શરીઅતે મુહમ્મદીય્યહ પર અમલ કરશે. અને હુઝૂર (સલ.)ના ઉમ્મતી થઈને રહેશે.

હુઝૂર (સલ.)એ આખિરતની જે કંઈ ખબરો આપી છે તે સર્વે સત્ય છે:

જેવી કે:

કિયામતનું આવવું,
આસમાનો અને જમીનોનું ફાટવું અને વેરવિખેર થઈ જવું,
દુનિયાનું ફના થઈ જવું,
કિયામત પછી ફરી જીવતા થઈ જવું,
(આખિરતમાં) હિસાબ-કિતાબ થવું
હાથ-પગનું ગવાહી આપવું,
બૂરા-ભલા આમાલને તોલવું,
મિઝાન (ત્રાજવા)નું ખડા થવું.

પરંતુ અહીંના ત્રાજવાથી ખિલાફ ત્યાંનું ત્રાજવું હશે યાને જેની નેકીઓ વધારે અને ભારી હશે તેનું પલ્લું ઊંચે જશે. અને જેના ગુનાહ વધારે હશે તેનું ગુનાહોનું પલ્લું નીચું હશે.

□

પુલસિરાતનું દોઝખની પીઠ પર રાખેલ હોવું અને તેના પર થઈને ચાલવું હક છે. મોમિન એ પુલને ઓળંગીને જન્નતમાં જશે. અને કાફિર લપસી લપસીને દોઝખમાં પડશે.

જહન્નમ અને જન્નત તકલીફ અને રાહતના માટે મુકર્રર છે તેઓ હંમેશા (ત્યાં) રહેશે. કાફિરોના અઝાબમાં ઘટાડો કરવામાં ન આવશે. જેના દિલમાં રજકણ બરાબર પણ ઈમાન હશે તેઓ હંમેશા દોઝખમાં ન રહેશે. કાફિરોની જેમ તેઓના ગળામાં ન સાંકળ અને બેડી નાંખવામાં આવશે; ન કાળું મોઢું કરવામાં આવશે.

□

ફરિશ્તાઓ ખુદાના નેક બંદાઓ છે. તેઓ ખુદાના હુકમની નાફરમાની નથી કરતા.

□

ઈમાન તસ્દીકે કલ્બી (દિલની ગવાહી) અને મૌખિક ઈકરાર છે. મોમિન ગુનાહ કરવાના કારણે ઈમાનથી નીકળી જતા નથી; ભલેને ગુનાહે કબીરા હોય. જીવ નીકળતા સુધી તૌબા કબૂલ થવાનો વાયદો છે.

□

હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામ પછી ખલીફએ બરહક,

હઝરત અબૂ બકર સિદ્દીક (રદિ.) છે.

તેમના પછી હઝરત ઉમર (રદિ.) છે,

તેમના પછી હઝરત ઉસ્માન ઝુન્નુરૈન[1] (રદિ.) છે,

તેમના પછી હઝરત અલી (રદિ.) છે.

વળી તેઓની અફઝલીયત ખિલાફતના ક્રમ પ્રમાણે છે.

હઝરત શૈખ અબ્દુલ કાદિર જીલાની રહમતુલ્લાહિ અલૈહ ફરમાવે છે કે:

> 'હઝરત અલી રદિયલ્લાહો અન્હોએ ફરમાવ્યું' કે,
> પૈગમ્બરે ખુદા સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમ દુનિયાથી વિદાય ન થયા જ્યાં સુધી મારી સાથે એ વાયદો ન કરી લીધો કે,

● ૧ ઝુન્નુરૈન : (બે-નૂરવાળા) આ લકબ એટલા માટે હતો કે બે નૂર આપ (રદિ.)ના નિકાહમાં જમાં થયાં; અર્થાત્ નબીયે પાક (સલ.)ની બે સાહબઝાદીઓ હઝરત રૂકય્યા (રદિ.) અને હઝરત ઉમ્મે કુલ્સૂમ (રદિ.) સાથે એક પછી બીજા આપના નિકાહ થયા. હઝરત ઉસ્માન (રદિ.) સિવાય બીજો કોઈ શખ્સ એવો નથી કે જેના નિકાહમાં કોઈ નબીની બે બેટીઓ આવી હોય!

'મારી વફાત પછી અબૂ બક્ર સિદ્દીક (રદિ.) ખલીફા થશે; તેમના બાદ ઉમર (રદિ.); તેમના પછી ઉસ્માન (રદિ.); તેમના બાદ તું ખલીફા થશે.'

□

હઝરત ઈમામ હસન, હઝરત ઈમામ હુસૈનના કરતાં અફઝલ છે. રિદવાનુલ્લાહિ અન્હોમાં.

□

ઈલ્મ અને ઈજ્તિહાદમાં હઝરત ફાતિમા (રદિ.)ના કરતાં હઝરત આયશા સિદ્દીકા (રદિ.) અફઝલ છે; પરંતુ ત્યાગ અને ઝોહદમાં હઝરત આયશા (રદિ.) કરતાં હઝરત બીબી ફાતિમા (રદિ.) અફઝલ છે.

□

જે ઝઘડા અને જંગ સહાબા (રદિ.)માં થયાં છે તેને નેકી પર મહમૂલ (અનુમાન) કરવું જોઈએ.

□

હુઝૂર (સલ.)એ કિયામતની જે નિશાનીઓ જણાવી છે તે સર્વ સાચી છે.

## પત્ર ૬૮

### ★ પ્રતિ : ખ્વાજા શર્ફુદ્દીન હુસૈન[૧] (રહ.)

આપે પૂછડિયા તારાના નીકળવાનો અને નિશાનીઓનો હાલ પૂછ્યો છે:

મારા અઝીઝ! તારાનું નીકળવું, તેની તાવીલ અને તૌજીહ (અર્થઘટન) કરવું એ સર્વ અનુમાનશાસ્ત્ર-તર્કશાસ્ત્રનો વિષય છે.

કુરઆન શરીફથી માત્ર આ વાત સાબિત છે કે :

• ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૫૧

'અમે તારાઓને માર્ગ બતાવવા માટે, આસમાનોની શોભા માટે અને શૈતાનને મારવા માટે પૈદા કર્યા છે.'

મારા અઝીઝ! આ સમય તૌબા કરવાનો, અલ્લાહની તરફ ધ્યાન આપવાનો અને એકાંતવાસ ગ્રહણ કરવાનો છે.

## પત્ર ૬૯

### ★ પ્રતિ : મુરાદ બદ્દખ્શી[૧] (રહ.)

રસૂલે ખુદા સલ્લલ્લાહો અલૈહે વસલ્લમે ફરમાવ્યું છે :

'સૌથી મોટો ચોર તે છે જે પોતાની નમાઝોમાં રૂકૂઅ અને સિજદાઓને સારી રીતે અદા નથી કરતાં.

જે શખ્સ સારી રીતે રૂકૂઅ અને સિજદાઓને અદા કરે છે તે નમાઝ નૂરાની શિકલમાં હોય છે અને ફરિશ્તાઓ તેને આસમાનો પર લઈ જાય છે. અને તે નમાઝ પોતાના નમાઝીના માટે દુઆ કરે છે કે જેવી રીતે તેં મારી હિફાઝત કરી અલ્લાહ તઆલા તારી હિફાઝત ફરમાવે.

જે શખ્સ સારી રીતે રૂકૂઅ અને સિજદાઓને અદા નથી કરતો તે નમાઝ કાળી શિકલમાં હોય છે. ફરિશ્તાઓ તેને આસમાન પર નથી લઈ જતાં. અને તે નમાઝ પોતાના નમાઝીના હકમાં બદદુઆ કરે છે કે જેવી રીતે તેં મને વેડફી નાંખી (બરબાદ કરી નાંખી) ખુદા તને બરબાદ કરે.'



હુઝૂર અલૈહિસ્સલાતો વસ્સલામે ઈરશાદ ફરમાવ્યો છે કે,

'જે શખ્સ મારી મુર્દા સુન્નતને ઝિન્દા કરશે, અલ્લાહ તઆલા તેને સો (૧૦૦) શહીદોનો સવાબ અતા કરશે.'



આમાલ નિય્યત વડે દુરુસ્ત થાય છે. અત્યારે આપ દારુલ

● ૧ આપ મીર મુહમ્મદ નુઅમાન બદખ્શી (રહ.)ના ખાદિમ હતા.

હરબના કાફિરો સાથે જિહાદ કરવા માટે જઇ રહ્યા છો. એમાં એ નિય્યત હોવી જોઇએ કે ઇસ્લામની બોલબાલા થાય.

□

તહજ્જુદની નમાઝને લાઝિમ પકડો કારણ કે એ તરીકતની જરૂરતો માંથી છે. અગર આપને એ વખતે ઊઠવું મુશ્કેલ લાગે તો સંબંધીઓમાંથી કોઇને એ વાત પર મુકર્રર ફરમાવી દો કે તે આપને તહજ્જુદના વખતે જબરદસ્તીથી જગાડયા કરે.

□

હલાલ લુકમો ખાવો અને હરામ લુકમાથી બચવું જરૂરી છે.

□

ખૂબ જ શરમની વાત છે કે હાકિમે મજાઝી (દુન્યવી બાદશાહ) ની તાબેદારીમાં કોઇ કસર બાકી રાખવામાં ન આવે અને હાકિમે હકીકી (અલ્લાહ) ના અહકામની પરવા ન કરવામાં આવે.

□

દુશ્મનોના ગલ્બા અને ખૌફથી બચવા માટે અને સુખ-શાંતિ કાયમ રહે તે માટે સૂરએ 'લિઈલાફ' ને સવાર-સાંજ અગિયાર, અગિયાર વખત પઢયા કરો.

□

કોઇ શખ્સ કોઇ જગાએ ઊતરે અને તે :

'અઊઝો બિ કલિમાતિલ્લાહિત્તામ્માતિ કુલ્લિહા
મિન શર્રે મા ખલક'

હું પનાહ માંગુ છું અલ્લાહની પૂરેપૂરી વાતો (કલેમાત)ના ઝરીયાથી—તેની પૈદા કરેલી તમામ ચીઝોંની બૂરાઇથી.

પઢી લે તો જ્યાં સુધી તે ત્યાંથી આગળ ન જશે, તેને કોઇ ચીઝ નુકસાન ન કરશે.

## પત્ર ૭૦

### ★ પ્રતિ : મૌલાના અબ્દુલ વાહિદ લાહોરી[1] (રહ.)

ઈન્સાનનું દિલ જેવી રીતે રહમાન (અલ્લાહ)ના અર્શનો નમૂનો છે તે જ પ્રમાણે બૈતુલ્લાહનો પણ નમૂનો અને નિશાની છે.

આ મહાન દૌલત યાને ઝુહૂરે બૈતુલ્લાહના માલિક અસલમાં હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામ છે. અને ઉમ્મતો-માંથી તે લોકો છે જેઓને એ બુઝુર્ગવારોએ પૈરવી અને વારસાના સ્વરૂપે આ દૌલતથી મુશર્રફ ફરમાવ્યા છે.

અસ્હાબે કિરામ રિદવાનુલ્લાહિ અલૈહિમને આ દૌલત અંબિયા અલૈહિમુસ્સલામની સુહબતના કારણે પ્રાપ્ત થઈ હતી. અસ્હાબે કિબાર (રદિ.)ના ઝમાના પછી આ દૌલત ગૂમ થઈ ગઈ.

બેશુમાર ઝમાનાઓ પછી અગર કોઈને પૈરવી અને વારસા રૂપે અલ્લાહ તઆલા આ દૌલતથી મુશર્રફ કરે તો ગનીમત અને કિબ્રીતે અહમર (અકસીર) છે. એવો શખ્સ અસ્હાબના સમૂહમાં દાખલ છે અને સાબેકીન[2]માંથી છે.

## પત્ર ૭૧

### ★ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ સઈદ[3] (રહ.)

હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)એ કલ્મએ
'લાઈલાહ ઈલ્લલ્લાહો મુહમ્મદુર રસૂલુલ્લાહ'
વિશે જે મઝમૂન અને મઆરિફ આ પત્રમાં ફરમાવ્યા છે;

તે હાલાત અને તેની સમજૂતી એના કરતાં પણ વધારે સ્પષ્ટી-

- ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૭
  ૨ સાબિકીન: આગળના, પૂર્વજો, પુરોગામી
  ૩ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૫૪

કરણથી અને ચોખ્ખટથી પત્ર ૪૬માં ફરમાવ્યા છે. એટલે ત્યાં જોવું જોઈએ.

# પત્ર ૭૨

## ★ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ માસૂમ[1] (રહ.)

અર્શપરના ઝુહૂર જોકે તમામ તજલ્લીઓ અને ઝુહૂરોના કરતાં અફઝલ અને ઉચ્ચતર છે પરંતુ તે મામલો જે બૈતુલ્લાહિ મુકદ્દસની સાથે વાબસ્તા (સંલગ્ન) છે; (તે) તમામ ઝુહૂરો અને તજલ્લીઓના કરતાં ઉચ્ચતર છે. ત્યાં ઝુહૂર અને તજલ્લીનું નામ લેવું નંગ અને આર (શર્મ અને બદનામી) છે.

તજલ્લીઓ અને ઝુહૂરો મુહિત દાઈરહ (પરિસીમિત વર્તુળ) નો હુકમ ધરાવે છે. અને આ મામલો આ વર્તુળના મર્કઝ (કેન્દ્ર) નો હુકમ ધરાવે છે.

એમાં શક નથી કે મુહિત દાઈરહ (પરિસીમિત વર્તુળ) વ્યાપકતા અને વિશાળતા છતાં દાઇરાએ મર્કઝનો ઝિલ્લ (પડછાયો કે પ્રતિબિંબ) છે. કારણ કે એ જ કેન્દ્રના બિંદુએ પોતાના ઝિલ્લને વ્યાપક બનાવ્યો છે. અને ૧૦૦ (સો) બિંદુઓની જેમ થઇને મુહિત દાઈરહ બની ગયો છે.

ઉપર દર્શાવેલા મામલાને નિકટની ચીઝ નૂકતાથી દર્શાવવા વગર બીજો કોઈ ઉપાય નથી. નહિતર ત્યાં નુકતો (બિંદુ) પણ દાઈરહ (વર્તુળ)ની જેમ મફકૂદ (ગુમ) છે.

ન ત્યાં ઝાહિરની મજાલ છે ન મઝહરની;
ન એ મકામમાં અસલની ગુંજાઈશ છે ન ઝિલની.

કારણ કે અહીં અસલ પણ પડછાયાની જેમ આ દૌલતે સરાયથી પાછળ રહી જાય છે.

• ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૩૯

ચે ગોયમ બા તૂ અઝ મુર્ગે નિશાના,
હું મારા પક્ષીની નિશાની તને શું દર્શાવું ?

કે બા ઉન્કા બૂદ હમ આશિયાના.
કારણ કે એનો માળો ઉન્કા[1] પક્ષીની સાથે છે.

ઝ ઉન્કા હસ્ત નામે પેશ મર્દુમ,
વળી ઉન્કા પક્ષીનું તો લોકો નામ પણ જાણે છે;

ઝ મુર્ગે મન બુવદ આં નામ હમ ગુમ.
કિંતુ મારું પક્ષી તો એવું છે કે જેનું કોઈ નામ પણ નથી !

□

બની ઈસ્રાઈલના અંબિયા અલૈહિમુસ્સલામનો કઅબા બૈતુલ મુકદ્દસ છે. એના જ ઝુહૂરાતના કમાલાત છેવટે આ કઅબાએ મુઅઝઝમાની તરફ રૂજુઅ (અભિમુખ) થાય છે. અને આ બૈતુલ્લાહની સાથે મળી જાય છે કારણ કે અસલ મર્કઝ બૈતુલ્લાહ છે. રસ્તાઓ જ્યાં સુધી મર્કઝ સુધી નથી પહોંચતા, ત્યાં સુધી મકસૂદ સુધી નથી જઈ શકતા.

અલ્લાહ તઆલાના ફઝલથી કઅબાની હકીકતની સાથે મળવું પ્રાપ્ત થઈ ચૂક્યુ છે અને એના પછી બે શુમાર તરક્કીઓ હાસિલ થઈ ચૂકી છે. પરંતુ સૂરતને સૂરતે કઅબાની મુલાકાતનો શોક છે.

હજજ ફર્ઝ અકબર થઈ ચૂકી છે અને રસ્તાની શાંતિ પણ સલામતીના ગલ્બાને કારણે સાબિત થઈ ચૂકી છે. અને આ ફર્ઝને અદા કરવાનો શોખ પણ કામિલ છે. પરંતુ મોડાથી મોડું થતું જઈ રહ્યું છે.

સફરનો ઈસ્તેખારા પણ મુવાફિકત (અનુકૂળતા) નથી કરતો. સારી રીતે ગંભીરતાથી ધ્યાન આપ્યું છે તો પણ ચાલવાનો રસ્તો નથી ખુલતો. અને કઅબા સુધી પહોંચવું નજર નથી આવતું. શું કરવામાં આવે ?

● ૧ ઉન્કા : એક કાલ્પનિક પક્ષીનું નામ

ફર્ઝના અદા કરવામાં આ પ્રકારના ઉઝ્ર (કારણો) ફાયદાકારક નથી. જેથી અલ્લાહ તઆલાની તૌફિકથી ફર્ઝ હજજને અદા કરવાના ઈરાદાથી ઘરથી નીકળવું જોઈએ. અને શિર અને આંખોથી મંઝીલોને પાર કરવી જોઈએ. અગર પહોંચી ગયા તો મહાન નેઅમત છે. અગર રસ્તામાં રહી ગયા તો ઘણી બધી આશા છે.

# પત્ર ૭૩

## ★ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ માસૂમ[1] (રહ.)

ઈન્સાન આલમે ખલ્ક અને આલમે અમ્રના મજમૂઆથી મુરાદ છે. આલમે ખલ્કને ઈન્સાનની સૂરત અને ઝાહિર ખ્યાલ કરીએ છીએ. આલમે અમ્રને એનું બાતિન (અંતર) અને હકીકત જાણીએ છીએ.

'તઅય્યુને[2] રૂહી', 'તઅય્યુને મિસાલિ', અને 'તઅય્યુને જસદી', એ ત્રણે તઅય્યુનોને સૂફીઓ 'તઅય્યુને ઈમ્કાની' સમજે છે. અને 'તઅય્યુને વુજૂબી' ને 'તઅય્યુને ઈમ્કાની'ની હકીકત કહે છે. અને આ મકામને મકામે આલા સમજે છે.

ફકીરના નઝદીક જ્યારે અખસ્સુલ ખવાસ (ખાસોમાં પણ ખાસ) ઓલિયાની (તરક્કી) આ ઈસ્તિલાહાતો (પારિભાષિક શબ્દો) અને નક્કી કરેલાં મકામોથી આગળ થાય છે તો 'તઅય્યુને વુજૂબી' અને 'તઅય્યુને ઈમ્કાની' એ સર્વ રસ્તામાં રહી જાય છે.

પરંતુ એ કમાલો પર ફાઈઝ થવા છતાં (એ વલી) વુજૂબ (ખુદા)ની સિફતની સાથે ઈલ્હાક[3] અને મુત્તસિફ[4] નથી થતા.

૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૩૯
૨ તઅય્યુન : વુજૂદ, અસ્તિત્વ
૩ ઈલ્હાક : શામેલ કરવું,
૪ મુત્તસીફ : તારીફ કરવામાં આવેલ, સિફત વાળો

અલબત્ત, અઝ રાહે શુહૂદ (દર્શનિય રીતે) તે પોતાને મકામે વુજૂબ-થી મુત્તસીફ પામે છે.

એ જરૂર છે કે બીજા ઓલિયા અલ્લાહને જે હકીકત નસીબ છે; તેના નજીક તે હકીકત સૂરતની હેસિયતમાં છે. એવા જ ઓલિયા અલ્લાહની સિફતમાં હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે :

'ઈઝા રૂઊ ઝોકિરલ્લાહો'
'જ્યારે કોઈ તેમને જુએ છે તો તેમને જોવાથી ખુદા યાદ આવે છે.'

જે શખ્સે આવી શાનના ઓલિયાને ઓળખ્યા તેણે ખુદાને ઓળખ્યો. અને જેણે ખુદા ને ન ઓળખ્યો તેણે ઓલિયાને ન ઓળખ્યા. કમાલ પર પહોંચવા બાદ એવા ઓલિયા અલ્લાહ, ઝાહિર અને બાતિન બંને સિફાતથી ખલ્કની તરફ રૂજુઅ થાય છે.

## પત્ર ૭૪

★ પ્રતિ : ખ્વાજા હાશિમ કશ્મી[૧] (રહ.)

અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે :

ثُمَّ اَوْرَثْنَا الْكِتٰبَ الَّذِيْنَ
اصْطَفَيْنَا مِنْ عِبَادِنَا ۚ فَمِنْهُمْ ظَالِمٌ لِّنَفْسِهٖ ۚ وَمِنْهُمْ
مُّقْتَصِدٌ ۚ وَمِنْهُمْ سَابِقٌۢ بِالْخَيْرٰتِ بِاِذْنِ اللّٰهِ ۗ

'પછી અમે કિતાબના વારસદારો તે લોકોને બનાવ્યા જેઓ-ને અમે પોતાના બંદાઓમાંથી પસંદ કરી લીધાં. કોઈ તેઓ-માંથી પોતાના નફસ પર ઝુલ્મ કરનારો છે અને કોઈ મધ્યમ

● ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૬૩

માર્ગે ચાલનારો છે અને કોઈ અલ્લાહ તઆલાના હુકમથી ખૈરાતમાં સર્વથી વધી જનારો છે.'

□

અને બીજી જગાએ ઈરશાદ છે :

إِنَّا عَرَضْنَا الْأَمَانَةَ عَلَى السَّمٰوٰتِ وَالْأَرْضِ وَالْجِبَالِ فَأَبَيْنَ أَنْ يَحْمِلْنَهَا وَأَشْفَقْنَ مِنْهَا وَحَمَلَهَا الْإِنْسَانُ ۖ إِنَّهُ كَانَ ظَلُومًا جَهُولًا ۝

'અમે અમારી અમાનત આસમાનો અને જમીનો અને પહાડો-ની સામે રજુ કરી પરંતુ તેઓએ એને ઊઠાવવાથી ઈન્કાર કરી દીધો અને ડરી ગયા. અને ઈન્સાને એને ઊઠાવી લીધી. એ ઘણો જ ઝાલિમ અને જાહિલ છે.'

આ બંને આયતોની મુરાદથી અલ્લાહ તઆલા જ સારી રીતે જાણકાર છે. પરંતુ હું એનો ભાવાર્થ બયાન કરું છું જે મારા પર જાહેર કરવામાં આવ્યો છે. જાણવું જોઈએ કે :

إِنَّ اللّٰهَ خَلَقَ آدَمَ عَلٰى صُوْرَتِهٖ

'અલ્લાહ તઆલાએ આદમને પોતાની સૂરત પર બનાવ્યો છે.'

પરંતુ અલ્લાહ તઆલા સૂરતથી પાક અને ઉચ્ચતર છે. એટલે આદમ (અલ.)નું એની સૂરત પર પૈદા થવું એવી રીતે થઈ શકે છે કે જો મર્તબએ તન્ઝીહની સૂરત આલમે મિસાલમાં ધારી લેવામાં આવે તો બેશક એ સૂરત જામેઅ હશે કે જેના પર આ ઈન્સાન જામેએ મોજૂદ થયો છે.

બીજી સૂરતને એ કાબેલિયત હાસિલ નથી કે આ મર્તબએ મુકદસહની તિમસાલ (સૂરત) થઈ શકે. એ જ કારણ છે કે ઈન્સાન હકતઆલાની ખિલાફતને લાયક થયો છે. કારણ કે ખલીફા જ્યાં

સુધી તે ચીઝની સૂરત પર મખ્લૂક (પૈદા) ન થાય ત્યાં સુધી તે ચીઝની ખિલાફતનો મુસ્તહિક નથી થતો. એટલા માટે કે ચીઝનો ખલીફા, એનો ખલ્ફ[1] અને કાયમ મુકામ[2] હોય છે.

ઈન્સાન ખલીફાએ રહમાન બનનાર હતો એટલા માટે બારે અમાનત પણ એણે જ ઊઠાવવી પડી.

'લા યહમિલો અતાયા લ મલિકિ ઈલ્લા મતાયા હો'
'બાદશાહની દેણગીઓને તેના જ ઊંટો ઊઠાવી શકે છે.'

આસમાન, જમીન અને પહાડ આ જમેઈય્યત કયાંથી લાવતે કે જેથી હક તઆલાની સૂરત પર પૈદા થતે. અને એની ખિલાફતને લાયક થઈને બારે અમાનતને ઊઠાવી શકતે.

મેહસૂસ થાય છે કે ધારી લો કે અગર આ બારે અમાનતને આસમાનો, જમીન અને પહાડોના હવાલે કરતે તો ટુકડે ટુકડા થઈ જતે અને એમની કોઈ અસર બાકી ન રહેતે.

એ અમાનત ફકીરના નઝદીક નિહાયતના તૌર પર તમામ ચીઝોની કૈયૂમિય્યત છે; જે ઈન્સાને કામિલની સાથે મખ્સૂસ છે.

ઈન્સાને કામિલનો મામલો અહીં સુધી પહોંચી જાય છે કે એને ખિલાફતના હુકમથી તમામ ચીઝોનો કૈયૂમ બનાવી દે છે. અને તમામ મખ્લૂકના ઝાહિર અને બાતિન કમાલાતના ઈફાઝહ અને બકા એના જ ઝરીયાથી પહોંચાડે છે. અગર ફરિશ્તો છે તો તે પણ એની જ ઝાતની સાથે મુતવસ્સિલ (સંલગ્ન) છે. અને અગર જિન્નાત અને ઈન્સાન છે તો તે પણ એની જ સાથે વસીલો પકડે છે.

મતલબ એ કે હકીકતમાં તમામ ચીઝોની તવજ્જોહ એની જ તરફ હોય છે; ભલે તે એ અમ્રને જાણે કે ન જાણે.

• ૧ ખલ્ફ : વારસદાર
૨ કાયમ મુકામ : પ્રતિનિધિ, નાયબ,

'ઈન્નહૂ કાન ઝલૂમન'

'બેશક તે ઝાલિમ છે.'

યાને પોતાની જાન પર અહીં સુધી જુલમ કરે છે કે પોતાના વુજૂદ અને તવાબેએ વુજૂદના નામો નિશાન અને અસર તેમજ હુકમને બાકી નથી છોડતો. ખરેખર જ્યાં સુધી આ પ્રમાણેનો હુકમ ન કરી લે, ત્યારે અમાનતને લાયક નથી થઈ શકતો.

'જહૂલન' ['જાહિલ છે.']

યાને એટલો બધો જાહિલ છે કે એને પોતાના મતલૂબ (ઈચ્છિત ધ્યેય)નો ઈલ્મ અને ઈદરાક પણ નથી. બલ્કે ઈદરાકથી આજિઝ આવી જવું અને ઈલ્મથી જાહિલ થવું એનો મકસૂદ છે. આ ઈજઝ અને જહલ આ મકામમાં સૌથી વધારે આરિફ થાય છે. અને જે સૌથી વધારે આરિફ થશે તે જ ત્યારે અમાનતને ઊઠાવવાને લાયક થશે.

આ બંને સિફતો યાને

'ઝલુમન' અને 'જહુલન'

જાણે કે ત્યારે અમાનતને ઊઠાવી લેવાનું નિમિત્ત છે.

આ આરિફ જે ચીઝોની કૈયૂમિય્યતના મર્તબાથી મુશર્રફ થયો છે; તે બાદશાહના વઝીર (નો હુકમ) ધરાવે છે. જેની તરફ તમામ મખ્લૂકાતના જરૂરી કામો અને મામલાઓ રજુ થાય છે. ઈનામ જો કે બાદશાહની તરફથી છે પરંતુ વઝીરના ઝરીયાથી પહોંચે છે.

આ દોલતના સરદાર અબુલ બશર (માનવપિતા) હઝરત આદમ અલૈહિસ્સલાતો વસ્સલામ છે. આ મર્તબો અસલી રીતે ઊલૂલ અઝમ પૈગમ્બરોની સાથે મખ્સૂસ છે. યા તે લોકોની સાથે જેમને એ બુઝુર્ગવારોના વારસા અને પૈરવીની રીતે અલ્લાહ તઆલા મુશર્રફ ફરમાવે.

બર કરીમાં કારહા દુશ્વાર નેસ્ત
અલ્લાહ તઆલાની કરીમ (કૃપાવાન) ઝાત માટે
કોઈ કામ મુશ્કેલ નથી.

કિતાબના વારસદારોમાંથી પહેલો સમૂહ, જેઓ અલ્લાહ તઆલાના બરગુઝીદહ બંદાઓમાંથી છે, તેઓ એ જ

'જાલિમૂ લિ નફ્સિહી'
પોતાના નફ્સ પર જુલમ કરનારા છે.

તેઓ વઝારત (પ્રધાનપદ) અને કૈયૂમિય્યતના મન્સબથી મુશર્રફ છે.

એ બરગુઝીદહ લોકોમાંથી બીજો સમૂહ, જેને 'મુક્તસિદ' તરીકે ઓળખવામાં આવે છે, તેઓ તે લોકો છે કે જેઓ 'ખલકત'[1]ની દૌલતથી મુશર્રફ છે. તેઓ સાહબે સિર્ર[2] અને અહલે મશ્વેરત છે.

બાદશાહીનો મામલો અને કારભાર વઝીરને સોંપેલો છે. જ્યારે ખલીલ યાને (બાદશાહનો) રાઝદાર દોસ્ત, તેનો હમનશીન, ગમખ્વાર અને રઈસ હોય છે. ખલીલ (બાદશાહના) પોતાના આરામના માટે છે જ્યારે વઝીર બીજાઓના (પ્રજાના) કારભારના માટે છે. આ બંનેમાં ઘણો મોટો તફાવત છે.

આ ઉચ્ચ મકામ યાને 'ખુલ્લત'ના સરદાર હઝરત ઈબ્રાહીમ અલૈહિસ્સલામ છે; યા તે લોકો છે જેમને અલ્લાહ તઆલા આ ઉચ્ચ મકામથી મુશર્રફ ફરમાવે છે.

'મકામે ખુલ્લત'ના ઉપર 'મકામે મુહબ્બત' છે; એ ઉચ્ચ મકામથી ત્રીજા સમૂહના તે લોકો મુશર્રફ થયાં છે જેઓ :

'સાબિકુમ બિલ ખૈરાત'
'ખૈરાત (નેકીઓ)માં સૌથી વધી જનારા' છે.

• ૧ ખલકત : પૈદાઈશ, સર્જન, ફિતરત
૨ સાહબે સિર્ર : જાણભેદ, ભેદોના જાણકાર

'યાર' અને 'નદીમ' ઓર હોય છે;

મુહિબ્બ અને મેહબૂબ ઓર છે.

જે અસરાર અને મામલાઓ મુહિબ્બ અને મેહબૂબના દરમ્યાન ગુજરે છે; તેમાં યાર અને નદીમનો કંઈ દખલ નથી.

જોકે કમાલે ઉલ્ફત અને ઉન્સના વખતે મુહબ્બતની હકીકતના અસરારને જલીલુલ કદર ખલીલની સાથે બયાન કરી શકાય છે અને તેને મુહિબ્બ અને મેહબૂબના અસરારનો મહરમ (જાણુ ભેદુ) દર્શાવી શકાય છે.

મુહિબ્બોના સરદાર હઝરત કલીમુલ્લાહ[1] અલૈહિમુસ્સલાતો વસ્સલામ છે.

મેહબૂબોના સરદાર હઝરત ખાતમરુર્સુલ અલૈહિસ્સલાતો વસ્સલામ છે.

યા એ બુઝુર્ગોના વારસા અને પૈરવીથી જે કોઈને (અલ્લાહ તઆલા) આ બે મકામોથી મુશર્રફ ફરમાવે.

તે મકામાત જે 'મકામે મુહબ્બત'માં છે (તેનો) ઉલ્લેખ આ ફકીરના કોઈ પત્રમાં થઈ ચૂક્યો છે. એમાં પણ પ્રમુખસ્થાને **'મુહમ્મદુર રસૂલુલ્લાહ'** સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમ છે.

બીજા બધાં આ આગળના મકામાતમાં છે જે કિતાબના વારસદારોના ત્રીજા સમૂહને નસીબ છે.

**'રબ્બના આતિના મિલ્લદુન્ક રહમતંવ વ**
**હય્યીઅ લના મિન અમ્રિના રશદા.'**
'હે અમારા પરવરદિગાર !
અમોને તારા તરફથી બક્ષિશ આપ
અને અમારા કામોની દુરુસ્તી પુરી કર.'

● ૧ કલીમુલ્લાહ : અલ્લાહ સાથે કલામ (વાત) કરનાર અર્થાત હઝરત મૂસા (અલ.)

# પત્ર ૭૫

## ★ પ્રતિ : મિર્ઝા મુઝફ્ફર (રહ.)

દુનિયાની મુસીબતો, દર્દ, રંજ અને તકલીફો દોસ્તોના કસૂરોનો કફ્ફારો છે. આજિઝી, ઝારી (રૂદન) અને ઈન્કેસારી (વિનમ્રતા)ની સાથે અલ્લાહ તઆલાની બારગાહથી માફી અને આફિયત માંગવી જોઈએ. મેહબૂબે હકીકી (અલ્લાહ)ના તરફથી જે કંઈ આવે તેને ખુશીથી કબૂલ કરવું જોઈએ.

# પત્ર ૭૬

## ★ પ્રતિ : મૌલાના ફર્રુખ હુસૈન[૧] (રહ.)

અર્શે મજીદ હક તઆલાના અજીબો ગરીબ સર્જનોમાંથી છે. અર્શે મોઅલ્લા ન જમીનના પ્રકારમાંથી છે ન આસમાનના પ્રકારમાંથી.

અર્શે મોઅલ્લાની ઉત્પત્તી ઝમીન અને આસમાનથી પહેલાં છે.

અને એ જ પ્રમાણે :

કુર્સી પણ અર્શની જેમ આસમાન અને જમીનના પ્રકારમાંથી નથી.

કુર્સીની પૈદાઈશ પણ આસમાનો અને જમીનોથી જુદી છે.

□

ઝાતે હકનો કામિલ ઝુહૂર મોમિન ઈન્સાનના કલ્બ (દિલ) સિવાય બીજી કોઈ ચીઝમાં નથી. કામિલ ઈન્સાનના કલ્બ સિવાય બીજા કોઈને આ દૌલત નસીબ નથી. અર્શે મોઅલ્લા પણ (અલ્લાહની) ઝાતના ઝુહૂરાતને પાત્ર છે પરંતુ માનવના કલ્બની

• ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૩૪

કેટલીક ખુસૂસિયાત (વિશિષ્ટતાઓ) એવી છે જે અર્શે મજીદમાં નથી.

□

આલમે અમ્રના જે મામલાઓ અર્શથી ઉપર છે; તેઓ સાથે અર્શે મોઅલ્લાને એટલો જ સંબંધ છે જેવો કે જમીનને અને આસમાનને અર્શની સાથે સંબંધ છે. જ્યારે કામીલ ઈન્સાનને આલમે અમ્રની હકીકતોથી કામ પડે છે, જે અર્શથી ઉપર છે, ત્યારે ત્યાં જહલ સિવાય કંઈ મળતું નથી. હાદીસ[1]ની અક્કલ અને સમજથી એ મામલો ઉચ્ચથી પણ ઉચ્ચ છે.

□

અર્શે મોઅલ્લા જોકે વધારે વ્યાપક, વિશાળ અને મઝહરે અતમ છે પરંતુ એને પોતાને આ દૌલતના હાસિલ થવાની જાણ નથી હોતી. આ કમાલાતનું શુઉર (ભાન) એને હાસિલ નથી. પરંતુ ઈન્સાનના કલ્બને અલ્લાહ તઆલાએ શુઉર અતા ફર્માવ્યું. કામિલ ઈન્સાન પોતાના ઈલ્મ અને મઅરેફતથી મઅમૂર છે.

મજમૂઅએ ઈન્સાન જેને આલમે સગીર (નાની દુનિયા) કહે છે તે જો કે આલમે ખલ્ક અને આલમે અમ્રથી મુરક્કબ (મિશ્રિત) છે, એને હયઅતે વેહદાની હકીકી નસીબ છે. જેના પર આસાર અને અહકામ મુરત્તબ છે.

આલમે કબીરને આ હયઅતે વેહદાની હાસિલ નથી. એટલે જે ફુયૂઝ અને બરકતો ઈન્સાનની હયઅતે વેહદાનીને પહોંચે છે તેનાથી અર્શે મોઅલ્લા અને આલમે કબીર મેહરૂમ છે.

કલ્બની બેહતરીનું બીજું કારણ એ છે કે માટીનો અંશ કે જે હકીકતમાં મખ્લૂકાતનો ખુલાસો (નિચોડ) છે તે દૂરત્વ છતાં ઝુહૂરાતની નજીક છે. માટીના આ અંશના કમાલાતે આલમે સગીરના મજમૂઆમાં સરાયત કરી છે. આલમે કબીરમાં આ મજમૂઆ નથી

● ૧ હાદીસ : નવું જન્મેલું, મખ્લૂક

એટલા માટે તેનામાં આ ખૂબી નથી. એટલે ઈન્સાનનું કલ્બ અર્શે મજીદના ખિલાફ એ ખૂબી અને કમાલાત પણ ધરાવે છે.

# પત્ર ૭૭

## ★ પ્રતિ : મૌલાના હસન બર્કી[1] (રહ.)

મુબ્તદીને જોઈએ કે ઝીક્રમાં મુખાતિબ રહે ત્યાં સુધી કે દિલ ઝાકિર અને બોલતું ન થઈ જાય. અને ઝિક્રમાં અહીં સુધી મશગૂલ રહે કે સાલિક 'ફના'ના મકામે પહોંચી જાય.

'ફના' એ છે કે સાલિકની દીદ અને દાનિશમાં કંઈ બાકી ન રહે. જાણે સાલિક પોતાના ઝઅમ (ખ્યાલ)માં હક તઆલાને જોઈ રહ્યો છે.

શરીઅતનો દરેક હુકમ તે બારી સમાન છે; જે ઇચ્છિત શહેર સુધી પહોંચાડે છે.

□

જે લોકો વ્યાજ વગેરેના રૂપિયાથી ખાય છે; તેઓ અગર તરીકતમાં દાખલ થવા ચાહે છે તો તેઓને તરીકામાં દાખલ કરી લેવું, પરંતુ હિદાયત કરતા રહેવું કે તેઓ મુહર્રમાત (હરામ ચીઝો)થી બચે. ઉમ્મીદ છે કે, ઈન્શાઅલ્લાહ, તેઓ આ શુબહ (શક)થી નીકળી જશે.

# પત્ર ૭૮

## ★ પ્રતિ : દારાબ ખાન[2] (રહ.)

આપ ઘણા જ ખૂશ નસીબ છો કે ઔલિયા અલ્લાહથી મુહબ્બત ધરાવો છો; અને તેઓની ખિદમત કરો છો.

• ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક–૬૦
૨ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક–૨૮

اَلْمَرْءُ مَعَ مَنْ اَحَبَّ

'જે જેની સાથે મુહબ્બત ધરાવે છે તે તેની સાથે હશે'.

(એ હદીસ શરીફના) હુકમ મુજબ આપનો હશ્ર ઈન્શાઅલ્લાહ એમની સાથે થશે. એ ખુશખબરી છે કે ઔલિયા અલ્લાહની પાસે બેસનારો શકી (બદનસીબ) નથી હોતો.

□

'ફના ફીશ્શૈખ' 'ફના ફીલ્લાહ' તો વસીલો છે. એના પછી 'બકા બિલ્લાહ'નો મર્તબો નસીબ થાય છે. 'ફના ફીશ્શૈખ' એ છે કે શૈખની તમામ આદતોને પસંદ કરે અને એના પર અમલ કરતો થઈ જાય.

□

આપની ખિદમતમાં પત્ર લાવનાર અઝીઝ મુહમ્મદ કાસિમ બુઝુર્ગઝાદહ (બુઝુર્ગના ફરજંદ) છે. એને સરકારમાં નોકરીએ રખાવી દો તો ઈનાયત (કૃપા)થી દૂર ન હશે.

## પત્ર ૭૯

★ પ્રતિ : શૈખ યૂસુફ બર્કી[૧] (રહ.)

- ઈસ્લામે મજાઝી, કુફ્રે મજાઝીના કરતાં બેહતર છે.
- એ જ પ્રમાણે ઈસ્લામે તરીકત પણ કુફ્રે તરીકતના કરતાં બેહતર છે.
- કુફ્રે તરીકતમાં માત્ર સુકર[૨] જ સુકર છે.
- ઈસ્લામે તરીકતમાં શહવ[૩] જ શહવ છે.

● ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક–૪૯
૨ સુકર : બેખુદી, મસ્તી
૩ શહવ : સભાનતા

o જેવી રીતે શહવે મજાઝી સુકરે મજાઝીના કરતાં બેહતર છે એ જ પ્રમાણે શહવે તરીકત પણ સુકરે તરીકતના કરતાં બેહતર છે.

o કુફ્રે તરીકતનું ફળ તશ્બીહ[1] છે.

o ઈસ્લામે તરીકતનો નતીજો તન્ઝીહ છે.
અલ્લાહ તઆલા ઈસ્લામે હકીકીની હકીકતથી મુશર્રફ ફરમાવે.

**આગાહી**

કુફ્રે તરીકતથી મુરાદ હાલતે 'હમહ ઊસ્ત'[2] છે.
ઈસ્લામે હકીકીથી મુરાદ હાલતે 'હમહ અઝૂસ્ત'[3] છે.
કુફ્રે તરીકત બેખૂદી છે.
ઈસ્લામે તરીકતમાં હોશિયારી અને સુન્નતની ઈત્તેબાઅ છે.

## પત્ર ૮૦

**★ પ્રતિ : શૈખ હામિદ[4] (રહ.)**

'તમ્હીદાતે ઐનુલ કુઝાત'માં લખ્યું છે કે :
'જેને તમે ખુદા સમજો છો તે અમારી નઝદીક મુહમ્મદ સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમ છે. અને જેને તમે મુહમ્મદ (સલ.) સમજો છો તે અમારી નઝદીક ખુદા છે.'

આપે એ ઈબારતનો અર્થ પૂછ્યો હતો.

મારા મખ્દૂમ ! આ પ્રકારની જે ઈબારતો તૌહિદ અને ઈત્તેહાદની ખબર આપે છે (તે) સુકર (બેખુદી)ના ગલ્બામાં (લખવામાં

● ૧ તશ્બીહ : એક ચીઝને બીજી ચીઝ સાથે મેળવી દેવું અર્થાત 'ફના'
૨ હમા ઊસ્ત : 'ફના' (જુઓ 'મેઅયારુસ્સુલૂક' પા. ૨૨૯)
૩ હમા અઝૂસ્ત : 'બકા' ,,
૪ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૬૨

આવેલી છે). એ મર્તબએ જમ્અ છે અને એને 'કુર્બે તરીકત' તરીકે ઓળખવામાં આવે છે.

(એવી ઈબારતો) મશાઈખ કુદ્દેસ સિર્રહુમથી ઘણી સાદિર થાય છે. દુઈની તમીઝ[1] તેઓની નઝરથી દૂર થઈ જાય છે. અને મુમ્કિનને[2] ઐન વાજિબ[3] સમજે છે. બલ્કે મુમ્કિનને પામતાં જ નથી. વાજિબ સિવાય તેઓને કંઈ નઝર જ નથી આવતું.

જ્યારે તમામ મખ્લૂક જ તેઓની નઝરથી ગાયબ થઈ જાય છે તો પછી હુઝૂર સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમ (પણ) મખ્લૂક છે એટલે તેઓની નઝરમાં બાકી કેવી રીતે રહી શકે છે ?!

પછી જ્યારે આ હાલતથી તરક્કી થઈ જાય છે અને સુક્ર (બેખુદી) પર શહવ (સભાનતા, હોશિયારી) ગાલિબ આવી જાય છે તો અલ્લાહ (જલ્લ જલાલુહૂ) ને અલ્લાહ (જલ્લ જલાલુહૂ) અને રસૂલ (સલ.)ને રસૂલ (સલ.) સમજે છે. જેવું કે શરૂઆતમાં સમજે છે.

## પત્ર ૮૧

### ★ પ્રતિ : મુહમ્મદ મુરાદ (રહ.)

દુનિયાની શોભા અને ભપકો, જાહેરી રીતે જે મિઠાશ અને તાઝગી ધરાવે છે; તેના પર લોભાઈ જવું ન જોઈએ. મુબાહને[4] છોડીને મુશ્તબહ[5]માં અને મુશ્તબહથી હરામમાં ન જઈ પડો. નહિતર ખુદાની સામે શરમિંદગી નસીબ થશે.

- ૧ દુઈની તમીઝ : અલ્લાહ અને બંદો બંને અલગ હોવાનું ભાન
  ૨ મુમ્કિન : પૈદા થયેલું, મખ્લૂક
  ૩ વાજિબ : શાશ્વત, સનાતન, જે પોતાના વુજૂદમાં બીજા કોઈનો મોહતાજ નથી તે અલ્લાહ
  ૪ મુબાહ : જાઈઝ, હલાલ,
  ૫ મુશ્તબહ : શંકાસ્પદ, જેના હલાલ હોવામાં શક હોય તેવું,

તોબા અને ઈનાબત[1]માં કદમ મઝબૂત રાખો. શરીઅતની હદોને નઝર સમક્ષ રાખો. પરહેઝગારી અખ્તિયાર કરો. પરહેઝગારીના બરાબર કોઈ ચીઝ નથી.

# પત્ર ૮૨

## ★ પ્રતિ : શરફુદ્દીન હુસેન[2] (રહ.)

દુનિયાની બેહૂદા શોભા અને ભપકા તરફ ધ્યાન આપવું ન જોઈએ. શરીઅતની ઈત્તેબાઅને મઝબૂત પકડવું જોઈએ.

જે લોકો નવાફિલને અદા કરે છે અને ફરઝોને છોડે છે તેઓ મોટી ભૂલમાં પડેલાં છે. ફરઝ ઈબાદતોના મુકાબલામાં નફિલ ઈબાદતો રસ્તામાં ફેંકેલી કોડીની જેમ બેહકીકત છે.

જ્યાં સુધી શરીઅતની પૈરવી કરવામાં ન આવશે ત્યાં સુધી દુનિયાના નુકસાનોથી બચી શકાશે નહિ.

# પત્ર ૮૩

## ★ પ્રતિ : મીર મહમૂદ[3] (રહ.)

તરીકામાં દાખલ થયા બાદ આપને મારી સુહબત નથી મળી. અગર કેટલાક દિવસો સુહબત રહેતે તો ઘણું સારું થતે. ખૈર જો આપ પણ દિલમાં મુહબ્બત રાખશો તો ઈન્શાઅલ્લાહ મોટો ફાયદો થશે.

સુહબતમાં મુબ્તદીયે[4] રશીદ[5]ને પ્રથમ જે બરકત હાસિલ થાય છે તે દિલની કાયમી તવજ્જોહ છે. એ કાયમી તવજ્જોહ

● ૧ ઇનાબત : અલ્લાહની તરફ રૂજૂઅ (ધ્યાનીત) થવું,
૨ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૫૧
૩ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૩૮
૪ મુબ્તદી : સુલૂકની ઇબ્તેદા (શરૂઆત) કરનાર પ્રાથમિક કક્ષાનો તાલિબ
૫ રશીદ : હિદાયત પામનારો, સુયોગ્ય, પાત્રતા ધરાવનાર

તાલિબને થોડા અરસામાં 'નિસ્થાન મા સિવા'[1] સુધી પહોંચાડી દે છે. 'નિસ્થાન મા સિવલ્લાહ' હાસિલ થયા પછી અગર તાલિબને હજાર વરસની ઉંમર હાસિલ થઈ જાય તો પણ તેના દિલમાં યાદે હકના સિવાય ગૈરે હકનો ખ્યાલ નથી આવતો.

## પત્ર ૮૪

### ★ પ્રતિ : શૈખ હમીદ બંગાલી[2] (રહ.)

આપે અજબ એકાંતવાસ અપનાવ્યો છે; કે સલામ અને પયામની ગુંજાઈશ નથી રહી! સાત-આઠ વરસમાં માત્ર આપનો એક પત્ર આવ્યો છે! અમારા જે પત્રો આપની તરફ મોકલવામાં આવે છે; ખબર નથી પહોંચે છે કે નહિ!

શૈખ અબ્દુલ હય પાંચ વરસ અમારી ખિદમતમાં રહ્યા છે. ઉલૂમ અને મઆરિફથી સેરાબ (ભરપૂર) છે. તેઓ આપની પાસે કેટલાક દિવસો થોભશે.

## પત્ર ૮૫

### ★ પ્રતિ : નૂર મુહમ્મદ[3] (રહ.)

શૈખ મીયાં અબ્દુલ હય આપના હમવતન છે. મકામે 'ફના' 'બકા' અને બીજા મઆરિફથી વાકેફ છે. આપની મુલાકાત દોસ્તોના માટે ફાયદામંદ છે.

## પત્ર ૮૬

### ★ પ્રતિ : શૈખ તાહિર બદખ્શી[4] (રહ.)

આપનો પત્ર આવ્યો. હાલાત અને મઆરિફ વાંચીને ઘણી

• ૧ નિસ્થાન મા સિવા : 'ફના' જુઓ 'મેઅયારુસ્સુલૂક' પા.-૨૨૯
૨ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૫૯
૩ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૩૦
પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૨૭

ખૂશી થઈ. ખુદાની નેઅમત છે કે દુનિયાની નેઅમતોને પીઠ પાછળ નાંખીને જનાબે ઈલાહીની તરફ મુખાતિબ રહે.

## પત્ર ૮૭

### ★ પ્રતિ : ફતેહ ખાન અફગાન[૧] (રહ.)

સૌથી બેહતર નસીહત દોસ્તોના માટે એ છે કે સુન્નતની પૈરવી કરે અને બિદઅતોથી બચે. જે મુર્દા સુન્નતને ઝિન્દા કરશે યાને અમલ કરશે તેને અલ્લાહ ના માટે (શહીદ થનાર)સો શહીદો-ના બરાબર સવાબ મળશે.

જે શખ્સ બાતિનની દુરુસ્તીમાં લાગેલો રહે પરંતુ શરીઅતના અહકામોની પરવા ન કરે તે મુલહિદ[૨] છે. તેના હાલાત ઈસ્તેદરાજ[૩] છે. બાતિની હાલાતના દુરુસ્ત થવાની નિશાની શરીઅતની પૈરવી છે.

## પત્ર ૮૮

### ★ પ્રતિ : મુલ્લા બદીઉદ્દીન[૪] (રહ.)

મકબૂલ બંદો તે છે જે અલ્લાહની ખૂશીમાં ખૂશ રહે. જે શખ્સ પોતાની ખૂશીને તાબે છે તે પોતાનો બંદો છે; ખુદાનો બંદો નથી.

તાઉન (પ્લેગ)થી ગભરાવું નજોઈએ. જ્યારે હરેક આદમીના માટે મોતનો વખત નક્કી છે તો પછી ફીકર-ચિંતા શાની? અલબત્ત, આફતોથી સલામતી માંગવી જોઈએ. અલ્લાહ તઆલાથી જ્યારે બંદાઓ સવાલ કરે છે (માંગે છે) તો ખુદા તેઓથી ખૂશ થાય છે.

● ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૩૨
૨ મુલહિદ : ફાસિક, બેદીન; રાહે હકથી ફરી જનારો.
૩ ઈસ્તેદરાજ : જાદુ, કાનૂને કુદરતની ખિલાફત જે વાત ગૈર મુત્તકી ફાસિક યા કાફિરથી જાહેર થાય તે.
૪ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૩૬

# પત્ર ૮૯

## ★ પ્રતિ : મીર મુહિબ્બુલ્લાહ[1] (રહ.)

વખત વિતતો જઈ રહ્યો છે. ઉંમર કમ થતી જાય છે. અગર આપે આજે ફીકર ન કરી તો કાલે પસ્તાવો કરવો પડશે.

કોશિશ કરવી જોઈએ કે જિન્દગીના આ થોડાં દિવસો ખુદાની યાદમાં અને મુહમ્મદ મુસ્તફા અલૈયહિસ્સલાતો વસ્સલામની ઈત્તેબાઅમાં વિતે.

આ દુનિયા અમલ કરવાની જગા છે; મોજ-મજાહ કરવાની જગા આગળ છે.

# પત્ર ૯૦

## ★ પ્રતિ : મિર્ઝા અરબ ખાન[2] (રહ.)

હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામે ફરમાવ્યું છે કે : 'ખલ્ક અલ્લાહ તઆલાની અયાલ (સંતાનો)છે. અને અલ્લાહ તઆલાની નજદીક તે શખ્સ વધારે પ્યારો છે જે તેની અયાલની સાથે એહસાન કરે.'

આપને એટલા માટે તકલીફ આપવામાં આવે છે કે હાફિઝ હામિદ મર્દે સાલેહ (નેક માણસ) છે અને કારી છે. બાળ-બચ્ચાંઓ વધારે હોવાના કારણે હૈરાન અને પરેશાન છે.

આપની મહેરબાની અને બખ્શીશથી ઉમ્મીદ છે કે આપ એમની સહાય અને મદદ ફરમાવશો. કરીમો (કૃપા કરનારાઓ)ને બખ્શીશના માટે એક બહાનું પૂરતું છે.

● ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૪૬
૨ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૧૧

# પત્ર ૯૧

★ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ સઈદ[1] (રહ.)

قَابَ قَوْسَيْنِ اَوْ اَدْنٰى

'તો (બંને વચ્ચે) બે કમાન જેટલું અંતર
રહ્યું અથવા એથી પણ નજીક (થયા.)'

એ મકામમાં મહાન રહસ્ય એ છે કે જ્યારે કામિલ ઈન્સાન 'સૈર ઈલલ્લાહ' પૂર્ણ થવા બાદ 'સૈર ફીલ્લાહ'ની સાથે સંકલિત થઈ જાય છે તો અખ્લાકુલ્લાહ (અલ્લાહના અખ્લાકો)થી આભૂષિત થઈ જાય છે અહીં સુધી કે અસ્મા અને સિફાતના ઝિલાલથી મુશર્રફ થઈ જાય છે; અને પછી ઝિલીય્યત વિના (અલ્લાહની) ઝાતમાં સૈર પ્રાપ્ત થાય છે.

જ્યારે ઝાતમાં સૈર નસીબ થાય છે ત્યારે **'કવસે[2]ઝાત'** અને **'કવસે સિફાત'** હાસિલ થઈ જાય છે. આ ઉચ્ચ મકામ **'કાબકવસયન'**[3] છે.

જ્યારે ઈસ્મ (નામ) અને સિફતથી આગળ તરક્કી નસીબ થાય છે ત્યારે ઈસ્મ અને સિફત બંને એની નિગાહથી દૂર થઈ જાય છે. અને (અલ્લાહની) ઝાત સિવાય તેને કંઈ દેખાતું નથી. તે વખતે

**'અવ અદના'**[4]નું રહસ્ય જાહેર થાય છે. અને **'કવસયન'** ની કંઈ અસર બાકી નથી રહેતી.

- ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૫૪
  ૨ કવસ : દાઈરહ (વર્તુળ) નો એક ભાગ, કમાન (ગુજ.માં કૌંસ શબ્દ-બ્રેકેટ-એનાથી જ બનેલો છે.)
  ૩ કવસયન : બે કમાન
  ૪ અવ અદના : એથી પણ નજીક

# પત્ર ૯૨

## ★ પ્રતિ : મીર મુહમ્મદ નુઅમાન બદખ્શી[1] (રહ.)

ખવારિક[2] અને કરામતનું જાહેર થવું વિલાયતની શર્ત નથી. જેવી રીતે ખવારિકને હાસિલ કરવાના માટે ઉલ્મા મુકલ્લફ નથી એ જ રીતે ઔલિયા પણ ખવારિકના ઝુહૂર પર મુકલ્લફ નથી; કારણ કે વિલાયતનો હેતુ કુર્બે ઈલાહી (અલ્લાહની નજદીકી) છે.

કેટલાક કશ્ફવાળા ઔલિવાના કરતાં કશ્ફ વગરના ઔલિયા અફઝલ હોય છે. કરામતો અને ખવારિકે આદાત યકીનને વધારે (મઝબૂત) કરવાના માટે અતા કરવામાં આવે છે. જ્યારે કોઈનું યકીન કામિલ થઈ ચૂક્યું તો પછી તેને કશ્ફ અને કરામતની જરૂરત રહેતી નથી.

ઔલિયા અલ્લાહનો કશ્ફ આલમે ઉખ્રવી (આખિરત) તથા હક તઆલાની ઝાત અને સિફાતના વિશે હોય છે. અહલે રિયાઝત[3] અને અહલે જૂઅ[4]નો કશ્ફ મખ્લૂકાતની ગૈબી સૂરતો અને ચીઝો વિશે થાય છે. તે લોકો દુનિયા અને મખ્લૂકાતની ચીઝો વિશે કશ્ફ થતાં જ તેને બયાન કરી દે છે. જાહેરી ચીઝોને જોનારાઓ (ઉપલકિયા દૃષ્ટિવાળાઓ) એવા જ લોકોને કમાલવાળા સમજે છે!

જે લોકો ખુદાના મકબૂલ છે પરંતુ ઝાતે હક, સિફાતે હક અને આલમે ઉખ્રવી (આખિરત)નો કશ્ફ તેઓને થવા છતાં જાહેર નથી કરતાં તેઓને સામાન્ય લોકો વલી નથી સમજતા.

ઘણાં વલી એવા પણ હોય છે કે તેઓને પોતાની વિલાયતની

૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૨૯
૨ ખવારિક : સૃષ્ટિના નિયમ વિરુદ્ધ કોઈ વાત બનવી, કરામત
૩ અહલે રિયાઝત : તપસ્વીઓ, દેહ દમન કરનારાઓ-સાધકો
૪ અહલે જૂઅ : ભૂખ-તરસ વેઠનારાઓ

જ ખબર નથી હોતી તો તેઓ બીજાઓની કૈફિયત અને હાલાતથી કેવી રીતે વાકેફ થઈ શકે છે?

હા, અલબત્ત, નબી (અલ.)ને પોતાની નુબુવ્વતની ખબર જરૂર હોય છે. નબી (અલ.)ના માટે મોઅજિઝા પણ જરૂરી છે.

□

ઉલમા માત્ર જાહેરી શરીઅત બતલાવે છે જ્યારે ઓલિયા અલ્લાહ શરીઅત અને તરીકત બંને શીખવે છે; તથા તાકીદ કરે છે કે જાહેરમાં શરીઅતની પૈરવી કરો અને દિલને ઝિક્રે ઈલાહીમાં મશગૂલ રાખો કે જેથી ઝિક્રે હક ગાલિબ આવી જાય; અને મઝકૂર (ખુદા)ના સિવાય દિલમાં કંઈ ન રહે.

□

આમ લોકોના નઝદીક મુર્દાને ઝિન્દા કરી દેવું મોટી કરામત છે. પરંતુ ખાસાને ખુદાની નઝદીક મુર્દા દિલને ઝિક્રે હકથી ઝિન્દા કરી દેવું અફઝલ છે.

□

ખુદાના મકબૂલ બંદાની ઓળખ એ છે કે તે શરીઅતનો પાબંદ હશે અને તેની સુહબતમાં હક તઆલાની તરફ રગબત (આકર્ષણ) થશે. અને 'મા સિવલ્લાહ' (ગૈરૂલ્લાહ) થી નફરત (થશે.)

□

કેટલાક ફુકહાએ જો કે બાદશાહોના માટે તાઝીમનો સિજદો જાઈઝ રાખ્યો છે પરંતુ બાદશાહોના માટે એ જ મુનાસિબ છે કે આ કાર્યમાં હક તઆલાની બારગાહમાં તવાઝુઅ (વિનમ્રતા) કરે અને આ પ્રકારની ઝિલ્લત અને ઈન્કેસારી હક તઆલાના સિવાય કોઈ ગૈરના માટે પસંદ ન કરે.

## પત્ર ૯૩

### ★ પ્રતિ : ખ્વાજા હાશિમ બદખ્શી[૧] (રહ.)

માટીનું તત્ત્વ જેવી રીતે જાહેરી સૂરત ધરાવે છે તે જ પ્રમાણે

● ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૬૩

બાતિની (આંતરિક) સૂરત પણ ધરાવે છે. એ જ પ્રમાણે 'અખ્ફા'[૧] સૂરત પણ ધરાવે છે અને હકીકત પણ ધરાવે છે.

ભલે જાહેરી લતીફા હોય કે બાતિની; તેઓનો કિયામ અસ્મા અને સિફાતના કારણે છે. પરંતુ અલ્લાહ તઆલાના અસ્મા અને સિફાતની સાથે તેઓનો હુલૂલ અને ઈત્તેહાદ[૨] બિલકુલ નથી.

# પત્ર ૯૪

## ★ પ્રતિ : અબ્દુલ કાદિર અંબાલવી[૩] (રહ.)

ફકીરના ઈલ્મમાં 'હકાઈકે[૪] મુમ્કિનાત[૫]' તે 'અદમાત'[૬]થી મુરાદ છે જે હરેક શર અને નકશ[૭]ના (કારણ-સબબ) છે. તે ઉકૂસ[૮] (પ્રતિબિંબો) સહિત જે સૂરતે ઈલ્મિયહ[૯]માં અદમાતમાં જાહેર થયાં છે. ફનાની હાલતમાં એ ઉકૂસ (પ્રતિબિંબો)ને અસલી સમજીને સાલિક પોતાને ઝાતે હકમાં 'ફાની' (થયેલો) નિહાળે છે. એ એના ઈલ્મની ગલતી છે.

હક તઆલાની ઝાત અને સિફાતમાં કોઈ મુમ્કિન (મખ્લૂક)ને કોઈ પ્રકારનો હુલૂલ અને ઈત્તેહાદ નથી. સાલિક જ્યારે કમાલ

● ૧ અખ્ફા : આલમે અમ્રના પાંચ લતીફા-કલ્બ, રૂહ, સિર, ખફી, અખ્ફા-પૈકીનો એક લતીફા.
૨ હુલૂલ અને ઈત્તેહાદ : સાયુજ્ય અને સંયોજન, એક વસ્તુનું બીજી વસ્તુમાં એવી રીતે ભળી જવું કે ભેદ પારખી ન શકાય
૩ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૫
૪ હકાઈક : હકીકતનું બહુવચનનું રૂપ
૫ મુમ્કિનાત : મુમ્કિનનું બહુવચનનું રૂપ, અલ્લાહ સિવાયની તમામ ચીઝોને મુમ્કિન ગણવામાં આવે છે.
૬ અદમાત : અદમનું બહુવચનનું રૂપ શૂન્યતા
૭ નકશ : ખામી, ત્રુટિ, દોષ
૮ ઉકૂસ : અકસ (પ્રતિબિંબ)નું બહુવચનનું રૂપ.
૯ સૂરતે ઈલ્મિયહ : ઈલ્મ સ્વરૂપે, વૈચારિક સ્વરૂપે, માનસિક સ્વરૂપે કાલ્પનિક સ્વરૂપે આભાસી

પર પહોંચે છે તો હક (તઆલા)ની ઝાત અને સિફાતને અલગ અને તમામ મુમ્કિનાત (મખ્લૂક)ને અલગ પામે છે. મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે:

આબે નીલ અસ્ત બ કિબ્તી ખું નમૂદ,
કિબ્તીઓના માટે નાઈલ નદીનું પાણી લોહી હતું,

કૌમે મૂસા (અલ.)રા નેહ ખૂં બૂદ, આબ બૂદ.
પરંતુ હઝરત મૂસા (અલ.)ની કૌમના માટે એ લોહી ન હતું પરંતુ પાણી હતું.

આગાહી

હઝરત ઈમામે રબ્બાની રહમતુલ્લાહિ અલૈહિએ હઝરત મૌલાના રહમતુલ્લાહિ અલૈહિના એક શએરમાં નાકિસ અને કામિલની ઓળખની સુસ્પષ્ટ દલીલ પેશ કરી દીધી.

## પત્ર ૯૫

### ★ પ્રતિ : મકસૂદ અલી તબરેઝી (રહ.)

આ મુબારક પત્રમાં કુફ્રે શરીઅત અને કુફ્રે તરીકતનું યાને 'હમા ઊસ્ત'નું બયાન છે. એની ચોખવટ ઘણા પત્રોમાં આવી ગઈ છે.

## પત્ર ૯૬

### ★ પ્રતિ : ખ્વાજા હસન બદખ્શી (રહ.)

આપે લખ્યું છે કે હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામે મરઝુલ મૌત (મૃત્યુવેળાની બિમારી)માં કાગળ માંગ્યો અને ઈરશાદ ફરમાવ્યો કે હું તમને લખી આપું કે જેથી તમે મારા પછી ગુમરાહ ન થઈ જાઓ. પરંતુ હઝરત ઉમર બિન ખત્તાબ રદિયલ્લાહો અન્હોએ કાગળ લાવવા ન દીધો. એટલા માટે હઝરત ઉમર રદિયલ્લાહો અન્હોની તરફ બદગુમાની પૈદા થાય છે; કારણ કે

હુઝૂર (સલ.) જે કંઈ ફરમાવતા હતા તે વહીના ઝરીયાથી ફરમાવતા હતા. અને અહકામે વહીને રદ કરવું કુફ્ર છે.

જવાબનો સાર :

મારા અઝીઝ! હુઝૂર (સલ.)નો હરેક કલામ વહી નથી હોતો બલ્કે વહીના નુઝૂલ (ઊતરવા) પર જે ઈઝહાર ફરમાવતા હતા તે કલામ આપ પોતાની તરફથી નહિ બલ્કે ખુદાની તરફથી નાઝિલ થવાનું બયાન ફરમાવ્યા કરતા હતા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમનો કલામ હદીસ છે અને હક તઆલાનો કલામ-વહી-ફરિશ્તાના ઝરીયાથી છે. જો હુઝૂર (સલ.)નો બધો જ કલામ વહી ગાની લેવામાં આવે તો પછી ઈલ્મે હદીસ કયો રહેશે ?! અને હદીસના મુકાબલામાં અલ્લાહના કલામની આયતને સરસાઈ કેવી રીતે આપી શકાય છે ?!

હઝરત ઉમર (રદિ.) એ તે નાઝૂક સમયે કાગળ લાવવા માટે જે મનાઈ કરી તે એટલા માટે ફરમાવ્યું કે આવા સમયમાં હુઝૂર (સલ.)ને તકલીફ આપવું સારું નથી. આપણા માટે કુરઆને મજીદ અને હુઝૂર (સલ.)ની હદીસો અમલના માટે પૂરતાં છે.

જો આપ (સલ.)નો કાગળ લાવવાનો ઈરશાદ 'વહી' હોત તો આપ (સલ.) ફરી બીજી વખત, ત્રીજી વખત ફરમાવતે કારણ કે નબી (સલ.) પર વહીના હુકમને જાહેર કરવો ફર્ઝ હોય છે. પરંતુ હુઝૂર (સલ.)એ બીજી વખતે ન ફરમાવ્યું, એનાથી સાફ સાબિત છે કે હુઝૂર (સલ.)નો તે ઈરશાદ હક (તઆલા)ના હુકમથી ન હતો. એટલે (હઝરત ઉમર રદિ.) હક (તઆલા)ના હુકમને જાહેર કરવામાં આડે આવ્યા એ એઅતેરાઝ સહીહ નથી.

હવે રહી બીજી સુરત. હુઝૂર (સલ.)ના ઈરશાદને હઝરત ઉમર (રદિ.)એ બુગ્ઝ અને અદાવતના કારણે લખાણમાં લાવવા ન દીધું એવું કોઈ સમજે તો તેનું એવું સમજવું ખુદ તેની પોતાની સહાબા (રદિ.) સાથેની અદાવત સાબિત કરે છે; કારણ કે :

એ ત્રણે ખલીફા (રદિ.)નો સમાવેશ 'અસ્હાબ' (રદિ.)માં છે;
એ ત્રણે ખલીફા (રદિ.)નો સમાવેશ 'અશ્રએ મુબશ્શરા[૧]માં છે;
એ ત્રણે ખલીફા (રદિ.)નો સમાવેશ 'અસ્હાબે બદરી'[૨]માં છે;
એ ત્રણે ખલીફા (રદિ.)નો સમાવેશ 'પ્રથમ મુહાજિર સહાબા'[૩] (રદિ.)માં છે;

એ ત્રણે ખલીફા (રદિ.)નો સમાવેશ
'વસ્સાબિકુનસ્સાબિકુન'[૪]માં છે;

એ ત્રણે ખલીફા (રદિ.)નો સમાવેશ
'રોહમાઓ બૈનહુમ'[૫]માં છે;

એ ત્રણે ખલીફા (રદિ.)નો સમાવેશ
'રદિયલ્લાહો અન્હુમ વ રદુ અન્હો'[૬]માં છે.

□

વળી કુરઆને મજીદમાં અલ્લાહ તઆલાએ નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામના સહાબા (રદિ.)ની ઠેર ઠેર તારીફ ફરમાવી છે. અને તમામ સહાબા (રદિ.)માં ત્રણે ખલીફા (રદિ.) સર્વાનુમતિએ મુમતાઝ (અનોખા) છે.

● ૧ અશ્રએ મુબશ્શરા : તે દશ સહાબા (રદિ.) જેઓને હુઝૂર (સલ.)-એ જન્નતની ખુશખબર સંભળાવી હતી.
૨ અસ્હાબે બદરી : જંગે બદરમાં ભાગ લેનારા સહાબા (રદિ.)
૩ પ્રથમ મુહાજિર સહાબા : સૌ પ્રથમ મક્કાશરીફથી હિજરત કરનારા સહાબા (રદિ.)
૪ ભાવાર્થ : 'અને જેઓ ઊંચા દરજ્જાવાળા છે તેઓમાં પણ જેઓ ઊંચા દરજ્જાના છે.'
૫ ભાવાર્થ : '(જેઓ) માંહો માંહે દયાળુ છે.' (પારો ૨૬, સૂરએ ફત્હ, આ. ૨૯)
૬ ભાવાર્થ : 'અલ્લાહ તેઓથી રાજી થયો અને તેઓ અલ્લાહથી રાજી થયા.' (પારો ૭, સૂરએ માએદહ, આ. ૧૧૯)

તેઓએ હુઝૂર (સલ.)ના જાહેરી આંખોથી દર્શન કર્યાં;
તેઓએ હુઝૂર (સલ.)ના મોઅજિઝાઓ જોયાં;
તેઓએ પોતાનો માલ હુઝૂર (સલ.) પર કુરબાન કર્યો;
તેઓએ પોતાના સગાં-સંબંધીઓને કુરબાન કર્યા;
તેઓએ પોતાનું વતન છોડી દીધું;
તેઓએ પોતાની રાહત અને આરામને કુરબાન કર્યા;
તેઓએ પોતાનો જાન બલ્કે સર્વસ્વ હુઝૂર (સલ.)પર કુરબાન કર્યું !

તેઓએ પોતાની સંપૂર્ણ જિંદગી ઈસ્લામનો પ્રચાર અને પ્રસાર કરવામાં વિતાવી !

આટલી બધી કુરબાનીઓ આપવા છતાં પણ જો તેઓમાં નફસાનિયત, અદાવત, કીનો અને કપટ બાકી રહ્યાં હોય તો ખાતમુન્નબીય્યીન અલૈહિસ્સલાતો વસ્સલામની મુબારક સુહબતથી તેઓને શું ફાયદો થયો ?

**નઉઝુબિલ્લાહ** (અલ્લાહની પનાહ)

એટલે એ બુઝુર્ગવારોની તરફ બદગુમાની કરવી, કુરઆને કરીમને અસત્ય ઠેરવવા બરાબર છે અને નબીએ કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામની સુહબતની તાસીરથી બિલકુલ ઈનકાર કરવા સમાન છે.

અલ્લાહ તઆલા એ લોકોને સિરાતે મુસ્તકીમ અને અકલે સલીમ અતા ફરમાવે, જેથી તેઓ પોતાની જહાલતથી વાકેફ થઈ જાય.

ઉપરાંત આ વાત પણ વિચારવા લાયક છે કે,
હુઝૂર (સલ.)એ એવું કયારે ફરમાવ્યું હતું કે,
'કાગળ લાવો, હું અલી (રદિ.)ની ખિલાફતની સનદ લખી આપું !'

હુઝૂર (સલ.)એ તો ફરમાવ્યું હતું કે,

'કાગળ લાવો, હું લખી આપું કે (જેથી તમે) મારા પછી ગુમરાહ ન થાઓ.'

હુઝૂર (સલ.)ના આ શબ્દોથી હઝરત અલી (રદિ.)ની ખિલાફતનો ખ્યાલ ઉપજાવી કાઢવો કયાં સુધી જાઇઝ થઈ શકે છે ?!

હુઝૂર (સલ.)ના શબ્દો

ખિલાફત આપવા કે ન આપવા વિશે ન હતા; અને ખિલાફતનો ભાવાર્થ પણ એનાથી નીકળી શકતો નથી. છતાં ત્રણે ખલીફાઓના દુશ્મનોના દિમાગોમાં ન જાણે કેમ આ વિચારો ભરાઈ બેઠાં છે!

**આગાહી**

હઝરત સા'દી રહમતુલ્લાહિ અલૈહનો શએર અહીં ખૂબ જ અનુરૂપ અને દુરસ્ત છે:

હુનર બ ચશ્મે અદાવત બુઝુર્ગતર ઐબસ્ત,
અદાવતની આંખે જોવામાં આવે તો ખુબી પણ મોટો એબ માલૂમ પડે છે.

ગુલ અસ્ત સા'દી વ દર ચશ્મે દુસ્મનાન ખારસ્ત.
હે સા'દી! દુશ્મનોની આંખે ફૂલો પણ કાંટા દેખાય છે![1]

## પત્ર ૯૭

### ★ પ્રતિ : ખ્વાજા હાશિમ કશ્મિ[2] (રહ.)

તરીકતમાં નકશબંદિયા સિલસિલાની જે ખૂબીઓ અને હકીકતો તેમ જ જે મઆરિફ મેં બયાન કર્યાં છે તથા વિલાયતે

● ૧ ગુજરાતીમાં કહેવત છે: 'જેને કમળો થયો હોય તેને બધુ પીળું જ દેખાય'

૨ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૬૩

મુહમ્મદી (સલ.) અને વિલાયતે ઈબ્રાહીમી (અલ.)ની જે બારીક વાતો, અસરાર[૧] તેમજ નિકાત[૨] મેં બયાન કર્યાં છે તે મશ્શાતગી[૩] રૂપે છે.

દુલ્હન પોતાની સૂરત અને શિકલમાં તો (શૃંગાર પછી પણ) તેવી જ હોય છે જેવી તે (શૃંગાર પહેલાં) હતી પરંતુ મશ્શાતહ[૪] જ્યારે તેને ગુસલ કરાવે છે; વસ્ત્રો પહેરાવે છે અને હરેક રીતે શણગારીને સજાવીને દુલ્હન બનાવે છે ત્યારે તે દુલ્હનના હુસ્ન અને મલાહતમાં (રૂપ, રંગ અને સૌંદર્યમાં) વધારો થઈ જાય છે.

એ જ પ્રમાણે ફકીરે પણ નકશબંદિયા તરીકાના અનવાર અને અસરાર બયાન કરીને એની ખૂબીઓને બમણી કરી દીધી છે નહિતર હકીકતમાં તરીકો તે જ નકશબંદી તરીકો છે.

## પત્ર ૯૮

★ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ સઈદ[૫] (રહ.)
ખ્વાજા મુહમ્મદ માસૂમ[૬] (રહ.)

હક તઆલા

ન આલમમાં દાખલ છે; ન આલમથી બહાર છે;
ન આલમ સાથે સંલગ્ન છે, ન આલમથી અલગ છે.

આલમની સ્થાપના જો કે હક તઆલાની પરિપૂર્ણ કારીગરીથી થયેલી છે પરંતુ એની બુનિયાદ વહમ[૭] અને ખ્યાલ[૮] પર છે છતાં

- ૧ અસરાર : ભેદો, રહસ્યો
૨ નિકાત : સૂક્ષ્મતાઓ
૩ મશ્શાતગી : શૃંગાર, શણગાર, સજાવટ
૪ મશ્શાતહ : શૃંગાર કરાવનાર, સજાવનાર
૫ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક–૫૪
૬ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક–૩૯
૭ વહમ : આભાસ, ભ્રમણા
૮ ખ્યાલ : કલ્પના, વિચાર

આલમનું આ વુજૂદ વહમ અને ખ્યાલના ઊઠી જવાથી બેવુજૂદ થઈ નથી શકતું; એટલે કાયમી રંજ અને રાહતનો મામલો એની સાથે જ સંકલિત છે.

દાખલા તરીકે:

લાઠીના બંને છેડે કપડાંના બે દડા તેલ[1]માં બોળીને બાંધવામાં આવે અને તે બંને દડાને સળગાવીને પછી લાઠીને ચક્રની જેમ ગોળ-ગોળ ફેરવવામાં આવે ત્યારે ગોળ ફરતાં દડા દેખાતાં નથી બલ્કે આગનું એક ગોળ વર્તુળ હોવાનો આભાસ થાય છે.

જોકે હકીકતમાં આગનું એ ગોળ વર્તુળ હોતું નથી છતાં એ ગોળ વર્તુળ વુજૂદ જરૂર ધરાવે છે. જો એનું વુજૂદ જ ન હોત તો તે ન દેખાતે, ન રોશની થતે કે ન આગની ગરમી હોતે. આ સર્વ વાતોનું વુજૂદ વર્તુળના વુજૂદનું સમર્થન કરે છે; ભલેને એનું વુજૂદ વહમ અને ખ્યાલની કક્ષાનું (આભાસી) છે; ખરેખરું નથી.

એ જ પ્રમાણે આલમનું વુજૂદ ભલે વહમ અને ખ્યાલમાં છે; છતાં એનું આ વુજૂદ, બે વુજૂદ પણ નથી.

એ જ હક તઆલાની કમાલે કુદરત છે.

**આગાહી**

ખુદ આલમનું વુજૂદ વહમ અને ખ્યાલ પર હોવા છતાં ઈન્સાનના વહમ અને ખ્યાલ ખુદ ઈન્સાનના પોતાના વુજૂદના વહમ અને ખ્યાલની હકીકત સુધી નથી પહોંચી શકતા તો તેના ખાલિકની કુદરતને શું જાણી શકે?

અને જો ખાલિક (સર્જનહાર)ની સિફતે ખલ્ક (સર્જનશક્તિ) સુધી ઈન્સાનના વહમ અને ખ્યાલ નથી પહોંચી શકતાં તો તેની ઝાતમાં ચિંતન-મનન અને શોધખોળ કરવું નાદાની નથી તો બીજું શું છે?

• ૧ તેલ : કેરોસીન, પેટ્રોલ વગેરે જ્વલનશીલ પ્રવાહી

ઈન્સાનની ઝાતનો કિયામ અને વુજૂદનો કિયામ રૂહ છે. અને રૂહની શાખા વહમ અને ખ્યાલ છે. જ્યારે ઈન્સાન પોતાની અસલ (જડમૂળ)ની શાખાને જ સમજી નથી શકતો અને ખ્યાલના વુજૂદને નથી જોઈ શકતો તો ખાલિકની સિફાતો યા ખાલિકની ઝાતને શું જાણી શકે અને શું ઓળખી શકે?

હઝરત મૌલાના રૂમી રહમતુલ્લાહિ અલૈહેએ પણ ફરમાવ્યું છે:

અય બિરૂં અઝ વહમો કાલો કીલે મન,
હે ખુદા! તારી ઝાત મારી કલ્પના અને વાણીથી પર છે,

ખાક બર ફર્કે મનો તમ્સિલે મન
ધૂળ પડે મારી ઉપમાઓ અને મિસાલો પર.

□

## પત્ર ૯૯

★ પ્રતિ : મીર મુહમ્મદ નુઅમાન[1] (રહ.)

નોંધ

હઝરતના ખલીફા મીર મુહમ્મદ નુઅમાન (રહ.)એ પૂછેલા કેટલાક પ્રશ્નો અને હઝરતે લખેલા તેના જવાબોનો ટૂંકસાર નીચે પ્રમાણે છે.

□

સવાલ-૧

તરક્કી અને ઉરૂજ વખતે કેટલીક વેળા સાલિક પોતાને સહાબા (રદિ.)ના મકામમાં નીહાળે છે અને કેટલીક વેળા પોતાને અંબિયા અલૈહિમુસ્સલામના મકામમાં નીહાળે છે.

(એની ખરી હકીકત શું છે?)

● ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક-૨૯

જવાબ

ઓલિયાએ સાલેકીન પોતાને સહાબા (રદિ.)ના અને હઝરાતે અંબિયા (અલ.)ના મકામમાં જુએ છે તે એવું છે કે:

કોઈ ફકીર કોઈ ધનવાનના મકાનમાં ચાલ્યો જાય;

અથવા

કોઈ ચોબદાર, નકીબ કે ઝાડૂવાળો બાદશાહના મહેલમાં પહોંચી જાય.

જેમ ફકીર ધનવાનના મકાનમાં ચાલ્યો જાય તેથી તે ધનવાન થઈ જતો નથી; અને

ચોબદાર વગેરે બાદશાહના મહેલમાં પહોંચી જાય તેથી બાદશાહ થઈ જતાં નથી તેમ

સાલિક પોતાને સહાબા (રદિ.)ના યા અંબિયા (અલ.)ના મકામમાં જુએ તેથી તેઓના સમાન થઈ જતો નથી. જો કોઈ સાલિક પોતાને તેઓના સમાન સમજે તો એ તેની સરાસર ગલતી છે.

વળી જો કોઈ આરિફ હઝરાતે સહાબા (રદિ.)ની પૈરવીથી યા હઝરાતે અંબિયા (અલ.)ની પૈરવીથી ઉપર દર્શાવેલી મિસાલ પ્રમાણે, (તેઓના મકામોમાં) પહોંચે તો તેઓના પર કટાક્ષ કરવું પણ ગલતીથી ખાલી નથી.

જો સહાબા (રદિ.)માંથી કોઈ સહાબી (રદિ.) હઝરત અબૂબકર સિદ્દીક રદિયલ્લાહો અન્હોના મર્તબાને નથી પહોંચી શકતા તો ગૈર સહાબા, હઝરાતે સહાબા (રદિ.)ની યા હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામની બરાબરી કેવી રીતે કરી શકે? જો કોઈ તેઓની બરાબરીનો ખ્યાલ કરે તો તે ઝિન્દિક અને કાફિર છે.

સવાલ-૨

અલ્લાહ તઆલા કુરઆને મજીદમાં ઈરશાદ ફરમાવે છે:

'જે મુસીબત તમારા પર આવે છે તે તમારા હાથોની કમાઈ-નો નતીજો છે.'

એનાથી એ માલૂમ પડે છે કે જે શખ્સ વધારે બૂરાઈઓ કરે તે વધારે મુસીબતોમાં ગીરફતાર થશે. એટલે હઝરાતે અંબિયા (અલ.) અને ઔલિયા (રહ.)ના સિવાય બીજાઓ પર બલા અને મુસીબત વધારે આવવી જોઈએ. હઝરાતે અંબિયા (અલ.) અને ઔલિયા (રહ.) પર બલા અને મુસીબત આવવી ન જોઈએ. કારણ કે એ લોકો અલ્લાહની રઝા (ખૂશી)ના ખિલાફ (કોઈ કામ) નથી કરતાં પરંતુ મામલો એનાથી ખિલાફ એ છે કે દુનિયામાં હઝરાતે અંબિયા (અલ.) તેમ જ ઔલિયા એ કિરામ (રહ.) (વધારે) મુસીબતો અને દુઃખોમાં ગીરફતાર રહ્યા છે એનું કારણ શું છે?

જવાબ

દુનિયા નેઅમત અને લિજ્જતના માટે નથી. નેઅમત, લિજ્જત અને આરામના માટે આખિરત બનાવવામાં આવેલી છે. દુનિયા અને આખિરત એક બીજાની સૌત[1] ઝિદ અને નકીઝ[2] છે એટલે

એક રાજી થશે તો બીજી નારાજ થશે.

એકમાં લિજ્જત મેળવશે તો બીજામાં રંજ અને દુઃખ પ્રાપ્ત કરશે.

એટલે ઈન્સાન દુનિયામાં જેટલા પ્રમાણમાં લિજ્જત અને નેઅમતની સાથે રહેશે એટલા જ પ્રમાણમાં આખિરતમાં રંજ અને દુઃખ ઉઠાવશે.

- ૧ સૌત : એક પુરુષની એક સાથે બે પત્ની હોય તો તે બંને એકબીજાની સૌત (શોક) છે.
  ૨ ઝિદ અને નકીઝ : વિરોધી વસ્તુઓ દા. ત. અંધારુ-અજવાળું, સત્ય-અસત્ય, કુફ્ર-ઈમાન...વગેરે

એ જ પ્રમાણે જે શખ્સ દુનિયામાં વધારે ભાગે રંજ અને દુઃખમાં ગીરફતાર થશે; તે આખિરતમાં એટલા જ પ્રમાણમાં વધારે નેઅમતમાં હશે.

કાશ! દુનિયાની બકાને આખિરતની બકા જોડે એટલી જ નિસ્બત હોત જેટલી બિંદુને સિંધુ (સાગર)ની સાથે છે! પરંતુ દુનિયાને આખિરતની સાથે એટલી પણ નિસ્બત નથી!

એટલા માટે (ખુદાએ પોતાના) દોસ્તોને પોતાના ફઝલો કરમથી અહીંની થોડા દિવસની મહેનત અને મુસીબતમાં ગીરફતાર કર્યા કે જેથી તેઓને કાયમી નાઝ અને નેઅમતમાં મેહઝૂઝ[1] અને મસરૂર રાખે.

અને દુશ્મનોને મક્ર અને ઈસ્તેદરાજના મુજબ થોડીક લિજ્જતોની સાથે મેહઝૂઝ કરી દીધાં કે જેથી આખિરતમાં બેશુમાર રંજ અને દુઃખમાં ગીરફતાર રહે.

**આગાહી**

દુનિયામાં સર્વ અંબિયા (અલ.)ના કરતાં હુઝૂર (સલ.)એ વધારે તકલીફો ઉઠાવી અને સૌથી વધારે નાદાર (મુફલિસ) હુઝૂર (સલ.) રહ્યા. અહીં સુધી કે વફાતના સમયે દીવામાં તેલ પણ ન હતું. અંધારામાં ઈન્તેકાલ ફરમાવ્યો.

એટલા જ માટે હુઝૂર (સલ.) સર્વ અંબિયા (અલ.)ના કરતાં પહેલાં જન્નતમાં દાખલ થશે.

જ્યારે અંબિયા (અલ.)ના મુકાબલામાં અંબિયા (અલ.)ને આ બુઝુર્ગી અને ફઝીલત હાસિલ છે તો કાફિરોના મુકાબલામાં મોમિનોને આ સબકત (સરસાઈ), બુઝુર્ગી અને રાહત મળવું સ્વાભાવિક જ લાઝિમ, ઐન ઈન્સાફ અને કરમ છે.

**સવાલ-૩**

કાફિર ફકીર જે દુનિયા અને આખિરતમાં (બંનેમાં) મેહરૂમ

• ૧ મેહઝૂઝ : લુત્ફ ઉઠાવનાર, આનંદ માણનાર

છે; દુનિયામાં તેનું દુઃખોમાં અને મુસીબતોમાં ગીરફતાર રહેવું આખિરતમાં લિજ્જત અને નેઅમત મેળવવાનું નિમિત્ત નથી! એનું શું કારણ છે?

**જવાબ**

કાફિર ખુદાનો દુશ્મન અને કાયમી અઝાબનો અધિકારી છે. દુનિયામાં તેનાથી અઝાબને દૂર રાખવો અને તેને તેની મરજી અને વર્તન પર છોડી દેવું તેના હકમાં ઐન નાઝ અને નેઅમત અને લિજ્જત છે. એટલા જ માટે કહેવામાં આવ્યું છે કે:

'કાફિરના હકમાં દુનિયામાં જન્નત છે!'

**સવાલ-૪**

હક તઆલા તમામ ચીઝો પર કાદિર (સર્વ શક્તિમાન) છે. તે અગર દોસ્તોને દુનિયામાં પણ લિજ્જત અને નેઅમત બખ્શે અને આખિરતમાં પણ નાઝ અને નેઅમત અતા ફરમાવે તો શું તાજ્જુબ છે!

**જવાબ-(પહેલો)**

દુનિયામાં જો થોડા દિવસની મહેનત અને બલાઓને બરદાશ્ત ન કરતે તો આકેબતની લિજ્જત અને નેઅમતની કદર ન કરતે. તેમ જ કાયમી તંદુરસ્તી અને સુખની નેઅમતને ખૂબીપૂર્વક જાણી ન શકતે. કારણ કે:

જ્યાં સુધી ભૂખ ન હોય, ભોજનની લિજ્જત નથી આવતી,

જ્યાં સુધી મુસીબત ન આવે, ફરાગત અને આરામની કદર નથી થતી.

મુસલમાનોના માટે આ તકલીફો જલાલ (રૌદ્ર) સ્વરૂપમાં છે. પરંતુ એનો અંજામ જમાલ (સૌમ્ય) સ્વરૂપમાં છે.

કાફિરોની દુનિયાની નેઅમત જમાલના સ્વરૂપમાં છે. પરંતુ એનો અંત જલાલના સ્વરૂપમાં છે.

**આગાહી**

ગરમીની પરાકાષ્ઠા પછી ઠંડી પ્રગટ થાય છે. અને
ઠંડીની પરાકાષ્ઠા પછી, ગરમી પ્રગટ થાય છે.

માતાની (વધારે પડતી) મુહબ્બતનો અંજામ ઔલાદની ખરાબી છે.

બાપની સખ્તી, ઈલ્મ અને તહઝીબ (સંસ્કાર) વગેરેનો અંજામ ઐશ અને આરામ છે.

મૌલાના રૂમી (રહ.) (ફરમાવે છે):

સુલ્હહા બાસદ ઉસૂલે જંગહા,
સુલેહ જંગનો પાયો (સબબ) છે;

જંગહા બાશદ ઉસૂલે સુલ્હહા.
અને જંગ સુલેહનો પાયો (સબબ) છે.

□

**જવાબ (બીજો)**

મુસીબત અને તકલીફને સામાન્ય લોકો રંજ અને ગમનું કારણ સમજે છે પરંતુ ખાસાને ખુદા (ઔલિયા અલ્લાહ) એને હક (તઆલા)ના તરફથી સમજે છે અને એ તકલીફોથી લિજ્જત હાસિલ કરે છે.

**આગાહી**

જો કોઈને ખુજલી[૧]નો રોગ થયો હોય તો તેને ખંજવાળવામાં એવી મઝા પડે છે કે પોતાના શરીરની ચામડી પોતાના જ નખો વડે ખોતરીને લોહી કાઢી નાખે છે!

ખંજવાળવાના સમય દરમ્યાન બીજાઓને એ જોઈને જોકે તકલીફ મેહસૂસ થાય છે પરંતુ દર્દીને રાહત (થાય છે.)

એ જ પ્રમાણે ખાસાને ખુદાને હરેક તકલીફમાં રાહત છે અને જોનારાઓની નજીક તકલીફ છે.

• ૧ ખૂજલી : ખંજવાળ, ખરજવું

જવાબ (ત્રીજો)

આ દુનિયા આઝમાઈશ અને કસોટીની જગા છે. અહીં હક બાતિલની સાથે અને જુઠો સાચાની સાથે ભળેલો છે.

જો દોસ્તોને બલા અને મેહનત ન આપતે; માત્ર દુશ્મનોને આપતે તો દોસ્ત અને દુશ્મનની પરખ ન થતે; તથા અખ્તિયાર અને આઝમાઈશ (કસોટી)ની હિકમત બાતિલ થતે. એ કાર્ય 'ઈમાન બિલગૈબ'ની વિરુદ્ધ છે. જેમાં દુનિયા અને આખિરતની ભલાઈ શામેલ છે.

દોસ્તોને પણ મેહનત અને બલામાં એટલા માટે ગીરફતાર કર્યાં છે કે જેથી કસોટી અને આઝમાઈશની હિકમત પૂર્ણ થાય તથા દોસ્ત એન બલામાં લિજ્જત મેળવે અને દિલના આંધળા દુશ્મનો નુકસાન પામે.

હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામની સાથે એ જ મામલો થયો છે કે કયારેક આ તરફનો ગલ્બો થયો છે અને કયારેક પેલી તરફનો. જંગે બદરમાં અહલે ઈસ્લામની ફતેહ થઈ અને જંગે ઉહદમાં કાફિરોનો ગલ્બો રહ્યો.

જવાબ (ચોથો)

ખુદાવંદ તઆલા એ વાત પર કાદિર (શકિતમાન) છે કે પોતાના દોસ્તોને અહીં પણ નેઅમત અને રાહત અતા ફરમાવે અને આકેબતમાં પણ (રાહત અતા ફરમાવે) પરંતુ એ વાત અલ્લાહ તઆલાની આદત અને હિકમતના ખિલાફ છે.

જોકે બલા અને મુસીબતનું આવવું ગુનાહોનો સબબ છે. પરંતુ મોમિનના માટે બલા અને મુસીબત ગુનાહનો કફ્ફારો છે. અને ગુનાહના અંધકારને દૂર કરનાર છે; કારણ કે મોમિન તકલીફના વખતે અને ગુનો થઈ જવાના વખતે જનાબે ઈલાહીમાં આજિઝી, ઈન્કેસારી, અસ્તગફાર, કરે છે. એનાથી વિરુદ્ધ કાફિરો તકલીફના વખતે પણ ગૈરુલ્લાહની તરફ મુખાતિબ થઈને તેઓથી મદદ ચાહે

છે; અને રાહતમાં પણ. જેથી તેઓની બંને હાલતો ખુદાથી દૂરી અને ગુસ્સાનું કારણ બને છે. એટલા જ માટે હક તઆલાનો ઈરશાદ છે :

'વમા દુઆઉલ કાફેરીન ઈલ્લા ફી દલાલ'
'અને કાફિરોની દુઆ બિલ્કુલ બેઅસર છે.'

□

'દુર્રેલાસાની' ના
બીજા ભાગના
તમામ પત્રો અહીં
પૂરા થાય છે.
હવે કેટલાંક પરિશિષ્ટો
આપવામાં આવે છે.
તે પછી ત્રીજો ભાગ
શરૂ થશે.

# પરિશિષ્ટ : ૧

## જેઓના નામે પત્રો લખાયેલા છે તેઓની નામાવલી

**સૂચના**

૧ વ્યક્તિના નામની આગળ વપરાતા માનવાચક શબ્દો પાછળ કૌંસમાં લખ્યા છે તે આગળ વાંચવા વિનંતી.

૨ પરિશિષ્ટ–૧ની નામાવલીમાંથી શકય એટલાનો ટૂંક પરિચય પરિશિષ્ટ-૨માં એ જ ક્રમાંકથી આપ્યો છે.

| ક્રમાંક | નામ | પત્ર ક્રમાંક | પત્રની સંખ્યા |
|---|---|---|---|
| | **અ** | | |
| ૧ | અજ્ઞાત (કોઈ સમકાલીન શેખના નામે) | ૫૩ | ૧ |
| ૨ | અજ્ઞાત (સામાના કસ્બાના લોકોના નામે) | ૧૫ | ૧ |
| ૩ | અફઝલ (મૌલાના મુહમ્મદ) | ૪૩ | ૧ |
| ૪ | અબ્દુલ અઝીઝ (શેખ) જોનપૂરી | ૧ | ૧ |
| ૫ | અબ્દુલ કાદિર (મૌલાના) અંબાલવી | ૫૬, ૬૪ | ૨ |
| ૬ | અબ્દુલ બાકી (સૈયદ) સારંગપૂરી | ૩૯ | ૧ |
| ૭ | અબ્દુલ વાહિદ (મૌલાના) લાહોરી | ૭૦ | ૧ |
| ૮ | અબ્દુલ હક (શેખ) દહેલવી | ૨૯ | ૧ |
| ૯ | અબ્દુલ હય (મૌલવી) હિસારી | ૭, ૩૭ | ૨ |
| ૧૦ | અબ્દુલ્લાહ (ખ્વાજા મુહમ્મદ) | ૩૫, ૫૯ | ૨ |
| ૧૧ | અરબ ખાન (મિર્ઝા) | ૯૦ | ૧ |
| ૧૨ | અશરફ (મુહમ્મદ) | ૩૦ | ૧ |
| ૧૩ | અહમદ બર્કી | ૧૪ | ૧ |
| ૧૪ | આરિફ (મુલ્લા) ખતની | ૯ | ૧ |
| | **ઇ** | | |
| ૧૫ | ઇસા (ખ્વાજા મુહમ્મદ) | ૨૩ | ૧ |

| ક્રમાંક | નામ | પત્ર ક્રમાંક | પત્રની સંખ્યા |
|---|---|---|---|
| | **ક** | | |
| ૧૬ | કુલીજ ખાન (મિર્ઝા) | ૩૨ | ૧ |
| ૧૭ | કાસિમ (મુહમ્મદ) બદખ્શી | ૪૭ | ૧ |
| | **ખ** | | |
| ૧૮ | ખાન ખાનાન | ૮, ૬૨, ૬૬ | ૩ |
| ૧૯ | ખાન જહાન | ૬૭ | ૧ |
| | **ગ** | | |
| ૨૦ | ગદા (ખ્વાજા મુહમ્મદ) | ૪૯ | ૧ |
| ૨૧ | ગુલામ મુહમ્મદ | ૧૨ | ૧ |
| ૨૨ | ગાઝી (મુલ્લા) | ૫૭ | ૧ |
| | **જ** | | |
| ૨૩ | જમાલ (શેખ) નાગોરી | ૧૮ | ૧ |
| ૨૪ | જમાલુદ્દીન (ખ્વાજા) | ૪૨ | ૧ |
| | **ત** | | |
| ૨૫ | તકી (મુહમ્મદ) | ૩૬, ૫૮, ૬૦ | ૩ |
| ૨૬ | તાલિબ (મુહમ્મદ) બદખ્શી | ૪૮ | ૧ |
| ૨૭ | તાહિર (શેખ મો. મુહમ્મદ) બદખ્શી | ૨૦, ૨૭, ૮૬ | ૩ |
| | **દ** | | |
| ૨૮ | દારાબ ખાન | ૭૮ | ૧ |
| | **ન** | | |
| ૨૯ | નૂઅમાન (મીર મુહમ્મદ) બદખ્શી | ૪, ૯૨, ૯૯ | ૩ |
| ૩૦ | નૂરે મુહમ્મદ પટની, તિહારી | ૮૫, ૩૪, | ૨ |
| ૩૧ | નૂર મુહમ્મદ અંબાલવી | ૬૩ | ૧ |

| ક્રમાંક નામ | પત્ર ક્રમાંક | પત્રની સંખ્યા |
|---|---|---|
| **ફે** | | |
| ૩૨ ફતેહ ખાન અફગાન | ૮૭ | ૧ |
| ૩૩ ફરીદ (શેખ) થાનેસરી | ૪૧ | ૧ |
| ૩૪ ફખ્ર (મૌલાના) હુસૈન | ૭૬ | ૧ |
| **બ** | | |
| ૩૫ બદરૂદ્દીન (મૌલાના) | ૬૦ | ૧ |
| ૩૬ બદીઉદ્દીન (શેખ) સહારનપૂરી | ૧૬, ૮૮ | ૨ |
| **મ** | | |
| ૩૭ મકસૂદ અલી તબ્રેઝી | ૬૫ | ૧ |
| ૩૮ મહમૂદ (મીર) | ૮૩ | ૧ |
| ૩૯ માસૂમ (ખ્વાજા મુહમ્મદ) | ૬, ૧૧, ૫૫<br>૭૨, ૭૭, ૯૮ | ૬ |
| ૪૦ મુઝફ્ફર (મિર્ઝા) | ૭૫ | ૧ |
| ૪૧ મુરાદ (મુહમ્મદ) બદખ્શી | ૬૯ | ૧ |
| ૪૨ મુરાદ (મુહમ્મદ) તુર્કોગી | ૮૧ | ૧ |
| ૪૩ મુહમ્મદ મોમિન | ૬૪ | ૧ |
| ૪૪ મુહમ્મદ (સૈયદ) શાહ | ૫૪ | ૧ |
| ૪૫ મુહમ્મદ (હાજી) ફર્કતી | ૨૪, ૩૦ | ૨ |
| ૪૬ મુહિબ્બુલ્લાહ (મીર) | ૧૯, ૮૯ | ૨ |
| ૪૭ મેહદી (ખ્વાજા) કશ્મીરી | ૫૨ | ૧ |
| ૪૮ મોદૂદ (મિયાં) | ૧૦ | ૧ |
| **ય** | | |
| ૪૯ યૂસુફ (શેખ) બર્કી | ૭૯ | ૧ |
| ૫૦ યૂસુફ (હાજી) કશ્મીરી | ૩૮ | ૧ |

Maktabe Ashraf

□

# પરિશિષ્ટ : ૨

## જેઓના નામે પત્રો લખાયેલા છે તેઓનો ટૂંક પરિચય

**સૂચના :**

૧ પરિશિષ્ટ-૧માં આપેલી નામાવલીમાંથી શક્ય એટલાનો ટૂંક પરિચય આ પરિશિષ્ટમાં આપ્યો છે.

૨ આધાર ગ્રંથોની યાદી પરિશિષ્ટના અંતે આપી છે.

### ૧ અજ્ઞાત

પત્ર નં. ૫૩ હઝરતે કોઈ સમકાલીન મશાઈખને સંબોધીને લખેલો હોવાનું જણાય છે પરંતુ ચોક્કસ વિગતો મળી શકી નથી.

### ૨ અજ્ઞાત

પત્ર નં. ૧૫ હઝરતે 'સામાનહ' નામના કસ્બાના સૈયદ, કાઝી અને રઈસોને સામુહિક પત્ર લખેલો છે પરંતુ ચોક્કસ વિગતો મળી શકી નથી.

### ૩ મૌલાના મુહમ્મદ અફઝલ

મોટે ભાગે મૌલાના મુહમ્મદ અફઝલ પાનીપતી તરફ નિર્દેશ છે. આપ પાનીપતના મશહૂર આલિમ હતા. સાહિત્ય, કાવ્ય રચના અને હિકમતમાં અનોખા હતા. રાત-દિવસ અધ્યાપન અને અધ્યયનમાં મશગૂલ રહેતા હતા.

મૌલાના મુહમ્મદ અફઝલને શાહઝાદા ખુર્રમે મુફતી અબ્દુર્રહમાનની જોડે હઝરતની પાસે સજદએ તઅઝીમીના સિલસિલામાં મોકલ્યા હતા.

### ૪ શૈખ અબ્દુલ અઝીઝ જોનપૂરી

શૈખ અબ્દુલ અઝીઝ બિન ફખ્રુદ્દીન જોનપૂરમાં પૈદા થયા. ત્યાં જ તર્બિયત મેળવી. પોતાના વાલિદની પાસે દર્સી કિતાબો પઢી તેમજ સુલૂકની તકમીલ પણ કરી અને તેમના જ મસ્નદે ઈરશાદ

પર બેઠા. 'સીરુલ ઔલિયા' લખી જેમાં પોતાના મશાઈખના જીવન વૃત્તાંતો છે. સાઢબે સિલસિલા થયા.

### ૫ મૌલાના અબ્દુલ કાદિર અંબાલવી

આપે શેખ અબ્દુલ મલિક ઈબ્ને અબ્દુલ ગફુર પાનીપતીથી ઈલ્મ હાસિલ કર્યો પછી શેખ અબ્દુર્રઝ્ઝાક જન્જાનવીના હાથ પર બૈઅત કરી. તે પછી હજ્જ અને ઝિયારતના માટે તશરીફ લઈ ગયા. ઘણી કિતાબોના કર્તા છે. હી. સ. ૧૦૧૧માં ઉજ્જૈનમાં વફાત થઈ.

### ૬ સૈયદ અબ્દુલ બાકી સારંગપૂરી

આપનાં નામે એક પત્ર નં. ૩૯ છે. વિગત મળી નથી.

### ૭ મૌલાના અબ્દુલ વાહિદ લાહોરી

આપને હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) એ બાતિની તર્બિયતના માટે હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ને સોંપ્યા હતા. આપ વિપુલ પ્રમાણમાં મુરાકિબા અને ઈબાદત કરતા હતા. 'ઝુબ્દતુલ મકામાત'ના કર્તા મૌલાના મુહમ્મદ હાશિમ કશ્મી (રહ.) ફરમાવે છે :

'એક દિવસે આપે મને પૂછ્યું કે,

'શું જન્નતમાં નમાઝ ન હશે?!

મેં કહ્યું કે :

ન હશે. જન્નતમાં નમાઝ ક્યાંથી હોય! જન્નત તો આમાલના બદલા (વળતર)ની જગા છે; આમાલ કરવાની જગા નથી.

આપે આ જવાબ સાંભળીને એક ઠંડી આહ ભરી અને રડવા લાગ્યા અને હસરત ભરેલા લેહજામાં ફરમાવવા લાગ્યા :

આહ! નમાઝ વગર જન્નતમાં કેમ રહેવાશે!'

આપે એક પત્રમાં હઝરતને લખ્યું હતું કે :

'ક્યારેક નમાઝમાં સિજદાની હાલતમાં એવી કૈફિયત પૈદા થાય છે કે સિજદાથી શિર ઉઠાવવાનું દિલ નથી ચાહતું !'

## ૮ શૈખ અબ્દુલ હક દહેલવી (રહ.)

હઝરત શૈખ અબ્દુલ હક મુહદ્દિસ દહેલવી (રહ.)ની શખ્સીયત પરિચયની મોહતાજ નથી. હી. સ. ૯૫૮માં દિલ્હીમાં પૈદા થયા. પોતાના વાલિદ માજિદ હઝરત સૈફુદ્દીન કાદરી (રહ.)થી તાલીમ અને તર્બિયત મેળવી અને કુરઆન મજીદ હિફ્ઝ કર્યું.

હી. સ. ૯૯૫માં આપ હજ્જ માટે ગયા. ત્યાં શૈખ અબ્દુલ વહાબ મુત્તકીથી ફૈઝ હાસિલ કર્યો. તે પછી દિલ્હી પાછા આવીને હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)થી બૈઅતનો શર્ફ હાસિલ કર્યો.

આપની લખેલી કિતાબોની સંખ્યા એકસો કરમાં પણ વધારે છે. શાહ જહાનના શાસનમાં ૨૧ રબીઉલ અવ્વલ હી. સ. ૧૦૫૨માં વફાત પામ્યા. દિલ્હી નજીક મહેરોલી નામના સ્થળે આપનો મઝારે મુબારક છે.

## ૯ મૌલવી અબ્દુલ હય હિસારી (રહ.)

આપ હિસાર શાદમાન (ઈસ્ફહાન ઈલાકા)ના મોટા આલિમ અને પરહેઝગાર હતા. શાદમાનથી હિન્દુસ્તાન આવીને પટનામાં નિવાસ કર્યો. ત્યાંથી આપ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં હાજર થઈ બૈઅત થયા અને થોડા જ અરસામાં ઉચ્ચ મકામ હાસિલ કર્યો.

હઝરતની મોટા ભાગની ખિદમતો આપના હસ્તક હતી. ઘણા વરસ હઝરતની ખિદમતમાં રહીને ફૈઝ હાસિલ કર્યો. હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)ની ફરમાઈશથી મકતૂબાત શરીફના બીજા ભાગનું સંપાદન હી. સ. ૧૦૨૮માં આપે જ કર્યું.

ખિલાફત આપ્યા બાદ હઝરતે આપને પટના રવાના કર્યા. ત્યાં આપને ખૂબ મકબૂલિયત હાસિલ થઈ. હઝરતે આપના વિશે

ફરમાવ્યું હતું કે આપ પટનાના કુતુબ છે. હી.સ. ૧૦૫૦માં હજ્જ માટે તશરીફ લઈ ગયા. હજ્જના માટે રવાનગી વખતે આપની ઉંમર સાઠ વર્ષની હતી. હી.સ. ૧૦૭૦માં વફાત થઈ.

## ૧૦. ખ્વાજા મુહમ્મદ અબ્દુલ્લાહ (રહ.)

આપ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના નાના પુત્ર છે અને 'ખ્વાજા ખુર્દ' તરીકે ઓળખાય છે. આપનો જન્મ ૬ રજબ, હી.સ. ૧૦૧૦ મુતાબિક ૪, ફેબ્રુઆરી ૧૬૦૨ માં થયો. શિકલ, સૂરત અને સિરતમાં પોતાના વાલિદે બુઝુર્ગવારની હુબહુ તસ્વીર હતા.

આપ માત્ર બે વર્ષની ઉંમરના હતા ત્યારે હઝરત ખ્વાજા (રહ.)નો ઈન્તેકાલ થયો એટલે આપને પ્રાથમિક તાલીમ હઝરત ખ્વાજા હિસામુદ્દીન (રહ.)એ આપી. આપે શેખ શાકિર મુહમ્મદ અને શેખ અબ્દુલ હક મુહદ્દીસ દહેલવી (રહ.)થી પણ કિતાબો પઢી.

આપ બાલિગ થયા ત્યારે હઝરત મુજદ્દીદ અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં હાજર થયા અને ત્યાં આપે બાતિની તેમ જ રૂહાની તાલીમની સાથે ઈલ્મે કલામ અને તસવ્વુફની ઉચ્ચ કક્ષાની કિતાબો પણ હઝરતથી પઢી. હઝરતે આપને ખિલાફત પણ આપી.

આપ કુરઆને કરીમના હાફિઝ હતા. આપે અનેક કિતાબો પણ લખેલી છે. આપના શાગિર્દોમાં હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિસ દહેલવી (રહ.)ના વાલિદે બુઝુર્ગવાર હઝરત શાહ અબ્દુર્રહીમ (રહ.), તેમ જ હઝરત શાહ અબ્દુર્રહીમ સાહબ (રહ.)ના મોટા ભાઈ શેખ અબુર્રઝા મુહમ્મદનો પણ સમાવેશ થાય છે.

આપની વફાત બુધવારે, ૨૫ જમાદીલ ઉલા, હી.સ. ૧૦૭૪માં થઈ. આપનો મઝારે મુબારક આપના વાલિદે બુઝુર્ગવાર હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની નજીક એ જ કબ્રસ્તાનમાં છે.

હઝરત શાહ વલીયુલ્લાહ સાહબ (રહ.)થી એમના વાલિદ બુઝુર્ગવારે ફરમાવ્યું કે :

'હે વલીયુલ્લાહ!' જ્યારે મારા મુરશિદ સૈયદ અબ્દુલ્લાહ સાહબે ઈન્તેકાલ ફરમાવ્યો ત્યારે હું બીમાર હોવાથી જનાઝા સાથે જઈ શક્યો નહિ. તબિયત સુધર્યા પછી હું કબ્રસ્તાન ગયો અને ત્યાં પૂછપરછ કરી કે ફલાણા દિવસે ફલાણા બુઝુર્ગનો ઈન્તેકાલ થઈ ગયો હતો તેમની કબર શરીફ ક્યાં છે? તે શખ્સે જે કબર બતાવી તે કબર પાસે જઈને હું કુરઆન શરીફ પઢવા બેસી ગયો. પરંતુ તે કબર તેમની ન હતી. જે કબરમાં આપ દફન થયેલા હતા તે કબરમાંથી (આપે) મને બુલંદ અવાજથી ફરમાવ્યું કે:

'અબ્દુર્રહીમ! મારી કબર આ છે!'

એ અવાજ સાંભળીને, ઉઠીને તે તરફ જવાનો મેં ઈરાદો કર્યો તો ફરી પાછું કબરમાંથી (આપે) ફરમાવ્યું કે:

'અબ્દુર્રહીમ! તે કબર પણ મુસલમાનની છે. ત્યાં કુરઆન શરીફ પઢીને પછી મારી કબર પર આવો!'

જ્યારે મેં આપની કબર શરીફ પર કુરઆન શરીફ પઢવાનું શરૂ કર્યું તો તજવીદના લિહાઝથી અથવા ખરેખર કોઈક જગાએ ભૂલ થઈ જતી તો આપ તેજ વખતે કબરમાંથી ફરમાવતા કે:

'અબ્દુર્રહીમ! આ પ્રમાણે પઢવું જોઈએ!'

## ૧૧ મિર્ઝા અરબ ખાન

જહાંગીરના રાજ્ય અમલ દરમ્યાન અમીર હતા. શાહજહાનના જમાનામાં 'ફતેહ આબાદ' અને 'ધારવાર'ના કિલ્લેદાર હતા. હી. સ. ૧૦૬૩માં ઈન્તેકાલ થયો.

## ૧૨ ખ્વાજા મુહમ્મદ અશરફ કાબુલી (રહ.)

આપ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના ખાસ લોકો પૈકી હતા. હઝરતે આપને 'ફનાએ અતમ'ની ખુશ ખબર આપી અને આપે બાતિની સુલૂકની તકમીલ કરીને ખિલાફત મેળવી.

### ૧૩ મુલ્લાહ અહમદ બર્કી (રહ.)

'બર્ક', કાબુલ અને કંદહારની વચ્ચે આવેલું શહેર છે. આપ એ શહેરના જય્યદ આલિમ હતા. આપ હઝરત મુજદ્દીદ અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં હાજર થઈને માત્ર એક જ અઠવાડિયામાં કમાલના દરજ્જે પહોંચી ગયા અને ખિલાફત મેળવીને પોતાના વતન પાછા ફર્યા. આપ પોતાના પ્રદેશના 'કુત્બે મદાર' હતા. હઝરતે પત્ર નં. ૨૭૫માં આપને કુત્બીય્યતની બશારત ફરમાવેલી છે.

હીજરી સન ૧૦૨૬માં આપનો ઈન્તેકાલ થયો. હઝરતે આપના વિશે ફરમાવ્યું હતું કે :

શૈખ અહમદની વફાત પર જમીન અને આસમાન રડે છે. શૈખ (અહમદ) એવા વલી હતા કે ન લોકોએ એમને ઓળખ્યા અને ન શૈખે પોતાને વલી જાણ્યા.'

### ૧૪ મુલ્લા મુહમ્મદ આરિફ ખતની

આપના નામે એક પત્ર નં. ૯ છે. વધુ વિગત મળી નથી.

### ૧૫ ખ્વાજા મુહમ્મદ ઈસા

આપના નામે એક પત્ર નં. ૨૩ છે. વધુ વિગત મળી નથી.

### ૧૬ મુલ્લા મુહમ્મદ કુલીજ ખાન

તુર્કી ભાષામાં સિંહને કુલીજ કહે છે. હી. સ. ૯૮૦, ઈ.સ. ૧૫૭૨માં અકબર બાદશાહે સુરતનો કિલ્લો જીતીને કુલીજ ખાનને દેખરેખ માટે સોંપી દીધો. કેટલાક વર્ષો પછી ગુજરાતના હાકિમ બનાવ્યા. તે પછી પોતાના વઝીર બનાવ્યા. લાહોર, કાબૂલ, આગ્રા, માળવા અને પંજાબનો વહીવટ પણ કર્યો હતો.

જહાંગીરના રાજ્ય અમલ દરમ્યાન પણ ગુજરાતના, પંજાબના અને કાબુલના હાકિમ બન્યા હતા. મઅકૂલ અને મનકૂલના માહિર હતા. અધ્યયન અને અધ્યાપનમાં મશગૂલ રહેતા હતા. જ્યારે લાહોરમાં હતા ત્યારે દરરોજ એક દારુલ ઉલૂમમાં જઈને

ફીકહ, હદીસ શરીફ અને તફસીરનો દર્સ આપતા હતા. મતલબ કે શાસ્ત્ર અને શસ્ત્ર બંનેમાં નિપુણ હતા. એંસી કરતાં વધારે વરસની ઉંમરે જહાંગીરના સમયમાં હી. સ. ૧૦૨૩માં વફાત થઈ.

આપના મોટા ભાગના પુત્રોએ 'અમીર'નું પદ પ્રાપ્ત કર્યું હતું. આપ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના બિરાદરે નિસ્બતી (સાળા) થતા હતા.

## ૧૭ મુહમ્મદ કાસિમ બદખ્શી ઉર્ફે ખ્વાજા અબૂલ કાસિમ (રહ.)

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના પીર અને હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના દાદાપીર હઝરત ખ્વાજા અમકંગી (રહ.)ના આપ સાહબઝાદા હતા.

## ૧૮ મિર્ઝા અબ્દુર્રહીમ ખાન ખાનાન

એમનો જન્મ લાહોરમાં હી.સ. ૯૬૪માં થયો. પરવરીશ આગ્રામાં થઈ. મહાન આલિમોથી ઈલ્મ હાસિલ કર્યો. ગુજરાત પહોંચીને શેખ વજીહુદ્દીન અલવી ગુજરાતીથી પણ ઈલ્મ હાસિલ કર્યો.

અભ્યાસ પૂરો કર્યા પછી અકબર બાદશાહે એમને જહાંગીરના ઉસ્તાદ બનાવ્યા. તે પછી સતત તરક્કી કરતા રહ્યા. ગુજરાત, સિંધ તથા દક્ષિણના પ્રાંતો એમના જ હાથે ફતેહ થયા. 'ખાન ખાનાન' (અમીરુલ ઉમ્રા) એમનો લકબ હતો.

અરબી, ફારસી, તુર્કી અને હિંદી એમ ચારેય ભાષાઓના જાણકાર હતા. કવિતા, સાહિત્ય અને ઈતિહાસના વિશેષજ્ઞ હતા. 'તુઝકે બાબરી'નો તુર્કી ભાષામાંથી ફારસીમાં સૌ પ્રથમ અનુવાદ હી. સ. ૯૯૭માં આપે જ કર્યો. કિતાબો વાંચવાનો ખૂબ ભારે શોખ હતો. આલિમો, વિદ્વાનો અને સાહિત્યકારોનો આપને ત્યાં મેળો રહેતો.

હી. સ. ૧૦૩૬માં વફાત પામ્યા. દિલ્હીમાં હુમાયૂંના મકબરાની સામે દફન થયા.

### ૧૯ ખાન જહાન

ખાન જહાન ઈબ્ને દૌલત ખાન લોદી, શાહૂખીલના કબીલાથી સંબંધ ધરાવતા હતા. આપનો લકબ 'પીરખાન' હતો. શાહ્ઝાદા દાનિયાલ જોડે નિકટનો સંબંધ કેળવીને જહાંગીરના અમીરોમાં શામેલ થઈ ગયા.

આપ ખૂબ જ ઈલ્મ દોસ્ત હતા અને આલિમોથી ખૂબ જ મુહબ્બત કરતા હતા. જહાંગીરને આપના પર ખૂબ જ વિશ્વાસ હતો.

જહાંગીરના ઈન્તકાલ પછી શાહ જહાન બાદશાહ થયો તો ખાન જહાન તેનાથી શંકાશીલ બન્યા અને તેના વિરુદ્ધ બગાવત કરી. શાહ જહાને તેના પર લશ્કરી આક્રમણ કર્યું. આખરે હી. સ. ૧૦૪૦માં કતલ કરાવી નાખ્યા.

### ૨૦ ખ્વાજા મુહમ્મદ ગદા

આપના નામે એક ખત નં. ૪૯ છે. વધુ વિગત મળી નથી.

### ૨૧ ગુલામ મુહમ્મદ

આપ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના હકીકી ભાઈ છે. વધુ વિગત મળી નથી.

### ૨૨ મુલ્લા ગાઝી નાઈબ

હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના ખલિફાઓ પૈકી એક મૌલાના ગાઝી ગુજરાતી પણ છે. એમના વિશે 'રોઝતુલ કૈયૂમીયહ'ના કર્તા લખે છે કે :

'હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના તરફથી આપને ઈજાઝત હાસિલ હતી અને શરીઅત તેમ જ તરીકતના ખૂબ જ પાબંદ હતા.'

પરંતુ અહીં મુલ્લા ગાઝી નાઈબ લખેલું છે અને મુલ્લા ગાઝી નાઈબનો ઉલ્લેખ 'મઆસરુલ ઉમ્રા' નામની કિતાબમાં આ પ્રમાણે છે :

'એમનું મૂળ નામ કાઝી ખાન હતું. બદખશાનના રહેવાશી હતા. મૌલાના હિસામુદ્દીન અને મુલ્લા સઈદના શાગિર્દ હતા. તરીકતમાં શેખ હુસૈન ખ્વારઝમીના મુરીદ હતા. હી.સ. ૯૮૨માં અકબરના દરબારમાં હાજર થયા. એક હઝારીનો હોદ્દો અને 'ગાઝી-ખાન'નો ખિતાબ મળ્યો. સજદએ ઝમીન બોસી એમના જ ભેજાની ઉપજ છે. મહદરનામા પર પણ એમણે જ સૌથી પહેલી સહી કરી હતી. કેટલીયે કિતાબો લખી. બોત્તેર વર્ષની ઉમરે ઈન્તેકાલ થયો.'

## ૨૩ શૈખ જમાલ નાગોરી

આપના નામે એક પત્ર નં. ૧૮ છે. વધુ વિગત મળી નથી.

## ૨૪ ખ્વાજા જમાલુદ્દીન હુસૈન

આપ મિર્ઝા હિસામુદ્દીન અહમદ (રહ.)ના પુત્ર છે. વધુ વિગત મળી નથી.

## ૨૫ ખ્વાજા મુહમ્મદ તકી

આપના નામે ત્રણ પત્રો નં. ૩૬, ૫૮ અને ૬૦ છે. વધુ વિગત મળી નથી.

## ૨૬ ખ્વાજા મુહમ્મદ તાલિબ બદખ્શી

આપના નામે એક પત્ર નં. ૪૮ છે. વધુ વિગત મળી નથી.

## ૨૭ મુલ્લા તાહિર બદખ્શી (રહ.)

આપ બદખ્શાનના રહેવાશી હતા. ફોજમાં નોકરી કરતા હતા. એક વેળા ખ્વાબમાં હુઝૂર (સલ.) અને હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ની ઝિયારત થઈ. હુઝૂર (સલ.)એ આપને ફકીરી ધારણ કરવાનો આદેશ આપ્યો અને હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) એ આપને ખિર્કહ પહેરાવ્યો. સવારે ઊઠીને આપ નોકરી છોડીને

ચાલી નીકળ્યા અને હિન્દુસ્તાન આવી હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)થી બૈઅત થયા.

આપના પોતાના ઈરશાદ પ્રમાણે માત્ર બે મહિનામાં તો આપના અહવાલ એ કક્ષાએ પહોંચી ગયા કે પ્રત્યેક પળે આપને હુઝૂર (સલ.)ની ઝિયારત થતી હતી અને એક પળના માટે પણ ગાયબ થતા ન હતા. આ અહવાલ લગભગ બેથી ત્રણ મહિના રહ્યા.

કમાલાત હાસિલ થયા બાદ હઝરતે આપને ખિલાફત આપી જોનપુર રવાના કર્યા. જોનપુરમાં જ હી.સ. ૧૦૪૭માં આપનો ઈન્તેકાલ થયો અને ત્યાં જ દફન થયા.

## ૨૮ મિર્ઝા દારાબ ખાન

આપ મિર્ઝા અબ્દુર્રહીમ ખાન ખાનાનના પુત્ર હતા. ખૂબ જ લાયક અને ઘણી ખૂબીઓથી આભૂષિત હતા. જહાંગીરે આપને 'એક હઝારી'નો હોદ્દો આપીને વરાડ અને અહમદનગરના હાકિમ બનાવ્યા હતા. પરંતુ શાહઝાદા શાહ જહાને જે બગાવત કરી હતી તેમાં મિર્ઝા દારાબ ખાનનો પણ હાથ હોવાની શંકાના કારણે, જહાંગીરના હુકમથી, હી. સ. ૧૦૩૪માં મહાબત ખાને આપને કતલ કરી નાંખ્યા. એ વખતે આપની ઉંમર માત્ર ૩૯ વર્ષની હતી.

## ૨૯ મીર મુહમ્મદ નુઅમાન બદખ્શી, કશ્મી (રહ.)

આપ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના અગ્રેસર ખલીફાઓમાંથી છે. આપનો જન્મ સમરકંદમાં હી.સ ૯૯૭માં થયો હતો. બાળપણથી જ આપમાં દુરવેશીના લક્ષણો જણાતાં હતા. ઘણાં બુઝુર્ગોથી ફેઝ હાસિલ કર્યા બાદ છેવટે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની ખિદમતમાં દિલ્હી આવ્યા. અને આપથી બૈઅત થઈને નકશબંદી સિલસિલામાં દાખલ થયા.

હઝરત ખ્વાજા સાહબ (રહ.)એ જ્યારે પોતાના તમામ મુરીદોને હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના હવાલે કર્યા ત્યારે

મીર મુહમ્મદ નુઅમાન (રહ.)ને પણ હઝરતની ખિદમતમાં રહેવાનો હુકમ ફરમાવ્યો. હુકમ અનુસાર આપ ઘણો લાંબો સમય સરહિંદ શરીફમાં હઝરતની ખિદમતમાં રહ્યા.

હઝરતે આપને ખિલાફત આપ્યા બાદ બુર્હાનપુર રવાના કર્યા. ઘણો સમય ત્યાં રહ્યા બાદ આગ્રા ગયા. હી. સ. ૧૦૫૮માં આગ્રામાં જ આપનો ઈન્તેકાલ થયો.

## ૩૦ શૈખ નૂર મુહમ્મદ પટની, તિહારી (રહ.)

આપ પણ હઝરતના અગ્રેસર ખલીફાઓમાંથી છે. હઝરતથી બૈઅત થયા બાદ ખૂબ જ ટુંકા ગાળામાં ઘણી જ વિસ્મયકારક બાતિની તરક્કી મેળવી. તે વેળા હઝરતે પોતાના પીર હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ને લખેલા પત્ર નં. ૧૧માં શૈખ નૂર-મુહમ્મદની તરક્કીઓનો વિસ્તારથી ઉલ્લેખ કરેલો છે. ખિલાફત આપ્યા બાદ હઝરતે આપને પટના રવાના કર્યા. ત્યાં ઘણાં લોકોએ આપથી ફૈઝ હાસિલ કર્યો.

## ૩૧ નૂર મુહમ્મદ અંબાલવી

આપના નામે એક પત્ર નં. ૬૩ છે. વધુ વિગત મળી નથી.

## ૩૨ ફતેહ ખાન અફઘાન

મોટે ભાગે મલિક અંબર હબશીના પુત્ર હતા. પોતાના પિતાની હયાતીમાં જ મર્દાનગી, શુજાઅત, અને બખ્શીશ તથા સખાવતના એતબારથી મશહૂર થઈ ગયા હતા. પિતાના મૃત્યુ પછી શાહી ખાનદાનના નાઝિમ અને મુખ્તાર થઈ ગયા.

નિઝામ શાહી, આદિલ શાહી હકુમતોમાં અને મોગલ સલ્તનતમાં એમની અનેક રાજકીય પ્રવૃત્તિઓ રહી. આખરે લાહોરમાં એકાંતવાસ કરી લીધો અને આરામથી જીવન વિતાવ્યું.

## ૩૩ શૈખ ફરીદ થાનેસરી

આપનાં નામે એક પત્ર નં. ૪૧ છે. વધુ વિગત મળી નથી.

### ૩૪ મૌલાના ફર્ખ હુસૈન (રહ.)

આપ હિરાતમાં પૈદા થયા. ત્યાં જ પરવરીશ મેળવી અને તે કાળના ઉસ્તાદોથી ઈલ્મ હાસિલ કર્યો. આપ બદખ્શાન અને માવરાઉન્નહરના મહાન મશાઈખોમાંથી હતા. હિન્દુસ્તાન આવીને હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)થી બૈઅત થયા. આપની ખિદમતમાં કેટલોક સમય રહી સુલૂકની તકમીલ કરી અને ખિલાફત મેળવી.

ખિલાફત મેળવ્યા બાદ આપે ઢાકા (બંગાલ)માં નિવાસ કર્યો. અનેક લોકોએ આપથી ફૈઝ હાસિલ કર્યો. આશુરાના દિવસે, હી. સ. ૧૦૬૮ના દિવસે ફજરની નમાઝના આખરી સજદામાં ઈન્તેકાલ થયો. આપનો મઝારે મુબારક ઢાકામાં છે.

### ૩૫ મૌલાના બદરુદ્દીન સરહિંદી (રહ.)

આપ પણ હઝરતના અગ્રેસર ખલીફાઓમાંથી છે. બલ્કે હઝરત આપને પોતાના અયાલ (કુટુંબીજન) તરીકે ગણતા હતા. હઝરતથી બૈઅત થયા ત્યારે આપની ઉંમર માત્ર ૧૫ વર્ષની હતી.

આપે લગભગ ૧૭ વર્ષ સુધી હઝરતની ખિદમતે મુબારકમાં રહીને ફૈઝ હાસિલ કર્યો. એક દિવસે એક જ રાતમાં હુઝૂર (સલ.) એ બાર વખત પોતાની ઝિયારતથી આપને મુશર્રફ ફરમાવ્યા હતા.

નકશબંદી બુઝુર્ગોના હાલાત વિશે આપે બે દળદાર ગ્રંથોમાં લખેલી કિતાબ 'હઝરાતુલ કુદસ' ખૂબ જ સુવિખ્યાત છે. એ ઉપરાંત પણ આપે બીજી અનેક કિતાબો લખેલી છે.

### ૩૬ શૈખ બદીઉદ્દિન સહારનપૂરી (રહ.)

આપ પણ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના અગ્રેસર ખલીફાઓમાંથી છે. ખિલાફત મેળવ્યા બાદ આપ પોતાના વતન સહારનપૂર તશરીફ લઈ ગયા અને તાલિબાને મઅરિફતની ઈસ્લાહ તેમ જ તર્બિયતમાં મશગૂલ થયા. તે પછી હઝરતના હુકમથી આપે

આગ્રામાં પણ કેટલોક વખત વસવાટ કર્યો. પચાસ વર્ષની ઉંમરે કુરઆન શરીફ હિફ્ઝ કર્યું. હી. સ. ૧૦૪૨માં પોતાના વતન સહારનપૂરમાં ઈન્તેકાલ થયો.

### ૩૭ મકસૂદ અલી તબ્રેઝી

આપના વિશે વિગતો મળી શકી નથી.

### ૩૮ સૈયદ મહમૂદ

મોટે ભાગે સૈયદ મહમૂદ બારહા તરફ નિર્દેશ હોવાનું જણાય છે. આપ સાદાતે બારહાથી છે. આપનું વતન સંભલ હતું. શુજાઅત અને સખાવતમાં મશહૂર હતા. અકબરે પાંચ હઝારીનું પદ આપ્યું હતું.

એક વખતે કોઈએ આપથી મઝાકમાં કહ્યું કે આપ સાદાત હોવાનું જણાતું નથી. આપ એ જ વખતે, મલંગો અને ફકીરો જે ધૂણી ધગાવે છે તે ધગધગતી આગમાં જઈને ઊભા થઈ ગયા અને ફરમાવ્યું,

'જો હું સૈયદ છું તો આગ મને કંઈ કરી શકશે નહિ. નહિતર મને સળગાવી દેશે. આ સિવાય મારી પાસે હસબ-નસબની બીજી કોઈ દલીલ નથી.'

આપ લગભગ એક કલાક સુધી આગમાં ઊભા રહ્યા. લોકોએ ઘણી કાકલૂદી કરી ત્યારે બહાર તશરીફ લાવ્યા. આપના પગમાં મખમલના જોડાં પહેરેલાં હતા તેની રૂંવાટી સુદ્ધાંને આંચ આવી નહિ.

### ૩૯ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)

આપ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના ત્રીજા ફરઝંદ છે. આપનો જન્મ ૧૧, શવ્વાલ, હી. સ. ૧૦૦૭માં થયો. આપમાં બાળપણથી જ બુઝુર્ગીની નિશાનીઓ દેખાતી હતી. રમઝાન મુબારકમાં આપ દિવસે કદાપી દૂધ પીતા ન હતા. આપના વિશે ખુદ હઝરત મુજદ્દિદ સાહબ (રહ.) ફરમાવે છે કે,

'મારા ફરઝંદ મુહમ્મદ માસૂમ વિશે શું લખું! તે પોતે આ દૌલત યાને વિલાયતે ખાસ્સા મુહમ્મદિય્યહ અલા સાહિબિહા અલૈહિસ્સલાતો વત્તહિય્યહની ઈસ્તેઅદાદ ધરાવે છે!'

વળી ફરમાવે છે કે :

'એની ઉચ્ચ ઈસ્તેઅદાદનો તકાઝો હતો કે ત્રણ જ વરસની ઉંમરમાં એણે જમેઈય્યતે ઈસ્તેઅદાદ અને હકીકતે તજલ્લીયે ઝાત અને તૌહિદના ઉચ્ચારણો કરવા માંડયા અને કહેવા લાગ્યા કે :

'હું આસમાન છું, હું જમીન છું,

હું ફલાણો છું...

હું ફલાણો છું!'

હઝરતે આપને 'કુત્બ' અને કૈય્યૂમ' હોવાની બશારત પણ આપી હતી. આપે માત્ર ત્રણ માસના સમયગાળામાં કુરઆન શરીફ હિફઝ કરી લીધું હતું અને માત્ર ૧૬ વર્ષની ઉંમરમાં તો ઈલ્મે જાહિરમાં કામિલ થઈ ગયા હતા.

હી. સ. ૧૦૩૪માં હઝરતના વિસાલ બાદ જ્યારે આપ માત્ર ૨૭ વર્ષની ઉંમરે 'ઈરશાદ' અને 'કૈય્યૂમિય્યત'ની મસ્નદ પર બિરાજમાન થયા ત્યારે તે દિવસે ૫૦ હઝાર વ્યક્તિએ આપથી બૈઅત કરી જેમાં હઝરત (રહ.)ના લગભગ બે હજાર ખલીફાઓ પણ સામેલ હતા. કહેવાય છે કે આપના નવ લાખ મુરીદો અને સાત હજાર ખલીફાઓ હતા.

બાદશાહ શાહ જહાન, બાદશાહ ઔરંગઝેબ આલમગીર અને એમની બહેન રોશન આરા અને શાહી ખાનદાનના બીજા ઘણાં લોકો આપથી બૈઅત હતા. આપે હજ્જ પણ કરી હતી અને દરબારે ખુદા અને દરબારે હબીબે ખુદા (સલ.)માં હાજર થઈ બેસુમાર નેઅમતો અને ફૈઝ હાસિલ કર્યા હતા.

આપને ૭ પુત્રો અને પાંચ પુત્રીઓ હતી. ૯ રબીઉલ અવ્વલ, હી. સ. ૧૦૭૯માં આપનો ઈન્તેકાલ થયો. આપનો મઝારે મુબારક સરહિંદ શરીફમાં છે.

### ૪૦ મિર્ઝા મુઝફ્ફર ખાન

આપના વિશે વિગતો મળી શકી નથી.

### ૪૧ મુલ્લા મુહમ્મદ મુરાદ બદખ્શી, કશ્મી (રહ.)

હઝરતના અગ્રેસર ખલીફા મીર મુહમ્મદ નુઅમાન બદખ્શી (રહ.)ના આપ ખાદિમ હતા. વધુ વિગત મળી નથી.

### ૪૨ મુહમ્મદ મુરાદ તૂરબૈગી

આપના વિશે વિગતો મળી શકી નથી.

### ૪૩ મુહમ્મદ મૌમિન

આપ મિર્ઝા ખ્વાજા અલીજાનના પુત્ર હતા. વધુ વિગત મળી નથી.

### ૪૪ સૈયદ શાહ મુહમ્મદ

આપના વિશે વિગતો મળી શકી નથી.

### ૪૫ મૌલાના હાજી મુહમ્મદ ફરકતી (રહ.)

આપ જાહેરી રીતે સિપાહી હતા પરંતુ બાતિનમાં હઝરતની ખાનકાહના મોટા લોકોમાંથી હતા.

### ૪૬ સૈયદ મુહિબ્બુલ્લાહ માનેકપુરી

આપનો જન્મ હી. સ. ૯૯૬માં સદરપૂરમાં થયો હતો. લાહોર પહોંચીને આપે મુલ્લા અબ્દુસ્સલામ લાહોરીથી ઈલ્મ હાસિલ કર્યો. શાહ જહાનના વઝીર નવાબ સઅદુલ્લાહ ખાન આપના સહાધ્યાયી હતા.

જાહેરી અભ્યાસ પૂરો કર્યા પછી આપે કુદ્દવતુલ મશાઈખ શૈખ મુહમ્મદ ફઝલુલ્લાહ બુરહાનપૂરી (રહ.)ની ખિદમતમાં રહીને

ખિલાફત મેળવી. તે પછી કેટલોક સમય હઝરત મીર મુહમ્મદ નુઅમાન બદખ્શી (રહ.)ની ખિદમતમાં રહ્યા. તે પછી હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં લાંબો સમય વિતાવી ખિલાફત મેળવી. ખિલાફત આપ્યા બાદ હઝરતે આપને માનેકપૂર રવાના કર્યા.

માનેકપૂરમાં ઘણો લાંબો સમય રહ્યા પછી હઝરતે આપને ઈલાહઆબાદ જઈ વસવાટ કરવાની પરવાનગી આપી. ૧૯, રજબ, હી. સ. ૧૦૫૮માં ત્યાં જ ઈન્તેકાલ થયો. આપનો મઝારે મુબારક પણ ત્યાં જ છે.

### ૪૭ ખ્વાજા મેહદી અલી કશ્મીરી

આપના વિશે વિગતો મળી શકી નથી.

### ૪૮ શૈખ મુહમ્મદ મૌદૂદ (રહ.)

આપ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના હકીકી ભાઈ હતા. વધુ વિગતો મળી નથી.

### ૪૯ શૈખ યૂસુફ બર્કી (રહ.)

આપ પણ હઝરતના અગ્રેસર ખલીફાઓમાંથી છે. પ્રથમ આપ પોતાના વતનના એક દુરવેશથી બૈઅત થયા હતા પરંતુ આપે ખ્વાબમાં જોયું કે કેટલાયે ઓલિયા અલ્લાહ હઝરતની પ્રશંસા કરે છે અને આપની ખિદમતમાં હાજર થવા માટે પ્રોત્સાહન આપે છે. એટલે આપે હઝરતની જોડે પત્ર-વ્યવહાર શરૂ કર્યો અને ત્યાર બાદ હઝરતની મુબારક ખિદમતમાં હાજર થઈ ફૈઝ હાસિલ કર્યો અને ખિલાફત પણ મેળવી.

ખિલાફત આપ્યા બાદ હઝરતે આપને જાલંધર (પૂર્વ પંજાબ) રવાના કર્યા. ત્યાં અનેક લોકોએ આપથી ફૈઝ હાસિલ કર્યો. હી. સ. ૧૦૩૪માં ત્યાંજ આપનો ઈન્તેકાલ થયો. મઝારે મુબારક પણ ત્યાં જ છે.

**૫૦ હાજી મુહમ્મદ યૂસુફ મુઅઝ્ઝિન, કશ્મીરી**

આપના વિશે વિગતો મળી નથી.

**૫૧ ખ્વાજા શર્ફુદ્દીન હુસૈન બદખ્શી (રહ.)**

આપ હઝરત ખ્વાજા અહરાર (રહ.)ની ઓલાદમાંથી છે. અકબરી દોરમાં અમીરના પદ સુધી પહોંચ્યા. પરંતુ પાછળથી અકબરી ઈલ્હાદના કારણે તેનાથી ખિલાફ થઈ ગયા. આખરે ગિરફતાર કરી લેવામાં આવ્યા. કેટલોક સમય કેદમાં રાખીને પછી છોડી મૂકવામાં આવ્યા.

**૫૨ મિર્ઝા શમ્સુદ્દીન**

આપના વિશે વિગતો મળી નથી.

**૫૩ મીર શમ્સુદ્દીન અલી ખલખાની**

આપના વિશે વિગતો મળી નથી.

**૫૪ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)**

આપ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના બીજા ફરજંદ છે. આપનો જન્મ શવ્વાલ, હી. સ. ૧૦૦૫માં થયો હતો. આપમાં બાળપણથી જ બુઝુર્ગીની નિશાનીઓ દેખાતી હતી. હઝરતનો ઈરશાદ છે કે :

'મુહમ્મદ સઈદ ચાર-પાંચ વર્ષના હતા ત્યારે બીમાર થઈ ગયા. બીમારીની હાલતમાં આપથી પૂછવામાં આવ્યું કે,

'બેટા ! શું જોઈએ છે?'

તો બેઇખ્તિયાર આપની ઝબાનથી નીકળ્યું કે :

'હઝરત ખ્વાજા (બાકી બિલ્લાહ) સાહબને ચાહું છું !'

મેં એમના આ શબ્દો હઝરત ખ્વાજા સાહબ (રહ.)ને લખી મોકલ્યા તો આપે જવાબમાં લખ્યું કે :

'તમારા મુહમ્મદ સઈદે અમારી નિસ્બત ગાઈબાનહ (પરોક્ષ) રીતે ઊપાડી લીધી છે !'

વિદ્યાર્થી અવસ્થામાં જ હઝરતની તવજ્જોહથી આપ નકશ-બંદી નિસ્બતથી મુશર્રફ થયા અને 'ખાઝિનુર્રહમત'નો લકબ મેળવ્યો. સત્તર કે અઢાર વર્ષની ઉંમરમાં તો જાહેરી ઈલ્મમાં કામિલ થઈને મઅકૂલ અને મનકૂલની મુશ્કેલ કિતાબો પઢાવવા લાગ્યા. અને કેટલીક અતિ મુશ્કેલ કિતાબોની સમજૂતી અને વિવરણ પણ લખ્યા.

એક દિવસે હઝરતે ફરમાવ્યું કે:

'મારા પર મેદાને કિયામત અને મારા મુરીદોનું પુલસિરાત પરથી પસાર થવું મકશૂફ (જાહેર) થયું. મુહમ્મદ સઈદ અમારામાં સૌથી આગળ આગળ જતા હતા અને કિતાબે આમાલ જમણા હાથમાં લીધી હતી. તે પછી અમે સૌ (પણ) બહિસ્ત (જન્નત)-માં દાખલ થઈ ગયા!'

હઝરતે પોતાની આખરી બીમારીમાં નમાઝની ઈમામત હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)ને સોંપી હતી. 'ઝુબ્દતુલ મકામાત'ના કર્તા, હઝરતના અગ્રેસર ખલીફા મૌલાના હાશિમ કશ્મી (રહ.) ફરમાવે છે કે:

'એક વેળા હઝરતે મને ખાનગીમાં ફરમાવ્યું કે:

'ઉંમરનો કોઈ ભરોસો નથી. હવે (આ દુનિયા છોડીને) જવાના દિવસો નજીક જણાય છે. હું ચાહું છું કે મુહમ્મદ સઈદ મારો જાનશીન થાય.'

હી. સ. ૧૦૬૭માં આપ પોતાના ભાઈઓ અને સગાં સંબંધી-ઓ જોડે બૈતુલ્લાહ શરીફ અને રોઝએ રસૂલુલ્લાહ (સલ.)ની ઝિયા-રતથી મુશર્રફ થયા. હજ્જનો ફર્ઝ અદા ફરમાવ્યો અને દરબારે ખુદા તથા દરબારે હબીબે ખુદા (સલ.)માં ઉચ્ચ મકામોથી સર-ફરાઝ ફરમાવવામાં આવ્યા.

શહેનશાહ ઔરંગઝેબ આલમગીર (રહ.)એ આપને દિલ્હી તશરીફ લાવવા માટે વિનંતી કરી. શહેનશાહની વિનંતીને માન

આપીને આપ દિલ્હી તશરીફ લઈ ગયા અને ઘણાં દિવસો ત્યાં રહ્યા. કેટલોક સમય પછી આપ ત્યાં બીમાર પડ્યા અને વતન પાછા ફરતા હતા ત્યારે ૨૭, જમાદીલ આખિર, હી. સ. ૧૦૭૦-માં, રસ્તામાં જ આપનો ઈન્તેકાલ થઈ ગયો. ઈન્ના લિલ્લાહિ...

આપનો જનાઝો સરહિંદ શરીફ લાવવામાં આવ્યો. ત્યાં આપના નાના ભાઈ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)એ આપની જનાઝાની નમાઝ પઢાવી અને ખ્વાજા મુહમ્મદ સાદિક (રહ.)ના ગુંબદમાં દફન કર્યા. આપના આઠ પુત્રો અને પાંચ પુત્રીઓ હતી. આપે લખેલી અનેક કિતાબો પૈકી આપના એકસો મકતૂબાત શરીફ (પત્રો)નો એક અમુલ્ય સંગ્રહ પણ છે.

## ૫૫ મૌલાના મુહમ્મદ સાદિક કશ્મીરી (રહ.)

મૌલાના મુહમ્મદ સાદિક કશ્મીરી ઈબ્ને કમાલુદ્દીન હનફી પોતાના કાળના મહાન આલિમ હતા. ફકીર મુહમ્મદ દહેલવીએ આપનો ઉલ્લેખ 'હદાઈકુલ હનફિયહ' નામની પોતાની કિતાબમાં કરેલો છે.

જહાંગીરે આપને પોતાના દરબારમાં બોલાવ્યા અને મુલ્લા હબીબુલ્લાહ શીઆ જોડે મુનાઝિરો કરાવ્યો. આપે તેની આગળ એવી સબળ અને સચોટ દલીલો રજુ કરી કે તે જવાબ આપી શક્યો નહિ. આપનો ઈન્તેકાલ કાશ્મીરમાં થયો.

## ૫૬ મુહમ્મદ સાદિક ઈબ્ને હાજી મુહમ્મદ મૌમિન

આપ હાજી મુહમ્મદ મોમિનના પુત્ર હતા. વધુ વિગતો મળી નથી

## ૫૭ મુલ્લા મુહમ્મદ સાલેહ બદખ્શી, કૌલાબી (રહ.)

આપ હઝરત મુજદ્દીદ અલ્ફેસાની (રહ.)ના ખાદિમ અને ખલીફા હતા. સ્વભાવે ખૂબ જ ખામોશ હતા. હઝરતને કેટલીયે વાર આપની તારીફ કરતા લોકોએ સાંભળ્યા હતા. આપે હઝરતના સાહબઝાદાઓની ફરમાઈશ પર એક કિતાબ લખી હતી જેમાં

હઝરતના દિવસ-રાતના તમામ મઅમૂલાતને જમા કર્યા હતા. હી. સ. ૧૦૩૮માં આપનો ઈન્તેકાલ થયો.

### ૫૮ ખ્વાજા મુહમ્મદ સિદ્દીક કશ્મી, બદખ્શી (રહ.)

આપ બદખ્શાન ઈલાકાના કશ્મ નામના કસ્બાના વતની હતા. યુવાન વયે હિન્દુસ્તાન આવ્યા. શએર અને શાયરીમાં નિષ્ણાત હતા. તખલ્લુસ 'હિદાયત' હતું.

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)થી બૈઅત થઈને ફૈઝ હાસિલ કર્યો. હઝરત ખ્વાજા સાહબ (રહ.)ના ઈન્તેકાલ પછી હઝરત મુજદ્દીદ અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં હાજર થઈને વિલાયતના ઉચ્ચ મકામો હાસિલ કર્યા. જેનો ઉલ્લેખ હઝરતે પોતે પત્ર નં. ૨૪૧ (ભાગ-૧)માં કરેલો છે. હઝરતે આપને ખિલાફતથી પણ નવાઝયા હતા.

હી. સ. ૧૦૩૨માં આપે હરમૈન શરીફૈનની ઝિયારત પણ કરી. હી. સ. ૧૦૫૧માં દિલ્હીમાં આપનો ઈન્તેકાલ થયો. હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના મકબરામાં દફન થયા.

### ૫૯ શૈખ હમીદ બંગાલી (રહ.)

આપ પણ હઝરત મુજદ્દીદ અલ્ફેસાની (રહ.)ના ખાસ ખાદિમ અને ખલીફા હતા. શરૂઆતમાં આપ હઝરતના સખત વિરોધી હતા. એક વખત આગ્રામાં હઝરત જોડે આપની મુલાકાત થઈ. પહેલી જ મુલાકાતમાં હઝરતની નિગાહે ખાસ અને બાતિની તવજ્જોહની બરકતથી આપનો વિરોધ એઅતિકાદમાં ફેરવાઈ ગયો. અને હઝરતથી બૈઅત થઈને પગપાળા આગ્રાથી સરહિંદ શરીફ ગયા. ત્યાં બે વરસ હઝરતની ખિદમતમાં રહીને સુલૂકની મંઝિલો તય કરી અને ખિલાફત મેળવી પોતાના વતન મંગલ કોટ, જિલ્લા બરદ્વાન, બંગાળ પાછા ફર્યા.

હઝારો લોકોએ આપથી ફૈઝ હાસિલ કર્યો. હી. સ. ૧૦૫૦માં આપનો ઈન્તેકાલ આપના વતનમાં જ થયો અને ત્યાં જ દફન થયા.

## ૬૦ શૈખ હસન બર્કી (રહ.)

આપ મૌલાના અહમદ બર્કી (રહ.)ના શાગિર્દ હતા. હઝરતની ખિદમતમાં હાજર થઈ બૈઅત થયા અને ફૈઝ હાસિલ કરી પોતાના વતન પાછા ફર્યા અને મૌલાના અહમદ બર્કીની ખિદમતમાં રહ્યા.

એક વખતે હઝરતે મૌલાના અહમદને પત્રમાં લખ્યું કે:

'જો તમારું પ્રવાસે જવાનું થાય તો એઓ (શૈખ હસન) તમારા કાએમ મકામ છે.'

સંજોગવશાત્ એ પત્ર પહોંચવાના થોડા દિવસો પછી મૌલાના અહમદ આખિરતના પ્રવાસે ઉપડી ગયા. ઈન્ના લિલ્લાહિ...એટલે શૈખ હસન આપની જગાએ નિયુક્ત થયા.

અસંખ્ય લોકોએ આપથી ફૈઝ હાસિલ કર્યો. આપનો મઝારે મુબારક આપના વતન ઉસ્માનપૂરમાં છે.

## ૬૧ ખ્વાજા અબૂલ હસન બદખ્શી, કશ્મી

આપના વિશે વિગતો મળી શકી નથી.

## ૬૨ શૈખ હામિદ તિહારી

આપ લાહોરના મશહૂર બુઝુર્ગ હતા. કિરાઅત અને તજવીદ-માં બેમિસાલ હતા. ઈરશાદ અને તલકીનની તાલીમ મુહમ્મદ મીર બિન કાઝી સાઈદલ સીવસ્તાની લાહોરીથી હાસિલ કરી હતી. આખરી ઉંમરમાં એકાંતવાસ કરી લીધો હતો. હી. સ. ૧૦૪૪માં લાહોરમાં ઈન્તેકાલ થયો.

## ૬૩ મૌલાના મુહમ્મદ હાશિમ કશ્મી, બદખ્શી (રહ.)

આપે પ્રથમ મીર મુહમ્મદ નુઅમાન બદખ્શી (રહ.)થી ઝિક્ર અને મુરાકિબહની તાલીમ હાસિલ કરી. હઝરત મીર મુહમ્મદ નુઅમાન (રહ.)એ પોતાની પુત્રીની શાદી પણ આપથી કરાવી હતી. ત્યાર પછી આપ હઝરતની ખિદમતમાં સરહિંદ શરીફ હાજર થયાં. અને હઝરતની વફાત સુધી લગભગ બે વરસ સુધી ઘરે

હોય કે સફરમાં સાથે રહ્યા. અને હઝરતથી ફૈઝ હાસિલ કરતા રહ્યા. હઝરતે આપને ખિલાફતથી પણ નવાઝયા.

હઝરતના મક્તૂબાત શરીફના ત્રીજા ભાગનું સંપાદન આપે જ કરેલું છે. ઉપરાંત 'ઝુબ્દતુલ મકામાત' અને 'દિવાને હાશિમ આપની યાદગાર કૃતિઓ છે.

હી. સ. ૧૦૫૪ના રજબ માસમાં આપની વફાત થઈ. મઝારે મુબારક બુરહાનપુરમાં છે.

## ૬૪ મૌલાના મુહમ્મદ હાશિમ (રહ.)

આપ હઝરતના ખાદિમ હતા. હઝરતના ઈન્તેકાલ પહેલાં આપ જ ઈસ્તિન્જાના માટે રેતી વિનાનો તશ્ત લાવ્યા હતા. હઝરતે ફરમાવ્યું કે આ તશ્તમાં રેતી લાવો રેતી વગર છાંટા ઉડશે.

## ૬૫ મિર્ઝા હિસામુદ્દીન અહમદ (રહ.)

આપ હઝરત બાકી બિલ્લાહ (રહ.)ના ખલીફા હતા એટલે કે હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના પીરભાઈ હતા. પ્રથમ આપ અકબર બાદશાહના દરબારમાં અમીરના પદે હતા અને અબૂલ ફઝલની બહેન જોડે નિકાહ કર્યા હતા પરંતુ પાછળથી આપે 'અમીર' ના પદનો ત્યાગ કર્યો અને હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની ખિદમતમાં રહી અલ્લાહની યાદમાં જીવન વિતાવ્યું.

આપ દરરોજ કુરઆને કરીમના પંદર પારહની તિલાવત કરતા હતા. હઝરત ખ્વાજા (રહ.)ના ઈન્તેકાલ બાદ એમના બંને સાહબઝાદાઓ ખ્વાજા અબ્દુલ્લાહ અને ખ્વાજા ઉબૈદુલ્લાહ ની તર્બિયત આપે જ કરી.

માહે સફર હી. સ. ૧૦૪૨માં વફાત થઈ. મઝારે મુબારક દિલ્હીમાં હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના મઝારે મુબારકની નજીક છે. આપ ખ્વાજા 'અબરાર'ના નામે મશહૂર હતા.

## આધાર ગ્રંથો


૧ ‘અનવારે મા’સૂમિય્યહ’
લેખક : મૌલાના સૈયદ ઝવ્વાર હુસૈન શાહ સાહબ (રહ.)

૨ ‘અહસનુત્તકવીમ’
લેખક : હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી (રહ.)

૩ ‘ખ્વાજા બાકી બિલ્લાહ ઔર સાહબઝાદગાન વ ખુલ્ફા’
લેખક : મૌલાના નસીમ અહમદ ફરીદી, અમરોહી

૪ ‘તજલ્લિયાતે રબ્બાની’ ભાગ–૧, ૨
લેખક : મૌલાના નસીમ અહમદ ફરીદી, અમરોહી

૫ ‘તઝકિરએ ઈમામે રબ્બાની મુજદ્દિદ અલ્ફેસાની’ (રહ.)
સંપાદક : મૌલાના મુહમ્મદ મંઝૂર નુઅમાની

૬ ‘હઝરત મુજદ્દિદ અલ્ફેસાની’ (રહ.)
લેખક : મૌલાના સૈયદ ઝવ્વાર હુસૈન શાહ સાહબ (રહ.)

૭ ‘હઝરાતુલ કુદસ’ ભાગ–૨
લેખક : હઝરત મુલ્લા બદરુદ્દીન સરહિંદી (રહ.)
(ખલીફએ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)


Maktabe Ashraf



هو الحليم

# 'દુરૈલાસાની

## ભાગ ત્રીજો

ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદ અલ્ફેસાની
રહમતુલ્લાહિ અલૈહના

## મુબારક પત્રોના સાર અને સમજૂતી

□

ફારસીમાંથી ઉર્દૂમાં સાર અને સમજૂતી લખનાર
હઝરત મૌલાના અલહાજ

## શાહ મુહમ્મદ હિદાયતઅલી

નકશબંદી, મુજદ્દિદી, જયપુરી (રહ.)

□

• ગુજરાતી અનુવાદ •

અબ્દુલકાદિર ફાતીવાલા

Maktaba Ashraf

૭૮૬
અલ્લાહ જલ્લ જલાલુહૂ

# પ્રસ્તાવના

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

હક (તઆલા)ને લાયક હમ્દ તે જ છે જે ખુદ હક (તઆલા) એ (પોતે) પોતાની ઝાત અને સિફાતના માટે ફરમાવી છે. તે પોતે જ હામિદ[1] છે અને તે પોતે જ મહમૂદ[2] છે. એ હમ્દની સામે તમામ ખલ્કની હમ્દ નિરર્થક છે.

(નીચેની આયત શરીફમાં 'મેઅરાજ' ના બનાવ તરફ ઈશારો છે:)

'કાબ કવસૈનિ અવ અદના વ દના
ફતદલ્લા માઝાગલ બસરુ વમા તગા.'
તો (બંને વચ્ચે) બે કમાન જેટલું અંતર રહ્યું
અથવા એથીય વધારે નજીક થયા અને પછી વધુ
નજીક આવ્યા અને (તે જોવામાં નબી (સલ.)ની) નજર
આમ તેમ હટી પણ નહિ અને ન હદથી આગળ વધી.

હુઝૂર નબીયે અકરમ સલ્લલ્લાહુ અલૈહિ વ આલિહી વ અસ્હાબિહી વસલ્લમ એના રાઝદાર છે છતાં આપ (સલ.)એ પોતાની ઝબાને મુબારકથી ફરમાવ્યું છે કે,

'લા ઉહસી સનાઅક'
હું તારી હમ્દ અને સનાનો હક અદા કરી શકતો નથી.
તો પછી બીજું કોઈ ઝાતે હકની તારીફ શું કરી શકે?!

• ૧ હામિદ : હમ્દ કરનાર, વખાણ કરનાર, પ્રશસ્તિ કર્તા
૨ મહમૂદ : પ્રશસ્ય, જેની હમ્દ અને વખાણ કરવામાં આવે છે તે

હા, દહાં ગર હમ્દ ગોઈ વ સિપાસ,
મુખ વડે (તેની) તારીફ અને શુક્ર કરવું,
હમચું નાફરજામ આં ચૌપા શનાસ.

હઝરત મૂસા (અલ.)ના જમાનાના પેલા મૂર્ખ ભરવાડ જેવું છે.[૧]

**મૌલાના રૂમી (રહ.)**

અગર કોઈ હકની હમ્દ કરે પણ તો તે હમ્દ, હમ્દ કરનારાની હેસિયત અને સમજના પ્રમાણે હશે. ન કે ઝાતે હક ના કાબિલ :

સદ હઝારાં વસ્ફ ગર ગોઈ વ બેશ,
ભલેને તું અલ્લાહની લાખો તારીફ કરે,

જુમ્લહ વસ્ફે ઊસ્ત ઊ ઝીં જુમ્લહ બેશ.
છતાં એની ઝાત એના કરતાયે ઉચ્ચતર છે.

હમ્દે તૂ નિસ્બત બતૂ ગર બેહતર અસ્ત,
અલ્લાહની તારીફ તારી નજીક જોકે બેહતર છે,

લૈક આં નિસ્બત બહક હમ અબતર અસ્ત
પરંતુ એવી તારીફ અલ્લાહની નજીક બેહતર નથી.

**—મૌલાના રૂમી (રહ.)**

ન કોઈએ એ ખુદાને પૂરો જાણ્યો ન ઓળખ્યો. એવી પરિસ્થિતિમાં કોઈની હમ્દ અને સના કબૂલિયતને પાત્ર કે ભરોસા પાત્ર નથી. હમ્દ બયાન કરવાનો જો કોઈ દાવો કરે તો તેનો દાવો નખશીખ ગલત, બેવુજૂદ અને ખતા (ભૂલ) છે. બલ્કે 'મકામે હમ્દ'માં ખામોશી ઐન અદબ અને નખશીખ હમ્દ છે.

૧ એ ભરવાડ અલ્લાહ તઆલાની તારીફ આ પ્રમાણે કરતો હતો : 'હે અલ્લાહ! તું મારી પાસે આવ, હું તારી સેવા ચાકરી કરું; તારાં ફાટેલાં કપડાં સાંધી આપું, તારા વાળ ઓળી આપું!'

ઈ સના ગુફ્તન ઝ મન તર્કે સનાસ્ત,
ખુદાની તારીફ કરવી, તારીફ ન કરવા બરાબર છે,

કીં દલીલે હસ્તીયે ઊ હસ્તી ખતાસ્ત
એના હોવાની દલીલો કરવી, દલીલો ન હોવા બરાબર છે.

**મૌલાના રૂમી** (રહ.)

હા, હક તઆલાની જે હમ્દ અને સના હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમે ફરમાવી છે અને હક તઆલાએ હુઝૂર (સલ.)ની જે તારીફ ફરમાવી છે; એનાથી બેહતર કોઈ હમ્દ અને તારીફ હોઈ શકતી નથી.

હઝરત મિર્ઝા મઝહરે જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલૈહ ફરમાવે છે :

ખુદા દર ઈન્તેઝારે હમ્દે મા નેસ્ત,
ખુદાને આપણી હમ્દનો ઈંતેઝાર નથી,

મુહમ્મદ (સલ.) ચશ્મ બર રાહે સના નેસ્ત
મુહમ્મદ (સલ.)ને આપણી સનાની પ્રતીક્ષા નથી.

ખુદા મદહ આફ્રીને મુસ્તફા (સલ.) બસ,
મુહમ્મદ (સલ.)ની જે તારીફ ખુદાએ કરી છે તે પૂરતી છે,

મુહમ્મદ (સલ.) હામિદે હમ્દે ખુદા બસઃ
અને ખુદાની જે તારીફ મુહમ્મદ (સલ.)એ કરી છે તે પૂરતી છે.

મુનાજાતે અગર બાયદ બયાં કર્દ,
જો દુઆ કરવાની આવશ્યકતા જ હોય તો,

બ બૈતે હમ કનાઅત મી તુવાં કર્દ.
માત્ર (નીચે દર્શાવેલી) બે પંક્તિઓ પર સંતોષ માનવો જોઈએ.

**મુહમ્મદ (સલ.) અઝ તૂ મી ખ્વાહમ ખુદા રા,**
હે મુહમ્મદ (સલ.)! આપના મારફત હું ખુદાની રઝામંદી ચાહું છું,

**ઈલાહી અઝ તૂ હુબ્બે મુસ્તફા (સલ.) રા.**
અને હે ખુદા! તારી પાસે હું મુહમ્મદ (સલ.)ની મુહબ્બત માંગું છું.

## નબીયે અકરમ સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમની ના'ત

જેવી રીતે હક (તઆલા)ની ઝાત અને સિફાત હુઝૂર (સલ.)ના ઈલ્મથી ઉચ્ચ-અતિ-ઉચ્ચ છે તેજ રીતે હુઝૂર (સલ.)ની ઝાત અને સિફાત પણ(નીચેની હદીસ શરીફ) અનુસાર તમામ મખ્લૂકાતના ઈલ્મથી ઉચ્ચ-અતિ-ઉચ્ચ છે :

"لِیْ مَعَ اللّٰهِ وَقْتٌ لَا یَسَعُنِیْ فِیْهِ مَلَكٌ مُقَرَّبٌ وَّلَا نَبِیٌّ مُرْسَلٌ"

'મને અલ્લાહ તઆલાની સાથે તે વખત હાંસિલ છે, જેમાં ન કોઈ મુકર્રબ ફરિશ્તા મારી બરોબરી કરી શકે છે અને ન કોઈ બરગુઝીદહ પૈગમ્બર.'

હે મા'રેફતે કુલસે વરા ઝાતે ઈલાહી,
અલ્લાહ તઆલાની ઝાત તમામ મા'રેફતોથી પર છે,

મખ્લૂકકે ઈલ્મોસે વરા શાને મુહમ્મદ (સલ.)
હુઝૂર (સલ.)ની ઝાત તમામ મખ્લૂકના ઈલ્મોથી પર છે.

કિસ મુંહસે હો તા'રીફ મુહમ્મદ અરબી કી (સલ.),
હુઝૂર (સલ.)ની તારીફ કયા મુખે કરી શકાય એમ છે?

કરતા હે ખુદા જબ કે બયાં શાને મુહમ્મદ (સલ.)
જ્યારે ખુદ ખુદા આપ (સલ.)ની તારીફ કરે છે!

મન ચે ગોયમ મન ચે દાનમ હાલે શાં
આપ (સલ.)ની શાન હું શું જાણું? અને શું બયાન કરું?!

આરિફંદ હૈરાનો સાકિત મુર્સલાં
જ્યારે આરિફો હૈરાન છે અને પૈગમ્બરો પણ ચૂપ છે!

મન ચે ફહમમ, ચે નવીસમ શાને શાં,
આપ (સલ.)ની શાનને હું શું સમજું અને શું લખું?!

હસ્ત કાસિર ઈલ્મો ફહમે કુદસિયાં,
જ્યારે આરિફો અને પૈગમ્બરો જેવી મુકદ્દસ વ્યક્તિઓનો ઈલ્મ પણ એને સમજી શકતો નથી!

**આલ અને અસ્હાબ રદિયલ્લાહો અન્હુમની મહબ્બત**

તમામ મખ્લૂકમાં, અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામના પછી બેહતરીન ઝાતો ખુલ્ફાએ રાશેદીન (રદિ.), અહલે બૈત (રદિ.) અને અસ્હાબે કિબાર રિદ્વાનુલ્લાહિ અનહુમ અજમઈન છે. તેઓથી ખુદા રાજી થઈ ગયો; અને તેઓ ખુદાથી રાજી થઈ ગયાં. એ જ બુઝુર્ગવારોની કોશિશોથી ઈસ્લામે સૂરજની જેમ સમગ્ર વિશ્વને ઉજ્જ્વળ કરી દીધું. અને એમના તાબેદાર ઉલમાએદીન તથા ઉર્ફાએ અહલે યકીનના કલામ અને અનવારે, મુર્દા દિલોને ઝિન્દા કરી દીધાં. રહમતુલ્લાહિ અલૈહિમ અજમઈન.

મા વ અસ્હાબેમ ચું કશ્તીયે નૂહ,
હું અને મારા સહાબા (રદિ.) હઝરત નૂહ (અલ.)ની કશ્તી સમાન છીએ,

હરકે દસ્ત અંદર ઝનદ યાબદ ફુતૂહ.
જે કોઈ એમનો દામન મજબૂત પકડી લેશે તે પાર થઈ જશે.

**મકતૂબાત (પત્રો)નો ઉર્દૂમાં ટૂંકસાર લખવાનું કારણ**

ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદ અલ્ફેસાની રહમતુલ્લાહિ

અલૈહના મક્તૂબાત (પત્રો) શરીઅતની સૂક્ષ્મતાઓના, તરીકતની હકીકતોના, હકીકતના ભેદોના, મારેફતના રહસ્યોના તેમ જ મઆરિફના ભંડાર છે.

એ પત્રો ફારસી ભાષામાં છે અને વળી ફારસી પણ ચારસો વર્ષ પહેલાંની ભારેખમ. એટલે મોટા ભાગના લોકો એ ફારસીને પૂરી રીતે સમજી શકતાં નથી. જે લોકો એ ફારસીને જાણે છે તેઓ તસવ્વુફની ઈસ્તિલાહો (પારિભાષિક શબ્દો)થી પૂરતાં પરિચિત નથી. અને જો તસવ્વુફની ઈસ્તિલાહોથી પરિચિત હોય તો અસરાર[1] અને મઆરિફને માલૂમ કરવામાં તેઓને ગમ પડતો નથી.

ઉપર દર્શાવેલા કારણોથી (લોકો) મક્તૂબાતના અનવાર અને ફૈઝથી મહરૂમ રહે છે.

## આપ (રહ.)ને મુજદ્દિદ 'અલ્ફેસાની' કહેવાનાં કારણો

(૧) હઝરત ઈમામે રબ્બાની રહમતુલ્લાહિ અલૈહેએ મક્તૂબાત શરીફમાં શરીઅત, તરીકત, હકીકત (અને) મારેફતની મોટી મોટી મુશ્કેલ સમસ્યાઓને ઉકેલી બતાવી છે. અને હક (તઆલા)ની ઝાત અને સિફાતના ઘણાં એવા નવા મકામો અને બારીક બારીક મઆરીફ બયાન ફરમાવ્યા છે; જેનો ઉલ્લેખ યા બયાન આથી પૂર્વેના મહાન બુઝુર્ગાને દીન રહમતુલ્લાહિ અલૈહીમ અજમઈનની કિતાબોમાં નથી. એટલા જ માટે આપને મુજદ્દિદ અલ્ફેસાની કહે છે.

(૨) અકબર અને જહાંગીર બાદશાહોની સલ્તનતના જમાનામાં શરીઅતથી ખિલાફ જે જે બાબતો ચાલુ થઈ ગઈ હતી તેને હઝરત ઈમામે રબ્બાની (રહ.)એ પોતાનાં લખાણો, તકરીરો અને નૂરે બાતિનના અનવારથી મિટાવ્યા છે. એટલા માટે પણ આપને મુજદ્દિદ અલ્ફેસાની કહે છે.

• ૧ અસરાર : ભેદો, રહસ્યો.

(૩) તે જમાનાના મોટા ભાગના અહલે કાલ સૂફીઓએ[૧] 'હમા ઊસ્ત'ના મસ્અલાને—જેને હાલ (મસ્તી) વિના બોલવું એન કુફ્ર છે અને એનો હાલ એન ઈસ્લામ અને એન ઈમાન છે—તેને હાલ વિના કહેવું શરૂ કરી દીધું હતું.

જે અજાણ લોકો ઈમાનની તકમીલના માટે એવા લોકોથી બૈઅત થતાં હતાં તેઓને આ જાહિલ પીરો 'હમા ઊસ્ત'ના મસ્અલાની તાલીમ આપીને એ લોકોના ઈમાનની પડતીનું કારણ બનતા હતા.

હઝરત ઈમામે રબ્બાની રહમતુલ્લાહિ અલૈહેએ હઝરાતે મુતકદ્દેમીન (પહેલાંના બુઝુર્ગો) રહમતુલ્લાહિ અલૈહિમ અજમઈનની સુકર (મસ્તી)ની હાલત અને મસ્તી મિશ્રિત કલામનું સમર્થન કર્યું પરંતુ હાલ વિના 'હમા ઊસ્ત' કહેનારાઓનું ખંડન કર્યું અને મુસલમાનોને આ ગુમરાહીના કૂવામાં પડવાથી બચાવ્યા. એટલા માટે પણ આપને મુજદ્દિદ અલ્ફેસાની કહે છે.

(૪) હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)થી આગળ થયેલાં કેટલાંક બુઝુર્ગોને દીન 'હમા ઊસ્ત'ના મકામને 'કુર્બે હક'નો અંતિમ મકામ સમજતાં હતાં: આપે એનું સ્પષ્ટીકરણ અને ચોખવટ કરીને એ સાબિત કરી દીધું કે હક (તઆલા)ની ઝાત અને સિફાતમાં કોઈ ચીઝનું મિશ્રણ કે સંયોજન નથી. હક તઆલાની ઝાત ઉચ્ચથી પણ ઉચ્ચ છે.

પહેલાંના ઔલિયાએ સુકર (મસ્તી)ની હાલતમાં જે કંઈ ફરમાવ્યું હતું તે પોતાના ઈલ્મ પ્રમાણે ફરમાવ્યું હતું. સુકર (મસ્તી)ની હાલતમાં તેઓનું 'હમા ઊસ્ત' કહેવું તેઓના માટે

• ૧ અહલે કાલ સૂફીઓ : હાલ (મસ્તી) વિના 'ફના' હાસિલ થયા વિના સભાનતાપૂર્વક માત્ર ઢોંગ કરીને મૌખિક રીતે 'હમા ઊસ્ત' કહેનાર બનાવટી બાપુઓ.

એન નૂર છે પરંતુ તેમના હાલ (મસ્તી)ની નકલ જેઓ હાલ વિના કરે છે, તેના વાસ્તે આ કલામ કહેવું એન નાર (આગ) છે.

હઝરત ઈમામે રબ્બાની રહમતુલ્લાહિ અલૈહેએ એ પણ સ્પષ્ટીકરણ કર્યું છે કે 'હમા ઉસ્ત' અસ્મા અને સિફાતના ઝિલાલ[1] સાથે સંબંધ ધરાવે છે. ઝાતે હક તો ક્યાં અસ્મા અને સિફાત સુધી પણ એ સાલિકની પહોંચ નથી. સાલિક સુકર (મસ્તી)ની હાલતમાં, હાલના ગલ્બાના કારણે, પોતાના ઈલ્મની ગલતીના કારણે, અસ્માઓ સિફાતના ઝિલાલને એન ઝાતે હક સમજી બેસે છે.

પહેલાના ઔલિયા અલ્લાહ રહમતુલ્લાહિ અલૈહિમ અજમઈનમાંથી ઘણાં 'હમા ઉસ્ત'ના આ મકામથી, છેવટના સમયમાં, આગળ તરક્કી કરી ગયેલાં છે. આ નવી હકીકતોને પ્રગટ કરવાના કારણે પણ આપને મુજદ્દિદ અલ્ફેસાની કહે છે.

(૫) હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદ અલ્ફેસાની રહમતુલ્લાહિ અલૈહ આલા દરજ્જાના સુન્નતના પાબંદ અને બિદઅતના ખંડનકર્તા છે. આપના મુબારક પત્રો પોતે જ એનો પુરાવો છે.

એક ચિશ્તી બુઝુર્ગ આપની ખિદમતમાં હાજર થયા અને અર્ઝ કરી કે,

'મને કેટલાયે વરસથી નિસ્બતે હકમાં કબ્ઝ[2] હતો. આપના (પીર) હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલૈહની ખિદમતમાં હું હાજર થયો અને કબ્ઝની શિકાયત કરી. હઝરત ખ્વાજાની તવજ્જોહ અને દુઆથી મારી કબ્ઝની હાલત બસ્ત[3]માં ફેરવાઈ ગઈ. આપ પણ કંઈ ઈનાયત ફરમાવી દો કારણ કે હઝરત ખ્વાજા (રહ.)એ પોતાના

● ૧ ઝિલાલ : પડછાયો કે પ્રતિબિંબ
૨ કબ્ઝ : વિકાસ અટકી જવો, સ્થગિત થઈ જવું,
૩ બસ્ત : ખૂબ ઝડપથી વિકાસ થવો,

તમામ ખલીફાઓ અને મુરીદોને આપના હવાલે કરી દીધાં છે.'

હઝરત મુજદ્દીદ અલ્ફેસાની રહમતુલ્લાહિ અલૈહેએ ફરમાવ્યું :

'મારી પાસે તો સુન્નતની ઈત્તેબાઅ સિવાય બીજું કંઈ પણ નથી !'

આ સાંભળતા જ પેલા બુઝુર્ગ પર હાલ તારી થયો. તેમની કસરતે નિસ્બત અને કુવ્વતે બાતિની (આંતરિક શકિત)ના પ્રભાવથી સરહિંદ શરીફની જમીન કાંપવા લાગી. હઝરત ઈમામે રબ્બાની રહમતુલ્લાહિ અલૈહેએ એક ખાદિમથી ઈરશાદ ફરમાવ્યો,

'ગોખમાંથી મિસ્વાક લઈ આવો.'

આપે મિસ્વાકને જમીન પર પછાડી દીધું. તે જ વખતે જમીન થંભી ગઈ અને પેલા બુઝુર્ગની જઝબી કૈફિયત પણ જતી રહી!

પછી આપે પેલા બુઝુર્ગથી ફરમાવ્યું,

'તમારી કરામતથી સરહિંદની જમીન કાંપવા લાગી અને અગર ફકીર દુઆ કરે તો ઈન્શાઅલ્લાહ સરહિંદ શરીફના મુર્દાઓ ઝિન્દા થઈ જાય! પરંતુ જમીન કાંપવાની તમારી આ કરામતના કરતાં અને મારી દુઆથી ખુદા મુર્દાઓને ઝિન્દા કરી દે તે કરામતના કરતાં, વૂઝુ કરતી વેળા સુન્નતની રીતે મિસ્વાક કરવું કેટલાયે દરજ્જે અફઝલ સમજું છું !'

આ છે શાન સુન્નતની પૈરવી કરનારાઓની ! સુન્નતની ઈત્તેબાઅની પ્રતિષ્ઠા એ આપ (રહ.)ની જ ઝાતમાં ખુસૂસિયતથી આ સ્થાન મેળવ્યું હતું. મતલબ કે આપની બરકતવંતી ઝાત મઆરિફના નવા ઉલૂમ, સુન્નતની ઈત્તેબાઅ, અને બિદઅતોને ઉખેડવામાં લાસાની (અજોડ) છે. એટલા જ માટે આપનો લકબ મુજદ્દિદ અલ્ફેસાની છે.

જેવી રીતે તમામ હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામના ઝાહિરી અને બાતિની કમાલાતમાં નબીયે કરીમ અલૈહિસ્સલાતો

વસ્સલ્લામની ઝાત અકમલ છે તેજ રીતે હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદ અલ્ફેસાની રહમતુલ્લાહિ અલૈહિ ઉમ્મતના ઔલિયાના કમાલાતના જામેઅ છે.

હઝરાતે અંબિયા (અલ.)ના મુકાબલામાં હુઝૂર (સલ.)ના કમાલાત દર્શાવવા માટે અને ઔલિયા (રહ.)ના મુકાબલામાં હઝરત ઈમામે રબ્બાની (રહ.)ના કમાલાત દર્શાવવા માટે નીચેનો શે'ર ખૂબ જ યોગ્ય અને મુનાસિબ છે.

સૂરતો શકલો શમાઈલ, હરકાતો સકનાત;
સૂરત, શિકલ, આદતો, ચાલચલણ, રીતભાત, (વગેરે ગુણો)

આંચે ખૂબા હમા દારંદ તુ તન્હા દારી.
બીજાઓ અલગ અલગ ધરાવે છે તે સર્વ ગુણો આપ (રહ.) માં એકલામાં છે.

જેવી રીતે હુઝૂર નબીયે અકરમ સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમને વિશ્વે પૂરેપૂરા ન જાણ્યા અને ન પીછાણ્યા; તેજ રીતે બાદના આરિફો, તાલિબો અને આલિમોએ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની રહમતુલ્લાહિ અલૈહના મઆરીફ અને ઝાતને પૂરેપૂરા ન જાણ્યા.

હઝરત ઈમામે રબ્બાની (રહ.)ના ફરમાવેલાં મકામો સુધી પણ ઘણા ઓછાં આરીફો પહોંચ્યા છે. અને આપના જે મામલા-ઓ ખાસ ઝાતે રબની સાથે મખ્સૂસ હતા તેનાથી તો હઝરત (રહ.)ના જલીલુલ કદર સાહબઝાદાઓ હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક (રહ.) હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.) અને હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.) વગેરે પણ વાકેફ ન થયાં! કે ન ખલીફાઓમાંથી કોઈ વાકેફ થયાં! હઝરત મુજદ્દિદ અલ્ફેસાની રહમતુલ્લાહિ અલૈહના નીચેના ઈરશાદથી (એ બાબત) સાફ સાબિત થાય છે:

'જે કંઈ હાલત અને મઆરિફ ફકીરે બયાન કર્યાં છે

તે મારી વિલાયત અને કુર્બેહકના મુકાબલામાં એવાં છે જેમકે રસ્તે ચાલનારો રસ્તાની કોઈ ઠીકરી પર નજર કરે કે ન કરે.'

જોકે હઝરત ઈમામે રબ્બાની રહમતુલ્લાહિ અલૈહના ફરમાવેલાં મકામો 'વિલાયતે સુગરા'થી લઈને (ઠેઠ) 'કમાલાતે ઊલૂલઅઝમ' વગેરે (સુધીના મકામો)થી અને હકીકતે કાબા વગેરેથી હઝરતના સાહબઝાદાઓ ખૂબીપૂર્વક મુશર્રફ હતાં બલ્કે મકતૂબાતના ત્રીજા ગ્રંથના એક મક્તૂબ (પત્ર)માં આપ (રહ.) ફરમાવે છે કે:

'ફકીર ફરઝંદ મા'સૂમ (રહ.)ની વિલાયતમાં મુસાફર તરીકે થોભેલો છે.' (મન્સબે કૈયૂમિયત)

પરંતુ આવો ઉચ્ચ મર્તબો હોવા છતાં (હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ (રહ.) પોતાના વાલિદે બુઝુર્ગવારથી કોઈ ખાસ મકામના માટે લાંબા સમયથી અભિલાષી હતા. અને એક દિવસે જ્યારે ફઝલે હકનો દરિયો જોશમાં આવ્યો ત્યારે હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદ અલ્ફેસાની રહમતુલ્લાહિ અલૈહની એક જ તવજ્જોહમાં તે મકામથી મુશર્રફ થયા. અને મુશર્રફ કર્યા બાદ હઝરત ઈમામે રબ્બાની (રહ.)એ ફરમાવ્યું:

મોરે ઝઈફ હવસે ખાનએ કઅબા દાશ્ત,
એક કમજોર કીડીને કાબા શરીફ જવાની ઇચ્છા હતી,

દસ્ત દર પાયે કબૂતર ઝદ વ નાગાહ રસીદ.
તે કીડી કબૂતરના પગે ચોંટી ગઈ અને થોડી જ વારમાં ત્યાં પહોંચી ગઈ.

આ ઇરશાદથી મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ની શાન બિલકુલ ખુલ્લી છે પરંતુ આપણી અક્કલોથી છૂપી અને પર છે.

ઊ નમી ગંજદ બમિઝાને ખિરદ,
તે બુદ્ધિના ત્રાજવાથી તોલી શકાતું નથી,

તૂ તરાઝૂયે ખિરદરા દર બરદ.
માટે તું બુદ્ધિના ત્રાજવાને દૂર કર.

—હઝરત **મૌલાના રૂમી (રહ.)**

હઝરત મુજદ્દિદ અલ્ફેસાની રહમતુલ્લાહિ અલૈહના વિશે એમના શૈખે અકમલ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલૈહ ફરમાવે છે :

'શૈખ અહમદ આફતાબ અસ્ત વ મા હમચુ'
સિતારગાન દર વે ગુમ અંદ'

'શૈખ અહમદ સૂર્ય છે અને આપણે તારલાઓની જેમ એમની રોશનીમાં ગુમ (વિલીન) થઈ ગયા છીએ.'

સુબ્હાનલ્લાહ! એનાથી વધારે કોઈ શું તારીફ કરી શકે છે?!

(મક્તૂબાત શરીફના) પ્રથમ ભાગમાં ૩૧૩ મક્તૂબ (પત્રો) છે. એની મુનાસિબત ૩૧૩ મુરસલીન અલૈહિસ્સલાતો વસ્સલામ અને ૩૧૩ અસ્હાબે બદર રિદવાનુલ્લાહિ અનહુમ અજમઈનથી છે.

બીજા ભાગમાં ૯૯ મક્તૂબ (પત્રો) છે જેને (અલ્લાહ તઆલાના) મુબારક અસ્મા (નામો)થી મુનાસિબત છે.

આ ત્રીજા ભાગમાં ૧૨૪ મક્તૂબ (પત્રો) છે જેના આંકડાઓનો સરવાળો કરવામાં આવે તો ૭ (સાત) થાય છે. એ મક્તૂબાતને

કુરઆન શરીફની સાત મંઝિલો,

સૂરએ ફાતિહાની સાત આયતો,

સાત આસમાનો,

સાત જમીનો અને
સાત દિવસોથી મુનાસિબત છે.

જાણે જમીન અને આસમાનના ઉલૂમ તેમજ આસમાની કિતાબોનો ખુલાસો (સાર) અને મઆરિફ, ટુંકાણથી અને વિસ્તારથી આ મકતૂબાત (પત્રો)માં છે.

ઉપર દર્શાવેલા કારણોને લીધે હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદ અલ્ફેસાની રહમતુલ્લાહિ અલૈહના પુર મગઝ (અર્થપૂર્ણ) મકતૂબાતના ફૈઝાનથી, મોટા ભાગના મુસલમાન મેહરૂમ છે. અને કેટલાકને ઈલ્મની કમી યા વાંચવાનો સમય ન મળવાના કારણે મકતૂબાત શરીફથી પૂરો ફાયદો નથી પહોંચતો જેથી મેં આ મકતૂબાતનો ઉર્દૂ ભાષામાં ખુલાસો લખવાનો વિચાર કર્યો કે જેથી સામાન્ય મુસલમાનો એના ફૈઝથી લાભ ઊઠાવે.

જ્યાં ઉર્દૂ (ભાષાંતર) કરવા છતાં મઝમૂન કંઈક મુશ્કેલ જણાયો ત્યાં 'આગાહી' શબ્દ લખીને સ્પષ્ટીકરણ (ખુલાસો) કર્યો છે જેથી વાચકો એને સારી રીતે સમજી લે.

મેં અલ્લાહ તઆલાના ફઝલથી પહેલા, બીજા અને ત્રીજા (ત્રણે) ભાગોનો સામાન્ય બોલચાલની ઉર્દૂ ભાષામાં ખુલાસો કર્યો છે. અને નકશબંદિયા મુજદ્દિદીયાની ઈસ્તિલાહાત (પારિભાષિક શબ્દો)ની એક યાદી કિતાબની શરૂઆતમાં આપી દીધી છે. આ મકતૂબાત શરીફના વાચક પ્રથમ ઈસ્તિલાહાતને વાંચીને યાદ રાખીલે અને પછી મકતૂબાતને વાંચે. ઈન્શાઅલ્લાહ મકતૂબાતના મતલબો અને ઈબારતો સારી રીતે સમજમાં આવી જશે.

અહલે ઈલ્મ સાહેબોની ખિદમતમાં મારી એ અર્ઝ છે કે મારી બેઈલ્મી અને બેઅમલીની હાલતો પર ધ્યાન ન આપે અને પોતાની ઐબપોશી (દોષ ઢાંકવાનો ગુણ) અને ચશ્મ પોશી (આંખ આડા કાન કરવા) ની આદતનો ઉપયોગ કરીને મુજ લાચારની લાચારીને કબૂલ ફરમાવીને મારી ઐબપોશી કરે અને ભૂલને સુધારી લે અને 'ઈન્દલ્લાહ' માજૂર (સવાબ પામનાર) બને.

وَمَا عَلَيْنَا إِلَّا الْبَلَاغُ

અલ્લાહના પૈગામને માત્ર પહોંચાડવું અમારું કામ છે.

□

હંમેશાથી હરેક નબી (અલ.) અને હરેક વલી (રહ.)નો
જોડા ઊંચકનાર (ખાદિમ),

**મુહમ્મદ હિદાયત અલી જયપુરી**

૧૫, જમાદીયુસ્સાની, ૧૩૫૯ હિ. સ.

□

# નકશબંદી મુજદ્દિદી તરીકાની જરૂરી ઈસ્તિલાહો (પારિભાષિક શબ્દો)ની સમજૂતી

(જુઓ પાન ૨૧ થી ૨૫)

હોવલ અલીમ

بسم الله الرحمن الرحيم

# પત્ર ૧

## ☆ પ્રતિ : મીર મુહમ્મદ નુઅમાન (રહ.)

ઝાતે હકથી સિફાતે હક, સિફાતથી અફઆલ (કાર્યો), અને અફઆલથી હરેક ચીઝનું વુજૂદ છે. પરંતુ હરેકના વુજૂદથી ઝાતે હક અકરબ છે; કારણ કે હરેક ચીઝ પોતાનું વુજૂદ પોતે નથી ધરાવતી. તેમની હૈઅત (સૂરત)ની અસલ (મૂળ) તેમની માહિયત (હકીકત) છે.

**આગાહી**

દાખલા તરીકે જિસ્મ (શરીર)નું હોવું તેમ જ સિફાતનું હોવું 'રૂહ'થી છે. છતાં રૂહ ન એન જિસ્મ છે ન એન સિફાત છે. પરંતુ 'રૂહ' હરેક અંગ અને હરેક સિફતથી કરીબતર છે.

યા દાખલા તરીકે ઝાડનું બીજ (પોતે) ન ઝાડની સૂરત છે ન શાખા (છે), ન પાંદડું (છે), ન ફૂલ (છે), છતાં એ સૌના વુજૂદના કરતાં ઝાડના બીજની હકીકત અકરબ છે. એ જ પ્રમાણે આગળ. ઝાતે હકનું હરેક ચીઝથી અકરબ હોવું આ મિસાલો કરતાં પણ ઉચ્ચ-અતિ-ઉચ્ચ છે.

કુર્બે બેચુનસ્ત અકલતરા બતુ,
અલ્લાહ તઆલાનો ઇન્સાનની સાથે જે કુર્બ છે તે;

આં તઅલ્લુક હસ્ત બેચું અય અમૂ.
એવો અનન્ય અને અદ્વિતીય છે કે તે બુદ્ધિમાં ઊતરી શકે એમ નથી.

ઈત્તિસાલે બે તકય્યુફો બે કિયાસ,
એ કુર્બ સમજશક્તિ અને કલ્પનાશક્તિથી પણ પર છે.

હસ્ત રબ્બુન્નાસરા બા જાને નાસ.
જે (કુર્બ) પરવરદિગારને ઈન્સાનના આત્મા સાથે છે

ઊ નમી ગંજદ બ મીઝાને ખિરદ,
તે બુદ્ધિના ત્રાજવે તોલી શકાય એમ નથી,

તૂ તરાઝૂયે ખિરદરા બર દરદ.
માટે તું બુદ્ધિના ત્રાજવાને દૂર કર.

અય બિરૂં અઝ વહમો કાલો કિલે મન,
હે ખુદા! તારી ઝાત મારી કલ્પના, મારા તર્ક–વિતર્ક અને મારી વાણીથી પર છે,

ખાક બર ફર્કે મનો તમસીલે મન.
ધૂળ પડે મારી ઉપમાઓ પર અને મારી મિસાલો પર!

—હઝરત મૌલાના રૂમી (રહ.)

અલ્લાહ તઆલા મસલ,[૧] મિસાલ[૨] અને મિસ્લ[૩] સર્વથી પાક છે.

## પત્ર ૨

☆ પ્રતિ : હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.) અને
હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ (રહ.)

હરેક પ્રકારની બલા અને મુસીબતમાં તકલીફ જરૂર માલૂમ

● ૧ મસલ : કહેવત, ઉક્તિ, કહાની.
૨ મિસાલ : જોડ, નમૂનો, ઉપમા
૩ મિસ્લ : ના જેવું, ને મળતું આવતું

પડે છે; પરંતુ હરેક રાહત અને હરેક તકલીફના વખતે ખુદાની હમ્દ કરવી જોઈએ.

ફુરસદને ગનીમત સમજીને ત્રણ ચીજોમાં મશગૂલ રહો.

યા કુરઆન મજીદની તિલાવત કરો
યા લાંબી કિરાઅતની સાથે નમાઝ પઢો
યા કલ્મએ શરીફનો ઝિક્ર કરો.

કલ્મએ શરીફના ઝિક્ર વખતે ઝાતે હકના સિવાય સર્વ મા'બૂદો, આરઝૂઓ અને મકસૂદો (હેતુઓ)ને દૂર કરો જેથી ઝાતે હકના સિવાય (બીજી) કોઈ મુરાદ બાકી ન રહે.

બલા અને આફતોના જમાનામાં આ હેતુ આસાનીથી પ્રાપ્ત થાય છે. રાહતના વખતે ઈચ્છાઓ અને આરઝૂઓ સિકંદરની દીવાલ જેવી આડ બની જાય છે.

ઝિક્રે ઈલાહી સિવાય બીજા કોઈ કામમાં મશગૂલ ન થશો. કિતાબોના અવલોકનનો હવે સમય નથી. ઝિક્રે હકનો સમય છે. અહીં સુધી કે મારી મુક્તિ જે તમારા માટે નિહાયત જરૂરી છે (તે પણ) તમારી મુરાદ ન હોવી જોઈએ. હકતઆલાના કાર્ય, તકદીર અને ઈરાદા પર રાજી રહેવું જોઈએ.

હવેલી, મહેલ, કૂવો, બાગ, કિતાબો અને બીજી ચીઝોનો ગમ સહેલો છે. એ ચીઝોની ચિંતામાં વખત બગાડવો ન જોઈએ. જો આપણે મરી જતે તો એ ચીઝો પણ ચાલી જતે. બેહતર છે કે આપણી જિન્દગીમાં ચાલી જાય જેથી કોઈ ચિંતા ન રહે.

ઔલિયા અલ્લાહે એ ચીઝોને પોતાના ઈખ્તિયારથી (સ્વેચ્છાએ) છોડી છે. આપણે એને અલ્લાહ તઆલાના ઈખ્તિયારથી છોડી દઈએ અને શુક્ર બજાવી લાવીએ જેથી મુખલિસીન (ખુલૂસવાળાઓ)થી મખ્લસીન (નજાત પામનારાઓ)માં થઈ જઈએ,

તમારી વાલિદાને તસલ્લી અને આફિયત[1]નું પ્રોત્સાહન આપશો.

**આગાહી**

જહાંગીર બાદશાહના વખતમાં આપ (રહ.) જ્યારે ગ્વાલિયર-ના કિલ્લામાં કેદ હતા ત્યારે કેદમાંથી લખેલો આ મુબારક પત્ર છે; એમાં ઝિક્રની તાકીદ ફરમાવી છે. હઝરત મૌલાના રૂમી (રહ.) પણ ફરમાવે છે:

સદ કિતાબો સદ વરક દર નાર કુન,
સેંકડો કિતાબો અને સેંકડો પૃષ્ઠોને આગમાં નાંખ,

કલ્બે ખુદ અઝ ઝિક્રે હક ગુલઝાર કુન.
પોતાના દિલને ઝિક્રે હક વડે બાગ બનાવ.

એમાં શક નથી કે કલ્બ (દિલ)ની જે હાલત તકલીફના વખતે ખુદાની સાથે હોય છે તે રાહતમાં નથી હોતી. હઝરત મૌલાના રૂમી રહમતુલ્લાહિ અલૈહ ફરમાવે છે:

આં સબબ બર અંબિયા (અલ.) રંજો શિકસ્ત,
અંબિયા (અલ.) પર રંજ અને મુસીબતો એટલા માટે ઊતારવામાં આવી,

અઝ હમહ મખ્લૂકહા અફ્ઝૂં તર સ્ત.
કે તેઓ તમામ મખ્લૂકના કરતાં બેહતર અને ઉચ્ચતર છે.

હઝરત ખ્વાજા મીર દર્દ રહમતુલ્લાહિ અલૈહ ફરમાવે છે:

હર ચીઝ કે અઝ તૂ ગુમ શવદ ગનીમત મી દાન,
તારી કોઈ ચીઝ ખોવાઈ જાય તો તેને ગનીમત સમજ,

ઝિન્હાર તૂ વકતે ખેશ રા ગુમ ન કુન.
પરંતુ પોતાના સમયને કદાપિ ખોઈશ નહિ.

• ૧ અફિયત : તંદુરસ્તી, આરોગ્ય, ખૈરિયત

# પત્ર ૩

## ☆ પ્રતિ : મીર મુહિબ્બુલ્લાહ માણેકપૂરી (રહ.)

'લાઈલાહ ઈલ્લલ્લાહુ'નો અર્થ એ છે કે હક તઆલાની ઝાત સિવાય બીજું કોઈ પરસ્તિશ (ઈબાદત)ને લાયક નથી અને હક (તઆલા)ની ઝાત અને સિફાત તમામ ખામીઓ અને વિનાશથી પર અને પાક છે.

ઈબાદતથી મુરાદ ઝિલ્લત, ઈન્કેસારી અને ખુઝૂઅની પરિપૂર્ણતા છે. તેને લાયક તે અલ્લાહ તઆલા જ છે. તે કોઈનો મોહતાજ નથી; બધાં તેના મોહતાજ છે. તેના હુકમ વગર કોઈ નફો કે નુકસાન પહોંચાડી નથી શકતું.

કાફિરો પોતાના હાથે મૂર્તિઓ બનાવે છે અને (તેને) પોતાના માબૂદ સમજે છે; તેઓને જનાબે બારીમાં પોતાના શફાઅત કર્તા માને છે એ તેઓની મૂર્ખાઈ છે. જેઓ પોતાના વુજૂદને જ પોતે બનાવી ન શક્યા અને બીજાઓના હાથોથી બન્યા, તેઓ બીજાઓને શું નફો કે નુકસાન પહોંચાડી શકે ?!

હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલામની નજીક મુશરિક તે છે જે હક તઆલાના સિવાય ગૈરની ઈબાદતમાં ગિરફતાર છે. ભલેને તે શખ્સ વુજૂબ અને વુજૂદના શરીક હોવાનો ઈન્કાર જ કરતો હોય. જ્યાં સુધી કોઈ શખ્સ હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલામની શરીઅત પર અમલ ન કરે ત્યાં સુધી તેને શિર્કથી નજાત મળી શકતી નથી.

જે શખ્સનો જે મકસૂદ છે તે જ તેનો મા'બૂદ છે. એટલા જ માટે કલમએ શરીફના ઝિક્રનો અર્થ અને મતલબ એ છે કે, હક (તઆલા)ની ઝાત સિવાય બીજી કોઈ ચીઝ દિલમાં મતલૂબ, મકસૂદ કે મા'બૂદ ન રહે.

# પત્ર ૪

## ☆ પ્રતિ : મીર મુહમ્મદ નુઅમાન (રહ.)

કુરઆને પાક એવી કિતાબ છે જેને પાક લોકો જ સ્પર્શી શકે છે. પાક લોકો તે છે જેઓ માનવ સંબંધોની ગંદકીથી પાક થઈ ગયાં છે. કુરઆને પાક તેઓના સ્પર્શવા અને પઢવા લાયક છે જેઓના નફસ, ઈચ્છાઓ અને આરઝૂઓથી પાક થઈ ગયાં છે. છૂપા અને પ્રગટ શિર્કથી, તેમ જ અનફુસી અને આફાકી (આંતર-બાહ્ય) ખુદાઓથી સ્વચ્છ થઈ ગયાં છે. પરંતુ એ દૌલત ફના અને બકા પછી મળે છે. આરિફ તે વખતે કુરઆને કરીમના અસરાર અને રુમૂઝ[1]થી કંઈક વાકેફ થાય છે.

મુબ્તદી[2]ના માટે ઝિક્રે હક અફઝલ છે. મુન્તહી[3]ના માટે કુરઆને પાકની તિલાવત અફઝલ છે. ફના અને બકાથી પહેલાં તિલાવત કરનારની ગણના અબરારમાં થાય છે. કામિલ ફના અને બકા હાસિલ થયા પછી તિલાવત કરનારની ગણના આરિફમાં થાય છે.

અબરારના આ'માલ ઈબાદતોના પ્રકારમાંથી છે અને મુકર્રબીન-ના આ'માલ તફક્કુરાતના પ્રકારમાંથી છે. એક કલાક ફિક્ર[4] કરવું સિત્તેર વરસની ઈબાદતથી બેહતર છે. એટલે જેટલો તફાવત અબરાર અને મુકર્રબીનમાં છે એટલો જ તફાવત ઈબાદત અને ફિક્રમાં છે.

**આગાહી**

શરીઅતના અહકામ પ્રમાણે કુરઆન શરીફના પૃષ્ઠોને વુઝૂ વગર સ્પર્શી શકતાં નથી. અને તરીકતના અહકામ પ્રમાણે ફના

---

● ૧ અસરાર અને રુમૂઝ : ભેદો અને રહસ્યો
૨ મુબ્તદી : સુલૂકની ઇબ્તિદા(શરૂઆત) કરનાર પ્રાથમિક કક્ષાનો સાલિક
૩ મુન્તહી : ફના અને બકાથી મુશર્રફ થઈ જનાર સાલિક
૪ ફિક્ર : ચિંતન-મનન કરવું

અને બકા વગર કુરઆન (શરીફ)ના અસરાર, રુમૂઝ અને હકીકતોને પામી શકતાં નથી તેમ જ જાહેરી અક્કલ અને ઇલ્મ એને સ્પર્શી શકતા નથી.

## પત્ર ૫

### ☆ પ્રતિ : મીર મુહમ્મદ નુઅમાન (રહ.)

જ્યાં સુધી
અલ્લાહ તઆલાએ પોતાની ઇનાયતથી
મારા પર જલાલ અને ગઝબની તજલ્લી ન ફરમાવી,
મને કેદખાનાના પિંજરામાં કેદ ન કર્યો,
ત્યાં સુધી
ઈમાને શુહૂદી[1]ની સાંકડી શેરીમાંથી સંપૂર્ણપણે હું
બહાર ન નીકળ્યો; તેમ જ
ખ્યાલ, ઝિલાલ અને મિસાલની શેરીમાંથી હું
પૂરેપૂરો બહાર ન નીકળ્યો; અને
ઈમાન બીલ ગૈબ[2]ના ધોરી માર્ગ પર નિરંકુશ રીતે ન દોડયો; અને
હુઝૂરથી ગૈબની સાથે,
ઐનથી ઇલ્મની સાથે,
શુહૂદથી ઈસ્તેદલાલની સાથે
કામિલતૌર પર ન મળ્યો;
લોકોના મેણાં-ટોણાં, રુસ્વાઈ અને અપમાનનો સ્વાદ ન ચાખ્યો;
આફાકી અને અનફુસી સંબંધોને ન તોડયા; અને
ખુદાની શાને કિબ્રિયાઈને ન જાણી.
જ્યાં સુધી

• ૧ ઈમાને શુહૂદી : ફના
૨ ઈમાન બીલ ગૈબ : બકા

મેં મારા નફસને દરેક બૂરાઈનો જન્મદાતા ન જાણ્યો
ત્યાં સુધી
હક તઆલાના ઈનામો, ફૈઝો અને બરકતથી મુશર્રફ ન થયો.

આગાહી

આ પત્ર જેલવાસના જમાનાનો છે. જેલવાસની મુસીબતોથી આપને તરક્કી પ્રાપ્ત થઈ હતી.

## પત્ર ૬

### ☆ પ્રતિ : શૈખ બદીઉદ્દીન (રહ.)

લોકોનો જુલ્મ, ઠપકો અને તિરસ્કાર દિલની સફાઈ કરે છે. ફકીર (હું) જ્યારે (ગ્વાલિયરના) કિલ્લામાં પહોંચ્યો ત્યારે પ્રાથમિક અવસ્થામાં મેહસૂસ થતું હતું કે લોકોની મલામતના અનવાર શહેરો અને ગામોમાંથી નૂરાની વાદળોની જેમ એક પછી એક વરસી રહ્યાં છે! અને વરસોનું કામ જલ્દી પૂરું થયું છે; અને સબ્રના મકામથી તરક્કી કરીને 'રઝા'ના મકામમાં પહોંચ્યો છું. હવે જમાલના કરતાં જલાલ વધારે લિજ્જત આપે છે.

જમાલ અને ઈનામમાં પોતાના દિલની મુરાદ પૂરી ભળેલી હોય છે જ્યારે જલાલ અને દુઃખમાં ખાલિસ મેહબૂબની જ મુરાદ હોય છે. પોતાની મુરાદ અને ખુદાની મુરાદમાં ઘણો મોટો ફેર છે.

આગાહી

આ મુબારક પત્ર પણ ગ્વાલિયરના કિલ્લામાં (જેલવાસ વખતે લખેલો) છે.

## પત્ર ૭

### ☆ પ્રતિ : મીર મુહિબ્બુલ્લાહ માણેકપૂરી (રહ.)

લોકોની તકલીફ બરદાશ્ત કરવા વગર અને અઝીઝોની જફા

પર સબ્ર કરવા વગર ઉપાય નથી. હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્-સલાતો વત્તસ્લીમને પણ હક તઆલાએ એવું જ ફરમાવ્યું છે.

## પત્ર ૮

### ☆ પ્રતિ : મૌલાના મુહમ્મદ સિદ્દીક (રહ.)

હુઝૂર નબીયે કરીમ સલ્લલાહો અલૈહિ વસલ્લમ શબે મેઅરાજમાં રૂયતે હક (હકના દર્શન)થી જે મુશર્રફ થયાં છે તે ઝિલાલના પરદાઓથી ઉચ્ચ-અતિ–ઉચ્ચ છે. આ શુહૂદ (દર્શન) માત્ર હુઝૂર (સલ.) ની જ ઝાતના માટે મખ્સૂસ છે.

હુઝૂર (સલ.)ના કામિલ તાબેદારોને પણ પૈરવી સ્વરૂપે અને વારસા રૂપે કંઈક હિસ્સો મળે છે. આ રૂયત (દર્શન) અને હિસ્સો મળવાનું સ્પષ્ટીકરણ થઈ શકતું નથી.

## પત્ર ૯

### ☆ મીર મુહમ્મદ નુઅમાન (રહ.)

શરીઅતથી ખિલાફ કામોથી હટી જવું એ તકવા (પરહેઝગારી) ની હકીકત છે. એને જ વરઅ કહે છે. હુઝૂર (સલ.)એ વરઅની ઘણી તારીફ ફરમાવી છે. વરઅના બરાબર કોઈ ચીઝ નથી.

અવામિર (શરીઅતના અહકામો)માં ઘણી વખતે નફસની લિજ્જત પણ શરીક હોય છે; જયારે મનહિય્યાત[1]માં (માત્ર) નફસની મુખાલિફત છે. એટલા માટે મનહિય્યાતથી બચવું અફઝલ અને બેહતર છે. અને વરઅનો મર્તબો પ્રાપ્ત થાય છે.

જે તરીકામાં શરીઅતની ઈત્તેબાઅ વધારે હશે તે તરીકો બીજા તરીકાઓની તુલનામાં અફઝલ હશે. શરીઅત માત્ર નફસની

• ૧ મનહિય્યાત : જે કામોથી બચવાનો શરીઅતમાં હુકમ કરવામાં આવેલો છે તે,

મુખાલિફતના માટે છે. એટલા જ માટે હઝરત ખ્વાજા નકશબંદ રહમતુલ્લાહિ અલૈહેએ ફરમાવ્યું છે કે,

'મે' એવો તરીકો અપનાવ્યો છે જે નફસથી વધારે મુખાલિફ હોવાના કારણે બીજા તરીકાઓના કરતાં અકરબ છે.'

**આગાહી**

હઝરત જુનૈદ બગદાદી રહમતુલ્લાહિ અલૈહેએ પણ ફરમાવ્યું છે કે,

'નફસની ઈસ્લાહ (સુધારણા)ના માટે શરીઅતની ઈત્તેબાઅ (પાલન)થી બેહતર બીજી કોઈ ચીઝ નથી.'

# પત્ર ૧૦

## ☆ પ્રતિ : મીર મુહમ્મદ નુઅમાન (રહ.)

અલ્લાહ તઆલાની અકરબીય્યત બેચું[1] અને બેચગું[2] છે; કલ્પના અને વિચારના વર્તુળથી બહાર છે. ત્યાં કુર્બ વધારે છે. અને અકરબિય્યત કમ છે. કુર્બ 'હમા ઊસ્ત'ના મકામમાં છે પરંતુ અકરબિય્યત એનાથી આગળ છે. ઈત્તિહાદ[3]ના મકામમાં જે કુર્બ દેખાય છે તે પણ વહેમ જ વહેમ છે. હક (તઆલા)ની ઝાત ઉચ્ચ અતિ ઉચ્ચ છે.

# પત્ર ૧૧

## ☆ પ્રતિ : મીર શમ્સુદ્દીનઅલી ખલ્ખાની (રહ.)

આદમી એક જામેઅ નૂસ્ખો છે. એ જે દશ તત્વોનો બનેલો છે એ પૈકી ચાર (ભૌતિક) તત્વો (માટી, હવા, આગ અને પાણી) છે તેમ જ (બીજા છ તત્વો) નફસે નાતિકહ, કલ્બ, રૂહ, સિર, ખફી અને અખ્ફા છે.

- ૧ બેચું : અનન્ય, અદ્વિતીય
  ૨ બેચગું : અજોડ, અનુપમ, બેનમૂન, બે-મિસાલ
  ૩ ઈત્તિહાદ : ફના (હમા ઊસ્ત)

સર્વે (ભૌતિક) તત્ત્વો એકબીજાના વિરોધી છે.

આલમે ખલ્ક અને (આલમે) અમ્ર પણ એક બીજાના વિરોધી છે.

આલમે અમ્રના લતીફાઓ પણ અલગ અલગ અમ્રની સાથે મખ્સૂસ છે; અને

જુદા જુદા કમાલની તરફ મન્સૂબ છે.

નફસે નાતિકા ખુદ પોતાની ખ્વાહીશ અને ઇચ્છાનું અભિલાષી છે.

ગરજકે એ બધાં એક બીજાનાં શરીક નથી. પરંતુ અલ્લાહ તઆલાએ પોતાની કુદરતે કામિલાથી દરેકના અત્યાચારને નાથીને, મધ્યમ કક્ષાએ લાવીને, એક ખાસ મિજાઝ (પ્રકૃતિ) અને હૈઅતે વહદાની[1] અતા ફરમાવી છે. અને હૈઅતે વહદાનીને પોતાની કુદરતે કામિલા અને તાબેઆથી એવી સૂરત બખ્શી છે કે જે વિરોધી અને વિવિધ અંશોની હિફાઝત કરી શકે.

(વિરોધી તત્ત્વોના) આ મજમૂઆને 'ઈન્સાન' નામ આપ્યું તથા જામેઈય્યત અને હૈઅતે વહદાનીના હાસિલ થવાના આધારે એને ખિલાફતના શર્ફે ઈસ્તિઅદાદથી મુશર્રફ ફરમાવ્યો. ખિલાફતની આ હાલત ઈન્સાનના સિવાય બીજા કોઈને પ્રાપ્ત નથી થઈ.

આલમે કબીર[2] જોકે મોટું છે પરંતુ જામેઈય્યતથી ખાલી છે અને હૈઅતે વહદાનીથી બેનસીબ છે. આ હાલત ઈન્સાનની તમામ વ્યક્તિઓમાં સાબિત છે. તમામ ખાસ અને આમ ઈન્સાન આ અમ્રમાં શરીક છે,

આલમે કબીરમાં વધારે અશરફ અર્શે મજીદ છે. જે તજલ્લી એની સાથે મખ્સૂસ છે, (તે) અન્યોની તજલ્લીઓથી ઉચ્ચતર અને કાયમી છે.

● ૧ હૈઅતે વહદાની : એક સૂરત, સમ-રૂપ, એક-રૂપ
૨ આલમે કબીર : મોટું જગત અથવા બાહ્ય જગત (માનવના શરીરને 'આલમે સગીર'નાનું જગત કહે છે.)

કામિલ ઈન્સાનનું કલ્બ અર્શની સાથે મુનાસિબત ધરાવે છે. એને અર્શુલ્લાહ (અલ્લાહનો અર્શ) પણ કહે છે. (તે) અર્શની તજલ્લીથા નસીબે વાફિર (વિપુલ પ્રાપ્તિ) અને હઝ્ઝે કામિલ (પરિપૂર્ણ લુત્ફ) ધરાવે છે.

અર્શની તજલ્લી કુલ્લી (પૂર્ણતઃ) છે જ્યારે કલ્બની તજલ્લી જુઝઈ (અંશતઃ) છે; છતાં કલ્બમાં એક વધારો છે જે અર્શમાં નથી. તેમાં શુઉર (ભાન) છે. આ શુઉર અર્શમાં નથી.

ઈન્સાન બશર હોવાના કારણે તમામ સિફાતે હક અને ઝાતે હકથી મુનાસિબત ધરાવે છે એટલે હકની ઝાતથી અને સિફાતથી ફાયદો ઊઠાવે છે. અર્શ મહ્દ એ સંબંધોથી અને ફાયદાથી મેહરૂમ છે.

## પત્ર ૧૨

☆ પ્રતિ : મીર મુહમ્મદ નુઅમાન (રહ.)

આપે જાણવા માંગ્યું છે કે,

હક તઆલાની જનાબમાં

દુઆ, તઝર્રોઅ[૧], ઝારી અને ઈલ્તેજા કરવું બેહતર છે?

યા ઝિક્ર કરવું બેહતર છે?

યા ઝિક્રની સાથે એ બધું ભળેલું હોવું બેહતર છે?

મારા અઝીઝ! જવાબ એ છે કે ઝિક્ર કરવું જરૂરી છે. એની સાથે જે કંઈ ભેગું થઈ જાય (તે) દૌલત (અને) નેઅમત છે. વુસૂલ[૨]નો આધાર ઝિક્ર પર મોકૂફ છે. બીજી ચીઝો ઝિક્રના ફળ અને પરિણામ છે.

- ૧ તઝર્રોઅ : રડવું-કગરવું
  ૨ વુસૂલ : ખુદા સુધી પહોંચવું

આપે પૂછ્યું છે કે,
નફી-ઈસ્બાતનો[1] ઝિક્ર,
કુરઆન શરીફની તિલાવત અને,
લાંબો કિયામ કરી નમાઝ અદા કરવું,
એ ત્રણેમાં કયું બેહતર છે?

એનો જવાબ એ છે કે :

નફી-ઈસ્બાતનો ઝિક્ર વુઝૂની જેમ છે. વુઝૂ નમાઝ માટે શર્ત છે. જ્યાં સુધી તહારત[2] દુરુસ્ત ન હોય ત્યાં સુધી નમાઝ શરૂ કરવાની મનાઈ છે. એ જ પ્રમાણે જ્યાં સુધી 'નફી'નો મામલો અંજામ સુધી ન પહોંચી જાય ત્યાં સુધી ફરઝો, વાજિબો અને સુન્નતો સિવાય નફિલ ઈબાદતો જેટલી પણ કરવામાં આવે સર્વ વબાલમાં દાખલ છે.

પ્રથમ રોગને દૂર કરવું જોઈએ. (રોગનો ઉપચાર) 'નફી-ઈસ્બાત'ના ઝિક્ર સાથે સંકળાયેલો છે. બીજી ઈબાદતો અને નેક કામો બદનના માટે સારા ખોરાક સમાન છે. રોગ દૂર થયા પછી (તેમાં) મશગૂલ થવું જોઈએ. રોગના દૂર થવાથી પહેલાં ખોરાક ખાવામાં આવે તો તે નુકસાનકારક અને હાનિકારક થાય છે.

હર્ચે ગીરદ ઈલ્લતી ઈલ્લત શવદ
નાકિસ જે કંઈ ગ્રહણ કરે છે તેમાંથી અંધકાર અને બૂરાઈ પેદા થાય છે.

દુનિયાની માલ-મિલકત અને શોભા-શણગાર નજીવા અને તુચ્છ છે. અક્કલમંદ માણસ તેના પર મોહ પામતો નથી અને તેમાં ગિરફતાર થતો નથી.

આખિરતના મામલાઓમાં અને ઝિક્રમાં મશગૂલ રહેવું જોઈએ. એ જરૂરી નથી કે ઝિક્રમાં લિજ્જત પૈદા થાય અને ચીઝો દેખાય.

• ૧ નફી-ઈસ્બાત : કલ્મએ શરીફ
૨ તહારત : પાકી અર્થાત વુઝૂ

એ બધું લહ્વ-લઈબ અને ખેલકૂદમાં શામેલ છે. ઝિક્રમાં મશકકત હોવું બેહતર છે. પાંચ વખતની નમાઝ અદા કર્યા પછી પોતાનો સમય ઝિક્રે ઈલાહીમાં વિતાવો.

## પત્ર ૧૩

### ☆ પ્રતિ : મીર મુહિબ્બુલ્લાહ માણેકપૂરી (રહ.)

ખુદાની જનાબથી નાઉમ્મીદી કુફ્ર છે. તેની રેહમતથી ઉમ્મીદ-વાર રહેવું જોઈએ. જો (નીચેના) બે કામોમાં ફેર ન પડે તો (બીજી કોઈ વાતનો) કંઈ ગમ નથી.

(૧) હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમની તાબેદારી-માં ફેર પડવો ન જોઈએ.

(૨) શૈખે તરીકત (પીર) તરફના એ'તિકાદ અને મુહબ્બતમાં ફેર પડવો ન જોઈએ.

એના સિવાય ગમે તે થાય કે થતું રહે તેની તલાફી આસાન છે.

પોતાના વખતને ઝિક્રે ઈલાહીમાં આબાદ રાખો અને ઝિક્રે કલ્બીમાં મશગૂલ રહો. અગર ચાહો તો ઝિક્રે ઝબાની પણ કરો પરંતુ તે છૂપી રીતે કરો કારણકે નકશબંદી તરીકામાં ઝબાની ઝિક્ર કરવું મના છે.

શૈખે તરીકત (પીર)ની તકલીદ[૧]ને ન છોડો. તકલીદમાં નખશીખ ફાયદાઓ છે અને તેનાથી ખિલાફમાં નખશીખ નુકસાન છે.

## પત્ર ૧૪

### ☆ પ્રતિ : મીર શમ્સુદ્દીનઅલી (રહ.)

હક તઆલાની ઝાતે બહ્ત વુજૂબ, વુજૂદ વગેરે હરેક શબ્દથી પર અને પાક છે.

• ૧ તકલીદ : પૈરવી, અનુસરણ, તાબેદારી, ઈત્તેબાઅ

'વલિલ્લાહિલ મસલુલ આ'લા'
આ'લા મિસાલ અલ્લાહતઆલાના માટે છે.

**આગાહી**

જે ચીઝનું નામ આપી શકાય યા ઈશારાથી કે સંકેતથી તેની નિશાની આપી શકાય તે ગૈરુલ્લાહ છે. વુજૂદ શબ્દથી પણ (હક) તઆલાની) ઝાત-પાક છે. હઝરત ખ્વાજા નકશબંદ રહમતુલ્લાહિ અલૈહ ફરમાવે છે :

બરતર અઝ ઈલ્મસ્તો બેરૂં અઝ અયાં,
અલ્લાહ તઆલાની ઝાત ઈલ્મથી ઉચ્ચ અને જાહેર ન થઈ શકે એવી છે,

ઝાતશ અંદર હસ્તીયે ખુદ બે નિશાન.
અલ્લાહ તઆલાની ઝાત તો બેનિશાન છે.

ઝૂ નિશાં જુઝ બે નિશાની કસ ન યાફ્ત,
બેનિશાની સિવાય તેની કોઈ નિશાની કોઈને મળી નથી.

ચારએ જુઝ જાં ફિશાની કસ ન યાફ્ત,
જાન પર જુલમ કરવા સિવાય બીજું કંઈ પામ્યા નથી.

સદ હઝારાં તૌર અઝ જાં બરતરસ્ત,
રૂહ કરતાં પણ તેની ઝાત લાખો પ્રકારે ઉચ્ચતર છે,

હરચે ખ્વાહમ ગુફ્ત ઊ ઝાં બરતરસ્ત.
તેની ઝાત વાણી અને વર્ણનથી ઉચ્ચતર છે.

# પત્ર ૧૫

## ☆ પ્રતિ : મીર મુહમ્મદ નુઅમાન (રહ.)

દોસ્તોએ મારી મુક્તિ માટે કોશિશ કરી પરંતુ તેઓની કોશિશ બેકાર સાબિત થઈ; એટલે બશરીયતના કારણે સીનામાં ગમ અને

તંગી માલૂમ પડચા. પરંતુ થોડા સમય બાદ એ તંગી ખૂશીમાં અને સહેં સદરે સીનામાં ફેરવાઈ ગઈ. અને એ યકીન થયો કે વિરોધીઓની મુરાદ અગર હક તઆલાની મુરાદના મુવાફિક છે તો પછી ગમ શાને?

ભલે ઈનામ હોય કે ઈલામ, રાહત હોય કે (તકલીફ) મેહબૂબની હરેક ચીઝ મુહિબ્બની નજીક પ્રિય અને પ્યારી હોય છે. બંનેથી તે એક સરખો ફાયદો હાસિલ કરે છે. બલ્કે ઈનામના મુકાબલામાં ઈલામમાં વધારે લિજ્જત મેળવે છે; કારણ કે ઈનામમાં નફસની ખૂશી પણ શામેલ હોય છે જ્યારે ઈલામ નફસની ખ્વાહીશના ખિલાફ હોય છે.

વળી મુખાલિફથી ખિલાફ થવું પણ સારૂં નથી કારણ કે એ વખતે મેહબૂબની મુરાદ અને કાર્યોનો તે આયનો અને બારી બનેલો છે. જ્યારે ખુદા આપણને મેહબૂબ છે; તેની મુરાદ અને કાર્યો પસંદ છે; તો જેના ઝરીયાથી એનો પ્રસાર થયો છે તે પણ મેહબૂબ જ હોવું જોઈએ.

દોસ્તોએ મુખાલિફોની મુખાલિફત કરવી ન જોઈએ બલ્કે તેમનાં કાર્યોથી લિજ્જત હાસિલ કરવી જોઈએ. આફતોને દૂર કરવા માટે દુઆ કરવાનો આપણને હુકમ છે. રડવાને આંસુ વહાવવાને, અને દુઆને અલ્લાહ તઆલા પસંદ ફરમાવે છે એટલા માટે દુઆ કરીએ છીએ. આ બલાઓ અને જલાલનો અંજામ આપણા માટે જમાલ છે; અને મુખાલિફો (વિરોધીઓ)ના માટે ખરેખર જલાલ છે.

## પત્ર ૧૬

### ☆ પ્રતિ : અહમદ ઝહબી (રહ.)

આપે લખ્યું છે કે,

'મને મારામાં કંઈ નથી દેખાતું પરંતુ (મેં) જેમને યાદે હક

બતાવી છે (બૈઅત કર્યા છે) તેઓથી અજીબો ગરીબ વાતો જાહેર થાય છે!'

મારા અઝીઝ! એ તાલિબો આપના હાલતના આયનાઓ છે. તેઓને ખુદાએ જાણ કરી છે અને આપને જાણ કરી નથી. વિલાયતની જાણ હોવી જરૂરી નથી બલ્કે વિલાયતનો હાલ હોવો જરૂરી છે. જાણકાર અને અજાણ, મર્તબામાં બંને સરખા છે. અહવાલના જાહેર ન થવાથી દુઃખી ન થવું જોઈએ. અહવાલ પ્રાપ્ત કરવાની કોશિશ કરવી જોઈએ.

□

આપે લખ્યું છે કે,

'દવામે આગાહી'થી શી મુરાદ છે? કેટલીક વખતે કારોબારમાં ગફલત મેહસૂસ થાય છે.'

મારા અઝીઝ! આગાહીથી મુરાદ જનાબે હક તઆલામાં હુઝૂરે બાતિન છે. શું કોઈ ઈન્સાન પોતાના નફસથી ગાફિલ હોય છે? યા તેને પોતાની ઝાતથી ગફલત અને નિસ્યાન પૈદા થાય છે? બલ્કે નથી થતું. ગફલત અને ઝુહૂલ[1] ઈલ્મે હુસૂલી[2]માં પૈદા થાય છે; ન કે ઈલ્મે વુસૂલી[3] અને હુઝૂરીમાં! ઈલ્મે હુસૂલીમાં મુગાઈરત[4] છે; જ્યારે ઈલ્મે વુસૂલી અને હુઝૂરીમાં હુઝૂર-દર-હુઝૂર છે. નાદાન ઈન્સાન જોકે આ ઈલ્મે હુઝૂરીથી દૂર છે.

ઝાતે હક તઆલા ઈલ્મે હુસૂલી, ઈલ્મે હુઝૂરી અને ઈલ્મે વુસૂલી સર્વથી પાક અને ઉચ્ચ-અતિ-ઉચ્ચ છે.

- ૧ ઝુહૂલ : આરઝી (હંગામી, કામચલાવ) બેખબરી
  ૨ ઈલ્મે હુસૂલી : જે ઈલ્મ શીખવાથી હાસિલ થાય
  ૩ ઈલ્મે વુસૂલી : જે ઈલ્મ હાસિલ કરવા વગર આપોઆપ હોય જેમકે દૂધ પીવું, રડવું, હસવું વગેરે
  ૪ મુગાઈરત : ગૈરિયત, જુદાઈ, મુખાલિફત

આગાહી

ઝિક્ર (ચાલુ) હોવા છતાં લતાફત (સૂક્ષ્મતા)ના કારણે મુબ્તદીને કેટલીક વખતે ઝિક્રે કલ્બી મેહસૂસ થતું નથી. ઝિક્રે કલ્બીમાં, નૂરે કલ્બીમાં અને ઝાતે હકમાં બેચૂનિયત છે.

એ જ પ્રમાણે (હક તઆલાની) ઝાત જોડે તઅલ્લુક હોવા છતાં, જહલના કારણે મુન્તહીને પણ (કેટલીક વખતે) કુર્બની જાણ થતી નથી.

આ બંને હાલતોમાં મુબ્તદી કે મુન્તહીના દિલમાં નૂર અને શહૂદ સદર માલૂમ પડે તો ઝિક્ર અને ફિક્ર છે પરંતુ બેચૂં છે (એમ સમજવું.) જો દિલમાં ગભરાત, તંગી યા અંધકાર જણાય તો ગફલત અને મઅસિયતના કારણે ઝિક્ર (ચાલુ) નથી (એમ સમજવું) (ઝિક્ર અને ફિક્ર છે કે નથી એ જાણવા માટેની) આ કસોટી છે.

## પત્ર ૧૭

### ☆ પ્રતિ : એક નેક ઔરત

ઈન્સાનનું વુજૂદ અને દુનિયાની તમામ નેઅમતો સર્વ હક તઆલાની અર્પણ કરેલી છે; અને એ અર્પણનો પૂરાવો ચાંદ અને સૂરજના કરતાં પણ વધારે રોશન છે.

એમાં કોઈ શક નથી કે આપણે ખુદાના એહસાનો અને નેઅમતોનો કોઈ રીતે શુક્રિયા અદા કરી શકતાં નથી. આપણે જે જે તરીકાથી ખુદાની તા'ઝીમ અને તકરીમ કરીએ છીએ, હકીકતમાં એ વાતો ઐન તૌહીન અને તહકીર, અપમાન અને તિરસ્કાર (સમાન) છે. બંદાઓના તરફથી જે હમ્દ છે તે નખશીખ હિજ્વ[1] છે. એની મદ્દહ ઐન કદહ, એની પ્રશંસા ઐન ઉપહાસ છે.

● ૧ હિજ્વ : કવિતામાં કોઈનો મઝાક ઉડાવવો, કાવ્યમાં બૂરાઈ કરવી, વક્રોક્તિ

હક તઆલાની (સાચી) હમ્દ અને સના તે જ છે જે આપણને શરીઅતના ઝરીયાથી મળી છે. ભલે તે ઈબાદતના સ્વરૂપમાં હોય કે અકીદાઓના સ્વરૂપમાં હોય યા કલેમાત (શબ્દો)ના સ્વરૂપમાં હોય.

જો કોઈના અકીદા શરીઅતના મુવાફિક દુરુસ્ત છે; પરંતુ આ'માલમાં નાકિસ છે. તો તે હંમેશા જહન્નમમાં ન રહેશે. જો કોઈના આ'માલ સારા છે પરંતુ અકીદા શરીઅતના ખિલાફ છે, તો તે હંમેશા જહન્નમમાં રહેશે.

**આગાહી**

હઝરત મૌલાના રૂમી રહમતુલ્લાહિ અલૈહેએ પણ ફરમાવ્યું છે:

હાં દહાં ગર હમ્દ ગોઈ વ સિપાસ,
હા, અગર આ મુખ વડે તેની હમ્દ અને સના કરવામાં આવે તો

હમચૂં ના ફરજામ આં ચોપાં શનાસ.
તે હઝરત મૂસા (અલ.)ના જમાનાના પેલા મૂરખ ભરવાડના જેવી જ હશે.

હમ્દે તૂ નિસ્બત બ તૂ ગર બેહતરસ્ત,
તારી હમ્દ જોકે તારી નજીક બેહતર છે,

લેકિન આં નિસ્બત બ હક હમ અબતરસ્ત.
પરંતુ એ હમ્દ હક તઆલાને લાયક નથી.

## પત્ર ૧૮

### ☆ પ્રતિ : મીર મુહમ્મદ નુઅમાન (રહ.)

આપનો હદીયો અને પત્ર પહોંચ્યા. અલ્લાહ તઆલા જઝા આપે.

આપની પાસે જે લોકો અલ્લાહ વાસ્તે આવે તેઓને આપે નાખુશ કરવા ન જોઈએ બલ્કે નાઝની સાથે રાખવા જોઈએ અને

તેઓના ઝાહિર તેમજ બાતિનની ખબર (સંભાળ) રાખવી જોઈએ. હદીસે કુદસીમાં ઈરશાદ છે :

'હે દાઉદ (અલ.)! જ્યારે તું મારા તાલિબને જુએ તો તેની ખિદમત કર!'

# પત્ર ૧૯

## ☆ પ્રતિ : મીર મુહમ્મદ નુઅમાન (રહ.)

અલ્લાહ તઆલાનું કોઈ કામ હિકમત અને બેહતરીથી ખાલી નથી. તેની કઝા પર રઝા, તેના ફેંસલા પર રાજી રહેવું જોઈએ. તાઅત (ઈબાદત)માં સાબિત કદમ (મક્કમ) રહો અને ખુદાની નાફરમાનીથી બચો.

# પત્ર ૨૦

## ☆ પ્રતિ : મૌલાના અમાનુલ્લાહ (રહ.)

અલ્લાહ તઆલાએ જે કંઈ હાલ અને મવાજિદ આપને અતા ફરમાવ્યા છે તેના પર સંતોષ ન માનો.

'હલ મિમ મઝીદ' (હજી કંઈ વધારે છે?)[1] કહેતા રહો અને તરક્કીએ મકામાત માટે હંમેશા હિંમત બુલંદ રાખો તથા રડીને, આંસૂ વહાવીને, કાકલૂદી કરીને વિનમ્રતાપૂર્વક જનાબે બારીમાં તરક્કીએ મકામાતની દુઆ કરતા રહો.

ઈસ્તેકામત[2] સાથે શરીઅતની પૈરવી કરવી આ'માલ દુરુસ્ત

● ૧ આ ઈશારો સૂરએ 'કહફ'ની આ આયત શરીફ તરફ છે :
'યૌમ નકૂલો લિ જહન્નમ... (અંત સુધી)'
તે દિવસે અમે જહન્નમને પૂછીશું : 'શું તું ભરાઈ ગઈ?'
તો તે અરજ કરશે કે : 'હજી કંઈ વધારે છે?!'
૨ ઈસ્તેકામત : મક્કમતા, દઢતા, અડગતા

થવાનો પૂરાવો છે. બુલંદ હિંમતવાળાઓને અલ્લાહ તઆલા દોસ્ત રાખે છે.

જે રીતે અને જે સ્વરૂપમાં આપણને ફૈઝ પહોંચે (તેને) પીરનો જ (ફૈઝ) ખ્યાલ કરવો જોઈએ.

પોતાના ખ્યાલોને ભટકવા દેવા ન જોઈએ.

## પત્ર ૨૧

### ☆ પ્રતિ : મીર મુહમ્મદ નુઅમાન (રહ.)

ઝિલ્લ[૧] જોકે પોતાની અસલથી કાએમ છે છતાં (તે પોતે) અસલ નથી. હિસ્સ[૨], ખ્યાલ[૩] અને વહમ[૪]ની કક્ષામાં એનું વુજૂદ સાબિત જરૂર છે.

વુજૂદના દરેક મર્તબાનો હુકમ અલગ છે.

**આગાહી**

જેવી રીતે હાસ્ય ઐન ઝાતે ઈન્સાન નથી. સિફતે હયાતથી કાએમ છે. હાસ્યનું વુજૂદ જોકે જિસ્મમાં દેખાતું નથી; છતાં તેનું નામ પણ છે અને મર્તબએ ખ્યાલમાં તેનું વુજૂદ પણ સાબિત છે.

□

(આગાહી અહીં પૂરી થઈ. હવે ફરી હઝરતનો કલામ શરૂ થાય છે.)

□

ઝાહિદોની ફઝીલતમાં વારિદ થયેલી હદીસે કુદસીનો ભાવાર્થ આપે પૂછ્યો છે.

૧ ઝિલ્લ : પ્રતિબિંબ (અલ્લાહ તઆલાના અસમા અને સિફાતનું પ્રતિબિંબ)
૨ હિસ્સ : લાગણી, સંવેદન
૩ ખ્યાલ : વિચાર, કલ્પના, તરંગ
૪ વહમ : ભ્રમ, આભાસ

એ હદીસે કુદસીનો અર્થ જાહેરી સમજથી કંઇ દૂર નથી. અલ્લાહ તઆલાએ પોતાના ફઝલો કરમથી કેટલાક લોકોને આ પ્રકારના ફઝાઈલ, ખસાઈસ અને કરામતોથી મુમતાઝ ફરમાવ્યા છે; જે બીજાઓ માટે રશ્ક (ઈર્ષ્યા)નું કારણ છે.

હુઝૂર અલૈહિસ્સલાતો વસ્સલામે ઈરશાદ ફરમાવ્યો છે કે, 'મારી ઉમ્મતમાંથી સીત્તેર હજાર આદમી હિસાબ વગર જન્નતમાં જશે. એ તે લોકો છે કે જેઓ બીજાને રંજ પહોંચાડતા નથી અને (પોતાના પર મુસીબત આવે તો) તેનો વિલાપ કરતા નથી; અને પોતાના પરવરદિગાર પર તવક્કુલ (ભરોસો) કરે છે.

નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમના આ ઈરશાદમાં એક સિર્ર યાને ભેદ છે જે જાહેર કરવા યોગ્ય નથી. એને જાહેર કરવું મસ્લેહતથી દૂર છે.

## પત્ર ૨૨

### ☆ પ્રતિ : મુલ્લા મકસૂદઅલી તબ્રેઝી (રહ.)

કાફિર નજિસુલ ઐન[1] નથી. અગર નજિસુલ ઐન હોત તો હઝરત રસૂલે અકરમ સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમ યહૂદીને ત્યાં ખાવાનું કેમ ખાતે? વળી મુશરિકના વાસણમાં (આપે) વુઝૂ (પણ) કર્યું છે. અમીરુલ મોમિનિન હઝરત ઉમર ફારૂક રદિયલ્લાહો અન્હોએ નસરાની ઔરતના ઘડાથી પાણી લઈને વુઝૂ કરેલું છે.

જો ખરેખર કાફિરો અને મુશરિકો 'નજિસુલ ઐન' હોત તો હુઝૂર (સલ.) અને અમીરુલ મોમિનીન (રદિ.) કયારેય એમની કોઈ ચીઝ ન ખાતે, ન ઉપયોગ કરતે. કારણકે કોઈ નબી (અલ.)એ

• ૧ નજિસુલ ઐન : હકીકી નાપાકીવાળો, શારીરિક રીતે નાપાક, જિસ્મન નાપાક

તે ચીઝનો કયારેય ઉપયોગ કર્યો નથી જે તે નબી (અલ.)ની શરીઅતમાં યા બીજા કોઈ નબી (અલ.)ની શરીઅતમાં કોઈ જમાનામાં હરામ થઈ હોય યા હવે પછી હરામ થવાનો હુકમ થનારો હોય.

જો મુશરિકો 'નજિસુલ ઐન' હોત તો કલમો પઢવા અને ઈમાન લાવવા બાદ પણ નાપાક જ રહેતે; કયારેય ન મુસલમાન થઈ શકતે ન પાક થઈ શકતે.

અગર કોઈ એમ કહે કે મુશરિકો જાહેરી નાપાકીથી પૂરી રીતે પરહેઝ નથી કરતાં એટલા માટે નજિસ (નાપાક) છે તો ઘણા નાવાકિફ મુસલમાન પણ મુશરિકોની જેમ જાહેરી નાપાકીમાં ગિરફતાર છે તો તેઓ પર પણ નજિસ (નાપાક) હોવાનો હુકમ લાગુ પડવો જોઈએ. પરંતુ એવું કરવામાં નથી આવતું.

મુશરિકોની નજાસત (નાપાકી) હુકમી છે, ઐન નજાસત નથી.

આપ જરા બલ્કે ખુદા પર રહેમ કરો. જે મુસલમાનો મુશરિકોથી હળે-મળે છે તેઓને નજિસ ખ્યાલ ન કરો. અને વહેમી નજાસત (નાપાકીની શંકા)ના કારણે મુસલમાનોના ખાવા-પીવાથી પરહેઝ ન કરો તેમ જ એને એહતિયાત (સાવચેતી) ખ્યાલ ન કરો બલ્કે એહતિયાત, આ એહતિયાતને છોડવામાં છે.

અંદકે પેશે તૂ ગુફતમ ગમે દિલ તર્સીદમ,
હે પ્રિય ! દિલના ગમની વાત તને ટૂંકમાં એટલા માટે કરી છે કે,

કે દિલ આઝૂર્દહ શવી વર્નહ સુખન બિસ્યાર અસ્ત.
લાંબી વાતો સાંભળીને તારું દિલ કયાંક દુઃખી ન થાય;
નહિતર કહેવાનું તો હજી ઘણું વધારે છે.

**આગાહી**

હૈઝ અને નિફાસ વાળી હરેક ઔરતને પણ એ દિવસોમ નાપાકીનો હુકમ છે. તે

ન કુરઆન શરીફને અડકી શકે છે,
ન નમાઝ પઢી શકે છે,
ન ખાનએ કાબાનો તવાફ કરી શકે છે,
ન રોઝા રાખી શકે છે.

તો એવા વખતમાં, એવા ખ્યાલના લોકો તેઓના હાથનું ખાવું, પીવું કેમ ખાય, પીએ છે?!

મુશરિક અને મુસલમાન ઔરતો હેઝ અને નિફાસના વખતે નાપાક છે પરંતુ નાપાકીના દિવસો પછી જેવી રીતે પાક થઈ જાય છે એ જ રીતે મુશરિક અને કાફિર પણ કલમો પઢવા પછી પાક થઈ જાય છે. જો હકીકી નાપાક હોત અને હુકમી નાપાક ન હોત તો ન ઔરતો પાક થઈ શકતે, ન કાફિર અને મુશરિક કલમો પઢવાથી પાક થતે.

મુશરિકોના હાથનું ખાવાને નાપાક કહીને ન ખાવું અને ઔરતોના ખાસ દિવસોમાં તેઓના હાથનું ખાવું ઈન્સાફ અને અકલે સલીમ (સદ્‌બુદ્ધિ)થી દૂર છે.

## પત્ર ૨૩

### ☆ પ્રતિ : ખ્વાજા ઈબ્રાહીમ કુબાદિયાની[1] (રહ.)

અલ્લાહ તઆલાની હમ્દ છે જેણે હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામને દુનિયામાં મોકલ્યા. અને તેઓના ઝરીયાથી પોતાની ઝાતથી, સિફાતથી અને કમાલાતથી આપણે નાસમજોને આગાહ ફરમાવ્યા, અને ઘણો મોટો એહસાન છે કે તેણે આપણને હિદાયત કરી અને હુઝૂર નબીયે અકરમ સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમની ઉમ્મતમાં પૈદા કર્યા. અને પોતાની રઝામંદી તથા નારાઝગી અને દીન તથા દુનિયાના નફા અને નુકસાનથી સાવચેત કર્યા.

● ૧ તિરમિઝ શહેરની પાસે આવેલા કુબાદિયાન નામના એક ગામના આપ વતની હતા.

અગર હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામનો વસીલો ન હોત તો ઈન્સાની અક્લો ખુદાને ન જાણતે કે ન ઓળખતે અને કમાલાતને હાસિલ કરવામાં કાસિર અને નાકિસ રહેતે. ભૂતપૂર્વ ફિલસૂફો અને દાર્શનિકો પોતાને કામિલુલ અક્લ (પૂર્ણ-બુદ્ધિશાળી) સમજ્યા અને મખ્લૂકાતના ખાલિકના મુન્કિર રહ્યાં. નમરૂદ બાદશાહે હઝરત ઈબ્રાહીમ અલૈહિસ્સલાતો વસ્સલામથી ઝઘડો કર્યો. ફિરઔને પણ પોતાને ખુદા કહ્યો...વગેરે.

હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામના વુજૂદે ના-સમજોને સિરાતે મુસ્તકીમ (સીધો રસ્તો) બતાવ્યો. નાસમજ લોકોને ખુદાની ઝાતના માનનારા બનાવ્યા. તેઓ પોતાની નાકિસ અક્લના નુકસાનથી વાકેફ થયાં. હશ્ર[1] અને નશ્ર[2], હિસાબ અને કિતાબ, અઝાબ અને સવાબ પર તેઓ યકીન લાવ્યા.

જે રીતે હિસ્સે અક્લ (બુદ્ધિની સંવેદના) હિસ્સે ઝાહિરથી પર છે તેજ રીતે હિસ્સે અક્લના કરતાં નુબુવ્વતનો મામલો પર છે. જો જાહેરી (અક્લ) કાફી (પૂરતી) હોત તો યૂનાનના હકીમો (ફિલસૂફો) ગુમરાહ ન થાત. અફલાતૂન[3] ફિલસૂફોનો સરદાર હતો. તેને હઝરત ઈસા અલૈહિસ્સલામનો ઝમાનો મળ્યો છતાં તે બદબખ્ત હઝરત ઈસા અલૈહિસ્સલામ પર ઈમાન ન લાવ્યો અને કાફિર રહ્યો.

તબીબી વિદ્યા, અને ખગોળશાસ્ત્ર, હઝરાતે અંબિયા અલૈહિ-મુસ્સલાતો વસ્સલામની કિતાબોમાંથી, એ વિદ્વાનોએ ચોરી લીધેલાં છે, નહિતર દવાની તાસીરોથી એ લોકો શું વાકેફ થઈ શકતા હતા!

● ૧ હશ્ર : કિયામત,
૨ નશ્ર : કિયામતના દિવસે ફરીથી જીવતાં કરવું,
૩ અફલાતૂન : પ્લેટો (Plato), જાણીતો ગ્રીક ફિલસુફ અને દાર્શનિક

# પત્ર ૨૪

## ☆ પ્રતિ : મુલ્લા મુરાદ કશ્મી (રહ.)

અલ્લાહ તઆલાએ કુરઆન શરીફમાં હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમના સહાબા (રદિ.)ની ઠેર-ઠેર તારીફ ફરમાવી છે; અને તેઓની નિશાની (ઓળખ) દર્શાવી છે. તૌરેત અને ઇંજિલમાં પણ એ વિશે ઉલ્લેખ છે. તેઓની આપસમાં એક બીજા તરફની મુહબ્બતની અને સદ્‌વર્તનની તારીફ ફરમાવી છે. (એટલે એનાથી વિરુદ્ધ સિફતો) : હસદ, બુગ્ઝ, કીનો અને કપટ તેઓમાંથી હંમેશાના માટે દૂર થયેલા હોવા જરૂરી છે.

જેઓમાં કોઈ બૂરી સિફત બાકી રહી ન હોય,
જેઓમાં તમામ પસંદીદા સિફતો મોજૂદ હોય,
તેમના વિશે શું કહી શકાય ?!

અમીરુલ મોમિનિન હઝરત અબૂબકર સિદ્દીક રદિયલ્લાહો અન્હો વિશે હુઝૂર (સલ.)એ ઇરશાદ ફરમાવ્યો છે કે,

'મારી ઉમ્મત પર વધારે રહમ કરનાર, મારી ઉમ્મતમાંથી અબૂબકર સિદ્દીક છે.'

હઝરત ઉમર રદિયલ્લાહો અન્હોની શાનમાં ઇરશાદ છે,
'મારા પછી કોઈ નબી થતે તો ઉમર થતે.'

યાને નુબુવ્વતના માટે જે કમાલાતો અને ગુણો જરૂરી છે તે સર્વ હઝરત ઉમર (રદિ.)માં મોજૂદ હતા પરંતુ મનસબે નુબુવ્વત હઝરત રસૂલે અકરમ સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમ પર ખત્મ થઈ ગયો હોવાથી હઝરત ઉમર (રદિ.) મનસબે નુબુવ્વતથી મુશર્રફ ન થયા. નુબુવ્વતની જરૂરતોમાંથી એક જરૂરત એ પણ છે કે તેઓ ખલ્ક પર નિહાયત મહેરબાન અને શફીક હોય; અને બૂરી ખસલતો—હસદ, બુગ્ઝ, કીનો, અદાવત...વગેરે—તેઓમાં ન હોય.

હઝરત ખૈરુલ બશર અલૈહિસ્સલાતો વસ્સલામની સુહબતથી આ બૂરી વાતો તેઓથી દૂર થઈ ચૂકી હતી.

જો આ બૂરી સિફતો હુઝૂર (સલ.)ના અસ્હાબમાં બાકી રહી જાત તો હુઝૂર (સલ.)ની સુહબતની ખૂબી શું હોત ?!

અને અસ્હાબ (રદિ.)ના અરધા શેર જવ, જે તેઓએ રાહે ખુદામાં આપ્યા હોય તે બીજાઓના રાહે ખુદામાં સોના-ચાંદીના પહાડ ખર્ચ કરવાથી બેહતર ન હોત.

વળી હુઝૂર (સલ.)ના અસ્હાબ (રદિ.) તમામ ઉમ્મતોમાં બેહતરીન ઝાતો છે; તો ખૈરુલ ઉમમનો શબ્દ તેઓ માટે કેવી રીતે દુરસ્ત થઈ શકતે ?!

જ્યારે ઔલિયા અલ્લાહની સુહબતમાં રહેનાર બૂરી ખસલતોથી પાક થઈ જાય છે તો રસૂલોના સુલતાન અલૈહિસ્લાતો વસ્સલામની મુબારક સુહબતનો તો કંઈ કેટલો ફાયદો અને પ્રભાવ થવો જોઈએ.

વળી સહાબા (રદિ.)એ પોતાનો માલ, ઔલાદ, ઈજ્જત, જાન સર્વ કંઈ ઈસ્લામ પર કુરબાન કરી દીધાં અને હરેક પ્રકારે દીનની મદદ કરી. જો હુઝૂર (સલ.)ની સુહબતનો શર્ફ હાંસિલ થવા છતાં તેઓમાં જ ખરાબી બાકી રહી જાય તો હજી પાછળના મુસલમાનોમાં ભલાઈ અને ખૂબી તલાશ કરવી યા સમજવી અક્કલ અને ઇન્સાફથી ખિલાફ છે. અને હુઝૂર નબીએ કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામનો ઝમાનો ખૈરના બદલે શર (બૂરાઈ) નો થઈ જશે.

હઝરત અબૂબકર સિદ્દીક રદિયલ્લાહો અન્હોની તારીફ કુરઆન મજીદમાં 'અત્કા' ('ખૂબ પરહેઝગાર' વિશેષણથી) કરવામાં આવી છે. હઝરત અબ્બાસ રદિયલ્લાહો અન્હો અને મુફસ્સિરીન (તફસીર કર્તાઓ)ની સર્વાનુમતિ છે કે:

'વસયોજન્ન હોહલ અત્કા'
અને (જહન્નમની) ભડકતી આગથી તે ખૂબ પરહેઝગાર માણુસને દૂર રાખવામાં આવશે.

હઝરત અબૂબકર સિદ્દીક (રદિ.)ની શાનમાં વારિદ થઈ છે. તો જે શખ્સને અલ્લાહ તઆલા ખૈરુલ ઉમમના 'અત્કા' ફરમાવે તેમની તઝલીલ[1]યા તકફીર કરવું[2] કેટલું બૂરું છે !

અલ્લાહ તઆલા તે લોકોને અકલે સલીમ (સદબુદ્ધિ) અને ઈન્સાફ અતા ફરમાવે.

## પત્ર ૨૫

### ☆ પ્રતિ : મુલ્લા તાહિર (રહ.)

મુબ્તદીએ ઝિક્ર કરવું જરૂરી છે કારણ કે તેની તરક્કી સતત ઝિક્ર કરવા સાથે સંકળાયેલી છે. પરંતુ શરત એ છે કે (એ ઝિક્ર) કામિલ શૈખથી મેળવ્યો હોય. જો આ શરતની સાથે ન હોય તો એ ઝિક્ર અબરાર[3]ના ઔરાદ[4]ના પ્રકારમાંથી છે. શૈખના વસીલા વગર પણ અલ્લાહ તઆલા કોઈને વલી બનાવી દે એ શકય છે. ઉપર જે શર્ત જણાવી છે તે વધુમતિ અને સુન્નતુલ્લાહના એઅતેબારથી છે.

તરક્કીનો જે મામલો ઝિક્રથી સંબંધ ધરાવે છે, તે હાસિલ થઈ ગયા પછી ઝિક્રથી તરક્કી નથી થતી બલ્કે તિલાવતે કુરઆને મજીદથી અને લાંબી કિરાઅત સાથેની નમાઝથી તરક્કી થાય છે. શરૂઆતમાં ઝિક્ર તિલાવતનો હુકમ ધરાવે છે અને અંતમાં તિલાવતે કુરઆને મજીદ તથા નમાઝ, ઝિક્રનો હુકમ અને ફાયદો ધરાવે છે.

- ૧ તઝલીલ કરવું : ઝલીલ કરવું, અપમાનીત કરવું, બેઈજ્જતી કરવી.
૨ તકફીર કરવું : કુફ્રનો ફતવો આપવો.
૩ અબરાર : આબિદ, ઈબાદત ગુઝાર,
૪ ઔરાદ : વિર્દનું બહુવચન

હરેક અમલનો (ચોક્કસ) વખત, મુકામ અને મોસમ છે. વખત અને મોસમના વિરુદ્ધ કરેલો અમલ નખશીખ ખતા હોય છે. જેમકે 'તશહહુદ' (અત્તહિયાત)ના વખતે (સુરએ) 'ફાતેહા' પઢવું; જોકે સૂરએ ફાતેહા ઉમ્મુલ કિતાબ છે.

## પત્ર ૨૬

### ☆ પ્રતિ : મીર મુહમ્મદ નુઅમાન (રહ.)

અલ્લાહ તઆલા પોતાની ઝાતની સાથે મોજૂદ છે;
ન કે વુજૂદની સાથે.
અલ્લાહ તઆલા પોતાની ઝાતની સાથે ઝિન્દા છે;
ન કે હયાતની સાથે.

અલ્લાહ તઆલા સમીઅ,[1] બસીર,[2] અલીમ[3] અને કદીર[4] વગેરે સિફતોની સાથે મુત્તસીફ[5] છે પરંતુ પોતાની ઝાતની સાથે.

આ સિફતોનો કે બીજી કોઈ સિફતોનો તે મોહતાજ નથી.

ઈજાદે ખલ્ક[6]નો સંબંધ સિફાતની સાથે છે એટલે સિફાતનું હોવું જરૂરી છે.

ઝાતે હક હરેક ચીઝથી પર અને પાક છે.

ઝાતે હકનો સંબંધ કોઈપણ ચીઝની સાથે નથી.

સિફાત મારફતે સૃષ્ટિને કાયમ રાખવું અને લાભ પહોંચાડવું જરૂરી છે.

● ૧ સમીઅ : બધું સાંભળનાર, સર્વશ્રોતા
૨ બસીર : બધું જોનાર, સર્વદર્શી
૩ અલીમ : બધું જાણનાર, સર્વજ્ઞ
૪ કદીર : સર્વ શક્તિમાન
૫ મુત્તસીફ : પ્રશંસિત
૬ ઈજાદે ખલ્ક : સૃષ્ટિનું સર્જન

અલ્લાહતઆલાની ઝાતને ખલ્કની સાથે કોઈ મુનાસિબત નથી એટલે જો સિફાતે હક ન હોય, તો ઐન ઝાતથી ખલ્કને ફાયદો પહોંચી શકતો નથી.

કમાલાતે ઝાતિય્યહનો ઝુહૂર સિફાતના ઝરિયાથી જ થાય છે.

□

બંદો જો કે હક બની જતો નથી પરંતુ અલ્લાહના ફઝલથી, હકથી જુદો પણ હોતો નથી. જેવી રીતે મુહબ્બતના દરજ્જાઓ છે તેવી જ રીતે મઈય્યતે[1] હકના પણ દરજ્જાઓ છે.

કુર્બ અને મઈય્યતે હક તઆલા સૈરે અનફુસી અને સૈરે આફાકીથી ઉચ્ચતર છે.

□

# પત્ર ૨૭

## ☆ પ્રતિ : મુલ્લા અલી કશ્મી (રહ.)

બંદાને જોઈએ કે તેની મુરાદ હક તઆલાના સિવાય કંઈ ન હોય. અને અગર મુરાદ હોય તો હક તઆલાની મુરાદના તાબે પોતાની મુરાદ હોય. અગર એવું ન કર્યું તો એનું શિર બંદગીના બંધનથી મુક્ત છે અને એના પગો ગુલામીની કેદથી વિમુક્ત છે.[2] જે બંદો પોતાની મુરાદોમાં ગીરફતાર છે તેમ જ ઇચ્છાઓ અને આરઝૂઓમાં ફસાયેલો છે તે પોતાના નફસનો બંદો છે.

પોતાની મુરાદોને ખુદાની મુરાદો પર કુરબાન કરવું એ મર્તબો ફના અને બકા પછી પ્રાપ્ત થઈ શકે છે

ખાવા-પીવાની વસ્તુઓ જેવી કે : ઠંડું પાણી યા મીઠી કે ખારી વસ્તુઓની તરફ ખાસાને ખુદાને પણ રગબત (ઇચ્છા) થઈ

• ૧ મઈય્યત : નઝદીકી, કુર્બ, સામીપ્ય, સાંનિધ્ય
૨ અર્થાત્ એ અલ્લાહનો સાચો બંદો અને ગુલામ નથી.

છે. એ કુદરતી ઇચ્છાઓ છે. એનાથી કુદરતી મિજાઝ કાયમ રહે છે. જેમકે ગર્મીના સમયે ઠંડી ચીઝોની અને ઠંડીમાં ગરમ ચીઝોની ઇચ્છા થવી અને તેનો ઉપયોગ કરવો. એ કુદરતી ઇચ્છાઓ તથા બશરીય્યત છે. એવી ઇચ્છા ઉબૂદિય્યતના[1] ખિલાફ નથી તથા નફસાની ખ્વાહિશાતની જેમ ગિરફતારીનો સબબ પણ નથી. ફુઝૂલ[2], મુસ્તબહ[3] યા હરામ ચીઝોની ઇચ્છાઓ થવી તે નફસની ઇચ્છાઓ (વાસના) છે.

કોઈ ટૂંકી દષ્ટિવાળો, કોઈ કામિલને કુદરતી ચીઝોનો ઉપયોગ કરતા જોઈને, તેને સામાન્ય વ્યક્તિ સમજીને, તેના ફેઝથી મેહરૂમ ન થઈ જાય!

## પત્ર ૨૮

### ☆ પ્રતિ : મુલ્લા સાલેહ તુર્ક (રહ.)

ફકીરે એક દિવસે કંઈક સદકો કરીને પોતાના અઝીઝની રૂહને બખ્શી દીધું તો રૂહને ઘણી ખુશ જોઈ. સદકાનો સવાબ બખ્શવાના સમયે ફકીરે પ્રથમ હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમની રૂહે અકદસને બખ્શીને પછી મૈયતની રૂહને બખ્શવા ચાહ્યું તો મૈયતના રૂહને નાખૂશ જોઈ. રૂહની આ નાખૂશીથી નવાઈ થઈ; કે આ બેહતર કાર્યથી કે હુઝૂર (સલ.)નો વાસ્તો આવી ગયો; શાને નાખૂશ થઈ?! જો કે માલૂમ થયું કે એ સદકાથી મૈયતને ઘણી બરકતો પહોંચી.

એ જ પ્રમાણે એક દિવસે કંઈક રોકડ રકમ આં હઝરત

૧ ઉબૂદિય્યત : એ શબ્દ 'અબ્દ'થી બનેલો છે. 'અબ્દ' એટલે બંદો. 'ઉબૂદિય્યત' એટલે બંદાપણું, બંદગી, ગુલામી

૨ ફુઝૂલ : વ્યર્થ વસ્તુઓ, નકામી ચીઝો

૩ મુસ્તબહ : શંકાસ્પદ ચીઝો, હલાલ છે કે હરામ નક્કી કહી ન શકાય એવી ચીઝો

સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમની નઝર કરી અને આ નઝરમાં બીજા હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામને પણ દાખલ કરી લીધાં. તેમને હુઝૂર (સલ.)ના તુફૈલી બનાવ્યા એ વાતથી પણ હુઝૂર (સલ.)ને ખૂશ ન જોયા!

એ જ પ્રમાણે જ્યારે દુરૂદ શરીફ મોકલતો હતો ત્યારે બીજા હઝરાતે અંબિયા (અલ.)ને પણ શામેલ કરી લેતો હતો. એનાથી પણ હુઝૂર (સલ.)ને ખૂશ ન જોયા!

જો કે આ કાર્ય સાબિત છે કે અગર કોઈ સદકો અને ખૈરાત, કલામ[1] અને તઆમ[2]... વગેરે તમામ મોમિનને બખ્શી દે તો તમામને સવાબ પહોંચે છે અને જેને બખ્શવા ચાહે છે તેના સવાબમાં કંઈ કમી નથી થતી. તો એ સુરતમાં અરવાહની નાખૂશીનું શું કારણ હશે?!

છેવટે ઘણા લાંબા સમય પછી એ વાત ખુદાવંદ તઆલાએ જાહેર ફરમાવી કે અગર સદકો શિર્કત વિના મુર્દાના નામ પર આપવામાં આવે છે તો તે મુર્દા પોતાની તરફથી એ સદકાને તોહફા અને હદિયાના તૌર પર હઝરત રસૂલે ખુદા સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમની ખિદમત શરીફમાં લઈ જાય છે અને એના વસીલાથી ફુયૂઝ અને બરકત હાસિલ કરે છે.

અગર સદકો આપનારો ખુદ હુઝૂર (સલ.)ના વાસ્તે નિય્યત કરશે તો મૈયતને શું નફો થશે? શિર્કતની સૂરતમાં અગર સદકો કબૂલ થઈ જશે તો મૈયતને માત્ર એ સદકાનો જ સવાબ મળશે. શિર્કત વિનાની સૂરતમાં અગર સદકો કબૂલ થઈ જશે તો એ સદકાનો સવાબ પણ મુર્દાને મળશે અને એ સદકાનો તોહફો તથા હદિયો રિસાલત મઆબની જનાબમાં પેશ કરવાના બદલા રૂપે મુર્દાને જનાબ સરવરે કાએનાત અલૈહિસ્સલાતો વસ્સલામના

• ૧ કલામ : તિલાવત, ઝિક્ર, દુરૂદ શરીફ...વગેરે
૨ તઆમ : ગરીબોને ભોજન કરાવવું

તરફથી પણ ફુયૂઝ અને બરકતો મળશે. જેથી શિર્કતમાં મુર્દાને એક દરજ્જો સવાબ છે અને શિર્કત ન કરવાની સૂરતમાં બમણો સવાબ છે.

જો હુઝૂર (સલ.)ના અહલે બૈત (રદિ.) અને અસ્હાબ (રદિ.)-ને–જેઓ હુઝૂર (સલ.)ના અયાલ (સંતાનો)ની જેમ છે–તેઓને તુફૈલી બનાવીને હુઝૂર (સલ.)ના હદિયામાં શામેલ કરવામાં આવે છે તો પસંદીદા અને મકબૂલ નજર આવે છે. એનું કારણ એ છે કે જ્યારે કોઈ હદીયો યા તોહફો કોઈ બુઝુર્ગના અહલો અયાલને અને ખાદિમોને આપે છે યા તેઓને શરીક કરી લે છે ત્યારે એ તમામની ઈઝઝત અફઝાઈ અને ખુશનૂદીમાં ખાનદાનના બુઝુર્ગની પણ ઈઝઝત અને ખુશનૂદી થાય છે. પરંતુ કોઈ ગૈરને, ભલે તે મર્તબામાં સમકક્ષ (બરાબર) હોય યા મોટા હોય, તો (પણ) એ પ્રમાણે ઈઝઝત અને ખુશનૂદી નથી થઈ શકતી.

મૈયતના વાસ્તે સદકો કરવાની જ્યારે નિય્યત કરે તો પ્રથમ આં હઝરત સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમની નિય્યત પર હદીયો જુદો કરી લે, તે પછી તે મૈયતના માટે સદકો કરે; કારણ કે બીજા-ઓના હકોના મુકાબલામાં આં હઝરત સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમના હકો વધારે છે. આ સૂરતમાં હુઝૂર (સલ.)ના તુફૈલથી (સદકો) કબૂલ થવાની પણ ઉમ્મીદ છે.

ફકીરની નજીક બેહતર એ છે કે સદકાને હુઝૂર (સલ.)ની નિય્યત પર મુકર્રર કરે; અને મૈયતને હુઝૂર (સલ.)નો તુફૈલી બનાવે. ઉમ્મીદ છે કે સદકો આ વસીલાની બરકતથી કબૂલ થઈ જશે. અગર હુઝૂર (સલ.)ના વાસ્તે સદકાનો સવાબ મુકર્રર કરશે તો કબૂલ થવાની મજબૂત ઉમ્મીદ છે ભલેને એ સદકો રિયા[1] અને સુમ્અહ[2]ની નિય્યતથી જ કરવામાં આવે.

- ૧ રિયા : દંભ, દેખાડો કરવો
  ૨ સુમ્અહ : ખ્યાતિની ઈચ્છા, કીર્તિની લાલસા

ઉલમા ફરમાવે છે કે અગર કોઈ રિયા વગેરેથી દુરૂદ પઢે તો (પણ) હુઝૂર (સલ.)ને પહોંચી જાય છે કારણ કે અલ્લાહ તઆલા પોતાના હબીબે પાક સલલ્લાહો અલૈહિ વસલ્લમના માટે બહાનું જ માંગે છે.

**આગાહી**

દુરૂદ, તિલાવતે કુરઆન શરીફ વગેરે હુઝૂર (સલ.)ના માટે હરેક રીતે મકબૂલ થઈ જશે. પરંતુ શરીઅતની રૂએ હરામ માલ કોઈ પણ રીતે કાબિલે કબૂલ નથી. માલના સદકામાં જો તકવો ન હોય તો કમથી કમ ફતવા પ્રમાણે તો જરૂર હોવું જોઈએ.

# પત્ર ૨૯

## ☆ પ્રતિ : મીર મુહિબ્બુલ્લાહ (રહ.)

પહેલાં ફકીર કુરઆનના અર્થ, મતલબ, હકીકતોને સમજી ન શકતો તો પોતાની અક્કલનો જ કસૂર હોવાનું માનતો અને વસવસાઓને દૂર કરતો. કુરઆને મજીદના જે મકામોને ન સમજવાથી વસવસાઓ પૈદા થતાં હતાં; હવે તેજ મકામો ઈમાનમાં વધારો થવાના નિમિત્ત છે અને મુશ્કેલ મકામો એ'જાઝના પ્રકારના માલૂમ પડે છે.

કુરઆને મજીદને ન સમજવામાં જેટલું ઈમાન હાસિલ છે એટલું સમજવામાં નથી.

સુબ્હાનલ્લાહ એ જ કુરઆને પાકને ન સમજવું કેટલાકને ગુમરાહ કરી દે છે; અને એ જ કુરઆને મજીદને ન સમજવું કેટલાકના માટે કમાલે ઈમાનનું કારણ બને છે; અને હિદાયતની તરફ લઈ આવે છે.

# પત્ર ૩૦

☆ પ્રતિ : મીર મુહમ્મદ નુઅમાન (રહ.)

પાયહ આખિર આદમ અસ્ત વ આદમી,
આદમીનો પાયો બધાંના આખરે છે,

ગશ્ત મહરૂમ અઝ મકામે મહરમી.
આ ફકીર હકથી મેહરૂમ થઈ ગયો છે.

ગર ન ગર્દદ બાઝ મિસ્કીં ઝીં સફર,
જો આ મિસ્કીન આ સફરમાંથી પાછો ન ફરે તો,

નેસ્ત ઊ અઝ હેચ કસ મહરૂમ તર.
પછી કદાપિ કુર્બ હાસિલ કરી શકશે નહિ.

પોતે જેનો ઝિલ્લ[1] છે તે અસલ[2]ની તરફ સાલિક જ્યારે અલ્લાહ તઆલાના ફઝલથી ઉરૂજ[3] કરે છે ત્યારે હરેક અસલમાં તેને પ્રથમ ફના થાય છે અને પછી તેમાં જ તેને બકા પ્રાપ્ત થાય છે.

સાલિક હરેક અસલની પણ અસલમાં ઉરૂજ કરતો રહે છે. પહેલી અસલ બીજી અસલની ઝિલ્લ હોય છે. બીજી અસલમાં પણ તેને ફના અને બકા નસીબ થાય છે. તે પછી તેને બીજી અસલથી ત્રીજી અસલમાં તરક્કી થાય છે. બીજી અસલ ત્રીજી અસલની ઝિલ્લ છે. આ ત્રીજી અસલમાં પણ તેને ફના અને બકા નસીબ થાય છે.

સાલિક હરેક મકામને અસલ સમજતો રહે છે, પરંતુ હકીકતમાં હરેક મકામ તેના ઉપરના મકામની ઝિલ્લ હોય છે.

● ૧ ઝિલ્લ : પ્રતિબિંબ (તમામ મખ્લૂકનું વુજૂદ અલ્લાહ તઆલાના અસ્મા અને સિફાતના પ્રતિબિંબ રૂપે છે.)
૨ અસલ : જડ, મૂળ અર્થાત અલ્લાહ તઆલાના અસ્મા અને સિફાત
૩ ઉરૂજ : ઉન્નતિ, ઉત્થાન, ઊર્ધ્વગતિ, ચઢાણ, આરોહણ.

સાલિક જ્યારે આ મકામોમાં 'ફનાએ તામ' અને 'ફનાએ અકમલ'[૧]થી મુશર્રફ થઈ જાય છે ત્યારે તમામ જહાંન બિંદુ સમાન અને એ સાલિક સિંધુ (સાગર) સમાન હોય છે.

એ જ પ્રમાણે ઉચ્ચ મકામોમાં જેને જેટલા પ્રમાણમાં તરક્કી પ્રાપ્ત થશે, તેના મુકાબલામાં નીચેના મકામોવાળાની નિસ્બત પણ બિંદુ અને સિંધુ સમાન હશે.

# પત્ર ૩૧

## ☆ પ્રતિ : મુલ્લા બદરુદ્દીન (રહ.)

સૂફીઓએ આલમે મુમ્કિનાત[૨]ના ત્રણ પ્રકારો નક્કી કર્યા છે. આલમે અરવાહ[૩], આલમે મિસાલ અને આલમે અજસાદ[૪]

આલમે અરવાહ અને આલમે અજસાદ એ બંનેની વચ્ચે આલમે મિસાલ બર્ઝખ[૫] છે. સૂફીઓ એવું પણ કહે છે કે 'આલમે અરવાહ' અને 'આલમે અજસાદ'ની વચ્ચે 'આલમે મિસાલ' આયના સમાન છે. એ બંને આલમોની હકીકતો અને મઆનીનું પ્રતિબિંબ એમાં પડે છે.

'આલમે મિસાલ'માં બેઝાતેહી (મૂળભૂત રીતે) કોઈ સૂરત કે શકલ નથી. જેમ આયનામાં કોઈ સૂરત કે શકલ હોતી નથી. એમાં

• ૧ 'ફનાએ તામ' અને 'ફનાએ અકમલ' : જુઓ 'મેઅયારુસ્સુલૂક' પા. ૨૬૧ 'ફનાના પ્રકારો' શીર્ષક

૨ આલમે મુમ્કિનાત : જુઓ 'મેઅયારુસ્સુલૂક' પા. ૨૧૯ પ્રકરણ : 'દાઈરાએ ઈમ્કાન'

૩ આલમે અરવાહ : રૂહોનું આલમ, આત્મા-જગત, જ્યાં ભૌતિક શરીર નથી માત્ર રૂહો જ છે એવું જગત

૪ આલમે અજસાદ : જસદ એટલે શરીર. જ્યાં શરીર અને રૂહ બંને એકબીજા સાથે સંકળાયેલા છે એવું જગત અર્થાત દુનિયા, પૃથ્વી

૫ બર્ઝખ : બે મુખાલિફ ચીઝોના દરમિયાનની કોઈ ચીઝ

જે સૂરત કે શકલ (દેખાય) છે તે બહાર આવેલી વસ્તુનું (પ્રતિબિંબ) હોય છે.

શરીર સાથે સંબંધ થવાથી પહેલાં રૂહ 'આલમે અરવાહ'માં રહે છે. 'આલમે અરવાહ' 'આલમે મિસાલ'ની ઉપર છે. શરીર સાથે સંબંધ થયા પછી રૂહ 'આલમે અરવાહ'માંથી 'આલમે અજ-સાદ' (પૃથ્વી) ઉપર ઊતરે છે.

આલમે અજસાદ (પૃથ્વી) ઉપર આવવા પહેલાં કે આવ્યા પછી રૂહને આલમે મિસાલની સાથે કોઈ સંબંધ નથી હોતો. અલ્લાહ તઆલાની તૌફિકથી કેટલીક વખતે આલમે મિસાલના આયનામાં રૂહ પોતાના અહેવાલને માત્ર જુએ છે; તથા પોતાની બૂરાઈને અને ભલાઈને માલૂમ કરે છે. વાકેઆત અને ખ્વાબોથી એ વાત સ્પષ્ટ અને રોશન છે. જ્યારે ઈસ્તિગરાક નસીબ થાય છે ત્યારે ઘણાં સાલિકોને આવી વાતોની જાણ થતી રહે છે.

રૂહ જો અલવી[૧] હોય તો શરીરથી જુદી થયા પછી (શરીરના મૃત્યુ પછી) ફૌક[૨]ની તરફ મુતવજ્જેહ થઈ જાય છે; અને જો સુફલી[૩] હોય તો અસ્ફલ[૪]માં ગિરફતાર થઈ જાય છે.

રૂહને આલમે મિસાલની સાથે કોઈ સંબંધ હોતો નથી. આલમે મિસાલ માત્ર જોવાના માટે છે; રહેવાના માટે નથી. રહેવાના માટે આલમે અરવાહ છે યા આલમે અજસાદ છે.

ખ્વાબની હાલતમાં જે દર્દ અને તકલીફ મેહસૂસ થાય છે તે સૂરતે અઝાબ છે. તે ચેતવણી રૂપે દેખાડવામાં આવે છે. કબરનો

● ૧ અલવી : ઉચ્ચ કક્ષાની, નેક, પવિત્ર
૨ ફૌક : ઊંચે, ઉન્નતિ તરફ અર્થાત આલા ઇલ્લીય્યીન કે જન્નત તરફ
૩ સુફલી : નીચ કક્ષાની, દુષ્ટ, અપવિત્ર, ગુનેહગાર
૪ અસ્ફલ : નીચાણ, અધોગતિ અર્થાત સિજ્જિય્યીન કે દોઝખ (દોઝખના સૌથી નીચા દરજ્જાને 'અસ્ફલુસ્સાફિલીન' કહે છે.)

અઝાબ એનાથી અલગ છે. તે ખરેખરો અઝાબ છે. આ બંને અઝાબોમાં ઘણો મોટો તફાવત છે.

□

ખ્યાલી કશ્ફો અને મિસાલી સૂરતોના જાહેર થવાના કારણે અહલે સુન્નત વલ જમાઅતના અકીદાઓને આપે છોડવા ન જોઈએ. પોતાના ખ્યાલ અને ખ્વાબ પર મગરૂર થવું ન જોઈએ. અહલે સુન્નત વલ જમાઅત ફિર્કએ નાજિયહ (નજાત અપાવનારો ફિર્કો) છે. એની તકલીદ અને મુતાબેઅત–અનુસરણ અને તાબેદારી વગર નજાત નથી. જો નજાત જોઈતી હોય તો પોતાની તેહકીકો અને ખ્યાલોને ઊંચે અભરાઈએ મૂકીને આ બુઝુર્ગોની ઈત્તેબાઅ કરો; એવું ન થાય કે શૈતાન આપને સીધા રસ્તાથી હઠાવીને ગુમરાહીના કૂવામાં પાડે.

## પત્ર ૩૨

### ☆ પ્રતિ : મકસૂદ અલી (રહ.)

શરૂઆતની તરક્કી વખતે પોતાના તમામ ખ્યાલો અને વહેમોને અલ્લાહની તરફથી સમજીને સાલિક પોતાને વાસિલોમાં સમજી લે છે. હકીકતમાં એનો વસ્લ[૧]નો ખ્યાલ ગલત હોય છે. વસ્લનો એનો ખ્યાલ હકીકતમાં ફસ્લ'[૨] છે.

આ ખ્યાલથી ખૂશ થનારા યોગીઓ, હિંદુઓ અને યૂનાનના ફિલસૂફો પણ છે. પરંતુ એટલો ફેર છે કે હિંદના યોગીઓ, બ્રાહ્મણો અને યૂનાનના ફિલસૂફો આ લિજ્જતને નફસની સફાઈના ઝરીયાથી હાસિલ કરે છે. નફસની આ સફાઈ તેઓને વધારે ગુમરાહીની તરફ લઈ જાય છે.

મુસલમાન આ સફાઈ અને લિજ્જત કલ્બના ઝરીઆથી

● ૧ વસ્લ : મિલન, મેળાપ, યોગ
૨ ફસ્લ : જુદાઈ, વિયોગ

હાસિલ કરે છે જે હિદાયતની તરફ લઈ જાય છે. સાચાને યાને મુસ્લિમને આ ખ્યાલ અને લિજજત નજાતની તરફ લઈ જાય છે જ્યારે જુઠા ગૈર મઝહબના (લોકોને) હલાકતની તરફ (લઈ જાય છે.) એનું કારણ એ છે કે મુસ્લિમનો ખ્યાલ માત્ર તૌહિદે હકમાં રહે છે જ્યારે ગૈર મઝહબોનો શિર્કમાં.

સાલિકને આ રીતે શકલોમાં જે 'ફના' નસીબ થાય છે તે ઐન વબાલ છે. બેહતર ફના એ છે કે (સાલિકના) ઈલ્મમાં, કલ્પનામાં કે ખ્યાલમાં ઝાતે હકના સિવાય કોઈ વુજૂદ કે સૂરત બાકી ન રહે. ખતરાઓ આવવા વિલાયતમાં નુકસાનકારક છે.

ઉલમાએ આ જહાંનના તમામ અંશોને, ચીઝોને અલગ માન્યા છે અને એના પર જ અઝાબ અને સવાબ માનવામાં આવ્યો છે. સૂફીઓએ હાલતે ફના તારી થવા બાદ પોતાના ઈલ્મમાં જહાંનને નેસ્ત અને નાબૂદ જોયું છે એટલે તે પ્રમાણે કહ્યું છે. પોતપોતાની ઈલ્મી તેહકીક પ્રમાણે બંને સાચા છે.

ઉલમાની નઝર અને તેહકીક 'નફસુલ અમ્ર'ના મુતાબિક છે. સૂફીઓની તેહકીક 'સુકર' અને 'ગલ્બએ હાલ'ના એતબારથી છે. દાખલા તરીકે તારાઓ દિવસે છૂપાયેલા હોય છે. દિવસે તારાઓના વુજૂદથી ઈન્કાર કરવો, ન જોવાના કારણે સહીહ છે. પરંતુ હકીકતમાં તારાઓ મોજૂદ છે. તેઓના વુજૂદનો ઈકરાર બિલકુલ સહીહ છે.

## પત્ર ૩૩

☆ પ્રતિ : મુલ્લા શમ્સુદ્દીન (રહ.)

**સવાલ**

હઝરત શૈખ શર્ફુદ્દીન યહ્યા મુનીરી રહમતુલ્લાહિ અલૈહના નીચેના કલેમાત (વચનો)નો ભાવાર્થ શું છે?

૧ જ્યાં સુધી કાફિર ન થાય મુસલમાન ન થાય!

૨ જ્યાં સુધી પોતાના ભાઈનું માથું ન કાપે મુસલમાન ન થાય!

૩ જ્યાં સુધી પોતાની માતાથી જુફત (મિલન) ન થાય મુસલ માન ન થાય!

જવાબ

(૧) કુફ્રથી મુરાદ કુફ્રે તરીકત છે. એ કુફ્રે હકીકી છે; એના પછી ઈમાને હકીકી પ્રાપ્ત થાય છે; અને એવું મજબૂત ઈમાન મળે છે કે જેને ઝવાલ (પતન) નથી.

આ મકામમાં સાલિક ઈમાને મુજમલથી (આગળ) ઈમાને મુફસ્સલ વડે અને ઈમાને ઈસ્તેદલાલીથી (આગળ) ઈમાન બિલ ઐન વડે મુશર્રફ થાય છે.

(૨) ભાઈથી મુરાદ (આદમીની) સાથે જન્મેલો શતાન છે જે આદમીને હરેક વખતે બહેકાવે છે. અહકામે શરીઅતની તલવાર વડે તેનું માથું કાપવું મકસૂદ છે. યાને સાથે જન્મેલા શૈતાનની આરઝૂઓને માટીમાં મેળવી દેવું અને અહકામે ઈલાહીનું પાલન કરવું (એવો એનો ભાવાર્થ છે.)

(૩) જ્યાં સુધી પોતાની માતાથી જુફત (મિલન) ન થાય મુસલમાન ન થાય. (એની ટૂંકમાં સમજૂતી નીચે આગાહીમાં આપી છે તે વાંચો.)

આગાહી

જે મકામમાં સાલિક, બેખૂદીની હાલતમાં 'અનલ હક' ('હું ખુદા છું') કહે છે; અને તરક્કી થયા પછી તેને મકામે 'હકીકતે મુમ્કિનહ'માં વસ્લ (મિલન) નસીબ થાય છે તેને સૂફીઓની ઈસ્તે-લાહ (પરિભાષા)માં 'ઉમ્મ' (માતા) પણ કહે છે. એની સંપૂર્ણ સમજૂતી 'મેઅયારુસ્સુલૂક' કિતાબમાં આપેલી છે.

# પત્ર ૩૪

## ☆ પ્રતિ : મુહમ્મદ અમીનની માતા

પોતાના અકીદાઓને અહલે સુન્નત વલ જમાઅતના ઉલમાના અકીદા પ્રમાણે દુરુસ્ત કરો, એના બાદ નમાઝ, રોઝા, હજ્જ, ઝકાત પર અમલ કરો. અને જે વાતોથી શરીઅતે મનાઈ કરી છે તેનાથી દૂર રહો.

પોતાની ઉંમરને લાયઅની (બેકાર) વાતોમાં ખર્ચ ન કરો. ગાવા-બજાવવાની તરફ આકર્ષિત ન થાઓ. ગીબત અને મેણા-ટોણા થી બચો. જૂઠું બોલવાથી અને બોહતાનથી બચો.

લોકોના ઐબોને છૂપાવવા અને લોકોની ભૂલોને માફ કરવી ઘણી ઉમદા વાત છે. ગુલામો અને મોહતાજો પર રહેમ કરવું જોઈએ અને તેઓની ભૂલોને દરગુઝર કરવું જોઈએ. પોતાના કુસૂરોને નઝર સામે રાખવા જોઈએ અને પોતાના વખતને યાદે હકમાં વાપરવું જોઈએ.

# પત્ર ૩૫

## ☆ પ્રતિ : મિર્ઝા મિનોચર

જવાની જેવી રીતે ઈચ્છાઓ અને આરઝૂઓનો વખત છે તેવી જ રીતે ઈલ્મ અને અમલનો પણ વખત છે. જવાનીના નેક આમાલ, ગૈર જવાનીના નેક આમાલના કરતાં કેટલાયે દરજ્જે અફઝલ અને બેહતર છે.

ખાસ ઈન્સાન ખાસ ફરિશ્તાના કરતાં એટલા માટે જ બેહતર છે કે નફસ અને શૈતાન આડ બનવા છતાં ઈન્સાન હક (તઆલા) ના હુકમોનું પાલન કરે છે. ફરિશ્તાઓને કોઈ વસ્તુ રૂકાવટ કરનાર નથી.

# પત્ર ૩૬

## ☆ પ્રતિ : મીર મુહમ્મદ નુઅમાન (રહ.)

કબરમાં અઝાબ અને સવાબ જરૂર છે. અને તે કુરઆને મજીદ તથા હદીસે નબવી સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમથી સાબિત છે. આલમે બરઝખ યાને આલમે કબ્રમાં એહસાસ[1] અને ઈદરાક[2] છે; હરકાત[3] નથી.

આ બાબતમાં સંપૂર્ણ ઈત્મિનાન અલ્લાહના ઝિક્રથી થાક છે. કબરની ઝિન્દગી દુનિયાની ઝિન્દગી થી અરધી છે તથા રૂહની સાથે શરીરનો સંબંધ અને શરીરની સાથે રૂહનો સંબંધ અરધો છે.

# પત્ર ૩૭

## ☆ પ્રતિ : મુહમ્મદ તાહિર બદખ્શી (રહ.)

જમીલે મુત્લકના તરફથી જે કંઈ આવે તે જમીલ છે; ભલે એ જલાલની સૂરતમાં જાહેર થાય. જલાલ હકીકતમાં ઐન જમાલ છે. એને મુખથી કહેવું અને કલમથી લખવું જરૂરી નથી બલકે એ વાત હકીકત ધરાવે છે અને નખશીખ મગઝ (માવો) છે.

**આગાહી**

બાપની સખ્તી પછી ઔલાદની કેળવણી અને માતાની નરમી પછી બચ્ચાની તબાહી અનિવાર્ય છે. તકલીફમાં અલ્લાહને યાદ કરવું અને રાહતમાં નેઅમતો આપનારને (ખુદાને) ભૂલી જવું સામાન્ય રિવાજ છે. હરેક હાલતમાં યાદે હક કરવું ખાસાને ખુદાનું કામ છે.

- ૧ એહસાસ : લાગણી, સંવેદન
  ૨ ઈદરાક : સમજ, ભાન
  ૩ હરકાત : હલન-ચલન, પ્રવૃત્તિ

# પત્ર ૩૮

## ☆ પ્રતિ : મુલ્લા ઈબ્રાહિમ (રહ.)

હુઝૂર નબીયે અકરમ સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમે ઈરશાદ ફરમાવ્યો છે કે,

'મારી ઉમ્મતના બોતેર (૭૨) ફિર્કાઓ જહન્નમમાં જશે અને એક જન્નતમાં જશે'

એનાથી એ મુરાદ છે કે બૂરા અકીદાઓ અને બૂરા કામોના કારણે જહન્નમમાં જશે; પરંતુ તે લોકો હંમેશા જહન્નમમાં નહિ રહેશે. પોતાના બૂરા અકીદાઓ અને બૂરા અમલોની સઝા ભોગવીને પછી જન્નતમાં આવી જશે.

જેઓના અકીદાઓ અને અમલો દુરુસ્ત હશે તે એક ફિર્કો જન્નતમાં જશે.

□

આ બિદઅતી ફિર્કાઓ સર્વ અહલે કિબ્લહ છે એટલે જ્યાં સુધી તેઓ દીની જરૂરતોનો ઈન્કાર ન કરે અને શરીઅતના અહકામોની શૃંખલાઓ અને પરંપરાઓને રદ ન કરે ત્યાં સુધી તેઓના ઉપર કુફ્રનો ફતવો લગાડવાનું સાહસ કરવુ ન જોઈએ.

ઉલમાએ ફર્માવ્યું છે કે અગર નવ્વાણું (૯૯) કારણો કુફ્રના હોય અને એક કારણ ઈસ્લામનું જોવામાં આવે તો ઈસ્લામનું એક કારણ (ધ્યાનમાં લઈને) કુફ્રનો હુકમ કરવો ન જોઈએ.

□

ગરીબો જન્નતમાં પાંચસો વરસ વહેલાં દાખલ થશે અને માલદારો પાંચસો વરસ પછી દાખલ થશે તે પાંચસો વરસ આ દુનિયાના છે ન કે આખિરતના. દુનિયાના આ પાંચસો વરસ, આખિરતનો અરધો દિવસ છે.

□

જે ફકીરો ફના અને બકા વગેરેથી મુશર્રફ છે તેઓમ. જેઓ ગરીબ છે તેઓ માલદારોના મુકાબલામાં અફઝલ છે.

ફકીર તે છે જે હંમેશા શરીઅતના અહકામોનું પાલન કરે છે.

# પત્ર ૩૯

## ☆ પ્રતિ : મુહમ્મદ સાદિક કશ્મીરી (રહ.)

આલીમો તથા હકીમોનો ઈલ્મુલ યકીન ઈસ્તેદલાલી[૧], નઝરી અને મુજમલ[૨] છે. સૂફીઓનો ઈલ્મુલ યકીન ઈસ્તેદલાલના મર્તબાથી આગળ બદીહી[૩], શુહૂદી[૪] અને મુફસ્સલ[૫] છે.

**આગાહી**

દાખલા તરીકે :

દિવસે તારાઓનું વુજૂદ ઈસ્તેદલાલી છે.[૬]

રાત્રે તારાઓનું વુજૂદ શુહૂદી છે.[૭]

આલીમો તથા હકીમોના ઈલ્મુલ યકીન અને સૂફીઓના ઈલ્મુલ યકીનમાં એજ ફેર છે.[૮]

- ૧ ઈસ્તેદલાલી : તાર્કિક, બૌદ્ધિક દલીલોથી સમજી શકાય એવું.
- ૨ મુજમલ : સંક્ષિપ્ત
- ૩ બદીહી : જાહેરી, રોશન, સ્પષ્ટ
- ૪ શુહૂદી : જોઈ શકાય એવું, દર્શનીય
- ૫ મુફસ્સલ : વિસ્તૃત, સવિસ્તાર
- ૬ તર્ક અને દલીલથી આપણે સ્વીકારીએ છીએ કે દિવસે પણ આકાશમાં તારાઓ મોજૂદ છે પરંતુ સૂર્યના પ્રકાશના કારણે દેખાતા નથી.
- ૭ રાત્રે આકાશમાં તારાઓને આપણી આંખોથી જોઇને તેઓના વુજૂદને જાણી શકીએ છીએ.
- ૮ એની વિસ્તૃત સમજૂતી માટે જુઓ 'અહસનુત્તકવીમ' પા. ૧૨૨

# પત્ર ૪૦

## ☆ પ્રતિ : ખ્વાજા હિસામુદ્દીન (રહ.)

આપે (પોતાના) સંબંધીઓ જોડે હરમૈન શરીફૈન ચાલ્યા જવાનો, ત્યાં જ રહેવાનો, અને ત્યાં જ મરવાનો પોતાનો ઈરાદો જાહેર કર્યો છે.

આપનું સંબંધીઓ જોડે જવું નઝર નથી આવતું. અગર આપ એકલા ચાલ્યા જાઓ તો મુનાસિબ છે. અને ઉમ્મીદ છે કે ઈન્શાઅલ્લાહ સલામત પહોંચી જશો.

# પત્ર ૪૧

## ☆ પ્રતિ : એક નેક ઔરત

નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમે, મક્કાના વિજયના દિવસે, ઔરતોને આ શરતોની સાથે બૈઅત ફરમાવી:

અલ્લાહ તઆલાની સાથે કોઈને શરીક ન કરશે.
ચોરી ન કરશે,
ઝિના ન કરશે,
પોતાની ઔલાદને કતલ ન કરશે,
કોઈના પર બોહતાન ન લગાવશે,
ખુદા અને રસૂલના હુકમના ખિલાફ (કામ) ન કરશે.

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ઔરતોને માત્ર (મૌખિક) વચન લઈને જ બૈઅત ફરમાવેલી છે. પોતાનો મુબારક હાથ ઔરતોની તરફ લંબાવ્યો ન હતો.

□

મુશરિકોના મોટા દિવસો, હોળી, દિવાળી, દશેરા વગેરેની તઅઝીમ કરવું અને તેઓની રસ્મોનું પાલન કરવું નખશીખ કુફ્ર અને શિર્ક છે.

□

બુઝુર્ગોની કબરો પર જાનવરોને મન્નત ચઢાવવું અને ઝુબ્હ કરવું પણ ફુકહાએ શિર્કમાં શામેલ કર્યું છે.

□

ઔરતો બીબીઓના નામ પર રોઝા રાખે છે, દિવસ મુકર્રર કરે છે, અને પછી તેને પોતાની હાજતો પૂરી થવા માટે ઝરીયો ખ્યાલ કરે છે. એ બધી વાતો ઈબાદતમાં શિર્ક છે.

હદીસે કુદસીમાં (અલ્લાહ તઆલાનો) ઈરશાદ છે કે

'રોઝો ખાસ મારા માટે જ છે.'

એટલે ગૈરૂલ્લાહની નિય્યતથી રોઝો રાખવું ખુદાની સાથે કોઈને શરીક કરવા સમાન છે.

□

ગૈર (પરાઈ) ઔરતની તરફ જોવું આંખોનો ઝિના (વ્યભિચાર) છે. એટલે જ હકતઆલાએ મર્દોને અને ઔરતોને ફરમાવ્યું છે કે પોતાની આંખો નીચી રાખ્યા કરો.

ઔરતો પોતાના પગો ઝમીન પર જોરથી ન પછાડે કે તેઓના ઘરેણાંનો અવાજ મર્દોના કાનો સુધી પહોંચે. વળી હકતઆલા ફરમાવે છે કે, ઔરતો પોતાનો બનાવ–શૃંગાર ગૈર મર્દોની સામે ન કરે; અને ન બનાવ–શૃંગાર કરીને ગૈરોની સામે નીકળે.

**આગાહી**

આ મુબારક પત્રમાં પીરો, મુરીદો અને આમ મુસલમાનોના માટે બે વાતો ખૂબ જ જરૂરી અને વિચારવા યોગ્ય છે:

(૧) હુઝૂર નબીયે અકરમ સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમ તો ઔરતોને માત્ર મૌખિક ઈકરાર લઈને બૈઅત ફરમાવે અને જાહિલ પીર યા નાવાકિફ પીર યા બંદએ નફસ (મનેચ્છાઓનો પૂજારી) ઔરતોને સામે બેસાડીને અને ઔરતોના હાથ પકડીને બૈઅત કરે છે. જે તદ્દન હરામ છે.

બૈઅત થવું સુન્નત છે. ફર્ઝને છોડી દેવામાં આવે તો સુન્નત કેવી રીતે કાયમ રહી શકે?!

(૨) હાલના જમાનામાં પશ્ચિમી (યૂરોપી) સંસ્કૃતિના ચાલ-ચલણની અસરના કારણે કેટલીક મુસલમાન ઔરતો પોતે તથા કેટલાક કમજોર ઈમાનવાળા, પોતાની આકેબતથી ગાફેલ મર્દો, ઔરતોને ઉમદા ઉમદા લીબાસ અને ઘરેણાંઓ પહેરાવીને ઘૂમવા-ફરવા લઈ જાય છે!

જોકે આ મુબારક પત્રમાં હઝરત મુજદ્દિદ અલ્ફેસાની રહમતુલ્લાહિ અલૈહેએ હકતઆલાના હુકમ પ્રમાણે ઔરતોને જમીન પર જોરથી પગ પછાડીને ચાલવાની પણ મનાઈ કરી છે; જેથી ઘરેણાંઓનો અવાજ મર્દોના કાને ન પડે.

જે મુસ્લિમ ઔરતો અને મર્દો હકતઆલાના હુકમોને માનતા નથી, નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામના સંસ્કાર-સંસ્કૃતિને અપનાવતા નથી અને પશ્ચિમના સંસ્કાર-સંસ્કૃતિનું આંધળું અનુકરણ કરે છે તેઓ પોતાના ઈમાનને તપાસી જુએ અને પોતાના મુસ્લિમ નામને ન શરમાવે કારણ કે 'મુસ્લિમ' શબ્દનો અર્થ 'તસ્લીમ કરવું' (સ્વીકારવું, માનવું) એવો છે. જ્યારે એ લોકો તો ખુદાના હુકમોની મુખાલિફત કરે છે; અને દાવો મુસલમાન હોવાનો કરે છે!

બેપર્દગીના કારણે ઝિનાકારી, આવારગી, કતલ, ગારતગીરી રોજે રોજ પેશ આપી રહ્યાં છે તે આપણી નજર સામે છે.

કુરઆને કરીમે, નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમના અસ્હાબને આ હુકમ ફરમાવ્યો છે કે:

'વાઈઝા સઅલ્તુમૂ હુમ મતાઅન ફસ્અલૂ
હુન્ન મિંવરાએ હિજાબિ ઝાલિકુમ અત્હરુ
લિ કુલૂબિકુમ વ કુલૂબિહિન્ન'

જ્યારે નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામની બીબીઓથી કોઈ ચીઝ માંગો તો પરદાથી માંગો. પરદાનો આ તરીકો તમારા દિલોને અને મોમિનોની માતાઓ (રદિ.)ના દિલોને પાક કરવાનો છે.

□

એવા કોણ મુસ્લિમ મર્દ અને મુસ્લિમ ઓરત છે જે સહાબા (રદિ.) અને ઉમ્મુલ મોમિનીન રિદવાનુલ્લાહિ અન્હુમ અજમઈનના નફ્સ કરતાં પોતાના નફ્સોને સારા સમજશે!

જ્યારે ખૈર (ભલાઈ)ના ઝમાનામાં પર્દાની આટલી તાકીદ છે તો હવે શર (બૂરાઈ)ના ઝમાનામાં તો વધારે કાળજી રાખવી જરૂરી છે.

# પત્ર ૪૨

☆ પ્રતિ : મુહમ્મદ હાશિમ કશ્મી (રહ.)

આપના પત્રને વાંચતી વેળા આપની નૂરાનિયત આપની આજુબાજુ–ફરતે ખૂબ ફેલાયેલી નઝર આવી અને ઘણી ઉમ્મીદ પૈદા થઈ.

□

મીર મુહમ્મદ નુઅમાને પત્ર-વ્યવહાર બંધ કરી દીધો છે એનું શું કારણ છે? અગર મારા તરફથી તેમના દિલમાં નાખૂશીનો કોઈ વહેમ હોય તો તેઓ એને દિલમાંથી દૂર કરે. મારા તરફથી સંતોષિત રહે. ફકીર પોતાના મુરીદોની એવી રીતે હિફાઝત કરે છે જેવી રીતે પક્ષી પોતાના ઈંડાઓની હિફાઝત કરે છે.

# પત્ર ૪૩

☆ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.) અને
ખ્વાજા મુહમ્મદ મા'સૂમ (રહ.)

આજકાલ રમઝાન શરીફના દિવસોમાં અજીબો ગરીબ વખત

વિતી રહ્યો છે. અજીબો ગરીબ અસરાર[1] અને નિકાત[2]ના કલેમાત (વચનો) બયાન કરવામાં આવે છે.

હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામની બેઅસત,[3]
અક્લનું સાબિત કદમ ન હોવું,
આખિરતના ઈમાન, અઝાબ અને સવાબ,
આખિરતમાં અલ્લાહના દીદારની સાબિતીઓ;
હુઝૂર નબીયે અકરમ સલલ્લાહો અલૈહિ વસલ્લમના ખાતમુન-નબીય્યીન હોવાની દલીલ;
હરેક સદીના મુજદ્દિદ,
ખુલ્ફાએ રાશેદીન રિદ્વાનુલ્લાહિ અનહુમ અજમઈનની ઈક્તેદા;[4]
તરાવીહનું સુન્નત હોવું.
પુનર્જન્મની માન્યતા ખોટી હોવું;

જિન્ન અને જિન્નીઓના અહેવાલ, તેઓના અઝાબ અને સવાબ, અકતાબ, અવતાદ અને અબ્દાલના અહેવાલ અને ખુસૂસિય્યતો, વગેરેનું બયાન થયું છે!

અગર એ વાતોને લખવામાં આવે તો ઘણું મોટું દફતર થાય.

## પત્ર ૪૪

### ☆ પ્રતિ : મીર અબ્દુર્રહમાન[5] (રહ.)

**સવાલ**

'આખિરતમાં દીદારે હક થશે', એ વાતનો જેઓ ઈન્કાર કરે છે તેઓ પોતાના ઈન્કારના ટેકામાં આ દલીલ રજૂ કરે છે :

- ૧ અસરાર : ભેદો, રહસ્યો
  ૨ નિકાત : નૂકતાઓ
  ૩ બેઅસત : (અલ્લાહ તરફથી) મોકલવું
  ૪ ઈક્તેદા : પૈરવી કરવી
  ૫ હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના ખલીફા મીર મુહમ્મદ નુઅમાન બદખ્શી (રહ.)ના સાહબઝાદા છે.

દર્શન કરનાર અને દર્શન આપનાર બંને એકબીજાની સામ-સામે હોય છે. એટલે જો બંદો અને ખુદા બંને સામસામે હોય તો ખુદાની ઝાત (સામેની) બાજુથી સીમિત છે એવો અર્થ થાય. હકીકતમાં તે ઝાતે પાક બધી બાજુથી અસીમ છે.

જવાબ

જે સાનેએ[૧] હકીકી, સર્વશક્તિમાને (ખુદાએ) અવયવો અને રગોથી બનેલી આ જાહેરી આંખોને સામેની વસ્તુઓ જોવાની શક્તિ આપી છે તે જો આલમે આખિરતમાં—જે સશક્ત અને શાશ્વત છે—તેમાં એ જ બંને અવયવોને (આંખોને) એવી શક્તિ આપે કે દર્શન આપનાર સામે હોય કે ન હોય, એક દિશામાં હોય કે તમામ દિશામાં હોય, તો પણ તેના દર્શન કરી શકે, તો એમાં નવાઈની કઈ વાત છે?! વળી એમાં અશકય વાત શું છે?!

કોઈ વસ્તુને જોવા માટે કેટલીક જગાએ રૂબરૂ હોવાનું બંધન છે અને કેટલીક જગાએ બંધન નથી. (આખિરતમાં અલ્લાહ તઆલાના) દીદાર માટે કોઈ શરત નક્કી કરેલી નથી.

માત્ર રૂબરૂ હોય તો જ દીદાર (દર્શન) થઈ શકે એવી શરત સમજવું ખુદાની કુદરતે કામિલાનો ઈન્કાર છે અને માત્ર આ આલમે શહાદત તથા આ જાહેરી નિગાહની બીના પર આધાર રાખીને રૂયતથી ઈન્કાર કરવો આલમે ગલકૂત, અને અજાઈબાતે કુદરતથી ઈન્કાર છે.

મોમિનો આખિરતમાં હક તઆલાને જોશે અને યકીને વિજ-દાનીથી જાણી લેશે કે હક તઆલાને જોઈ રહ્યાં છે. ઉપરાંત રૂયત (દર્શન)થી જે લિજ્જત હાસિલ થાય છે તેને સંપૂર્ણતઃ (કામિલ તોર પર) પોતાનામાં પામશે. જોકે અલ્લાહ તઆલા તેઓના

• ૧ સાનેઅ : કારીગર, નિર્માતા, સર્જક, બનાવનાર

ઈદરાક[૧]માં નહિ આવશે. આખિરતમાં દિશા વગર રૂયત (દર્શન) સાબિત છે અને જોનારાને જે લિજ્જત હાસિલ થશે તેમાં કોઈ નુકસ (ઊણપ) ન હશે.

□

ઈલ્મ[૨] બે પ્રકારના છે. એકમાં રૂબરૂ હોવું શર્ત છે અને બીજામાં શર્ત નથી. ઈલ્મે હકના મુકાબલામાં રૂબરૂ હોવું શર્ત નથી. ઈમાનવાળાઓને જે ઈલ્મ આપવામાં આવ્યો છે તે ઈલ્મે હકના કિરણો (પરતવ) છે. એટલે જે સિફત અસલમાં છે તે તેના અક્સ (પ્રતિબિંબ)માં પણ હોવું જરૂરી છે. હા, એ ફેર જરૂર છે કે સિફાતે હક કદીમ, શાશ્વત છે તથા હરેક નુકસ (ખામી)થી પાક છે. સિફાતે ઈન્સાનીમાં નુકસ અને ઝવાલ છે.

કિયામતના દિવસે અને જન્નતમાં રૂયતે હક દિશા વગર થશે. અલ્લાહ તઆલા એવા લોકોને હિદાયત ફરમાવે કે જેઓ નસ્સે સરીહ[૩] અને હદીસે નબવી અલૈહિસ્સલાતો વસ્સલામને છોડીને પોતાના અધૂરા સંશોધનો તથા અકલે મઆશ[૪]ને પોતાના પેશરવ (નેતા) બનાવે છે.

□

હકીમ અબૂ અલી સીના બુદ્ધિમાનોનો સરદાર છે. તેણે ઈલ્મે અકલિયા (બૌદ્ધિક જ્ઞાન)માં ઘણી ભૂલો કરી છે. ઈમામ રાઝી (રહ.)એ અબૂ અલી સીના પર ટીકાઓ કરેલી છે.

અહલે સુન્નત વલ જમાઅતના ઉલમાએ શરીઅતના તમામ અહકામોને સાબિત રાખ્યા છે. ભલેને તે અક્કલમાં આવે કે ન આવે. જેમકે કબરના અઝાબ અને સવાબ, મુન્કર અને નકીરના સવાલો, પુલસિરાત, આ'માલનું ત્રાજવું વગેરે.

- ૧ ઈદરાક : સમજ
  ૨ ઈલ્મ : જ્ઞાન, જાણકારી, માહિતી
  ૩ નસ્સે સરીહ : કુરઆન શરીફની સાફ અને સ્પષ્ટ આયતો
  ૪ અકલે મઆશ : પામર બુદ્ધિ

આ અહકામને સમજવા માટે આપણી અક્કલો અસમર્થ છે. અગર તમામ અહકામને સમજવા માટે આપણી સમજ અને અક્કલ પૂરતાં હોત તો હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામને મોકલવાની જરૂર ન હોત. જ્યારે ઝાતે હક બેચૂં[૧] છે તો તેની રૂયત[૨] પણ બેચૂં છે.

એક વખતે મેં ખ્વાબમાં એ જોયું કે હું 'લામકાન'માં છું. ત્યાં કોઈ દિશા નથી. ન ત્યાં દિવસ છે ન રાત છે! ન આસમાન છે ન જમીન! હું હૈરાન છું કે કયાં જાઉં?! એટલામાં અમીરૂલ મોમિનીન, નકશબંદી હલકાના સરદાર, હઝરત અબૂબકર સિદ્દીક રદિયલ્લાહો અન્હો તશરીફ લાવ્યા અને મને પોતાના બંને મુબારક હાથોમાં એવી રીતે ઊઠાવી લીધો જેવી રીતે મુર્દા બાળકના જનાઝાને ઊઠાવી લેવામાં આવે છે!

જો હઝરત અબૂબકર સિદ્દીક રદિયલ્લાહો અન્હોનું આવવું-જવું અને મુલાકાત દિશાના બંધન વિના થઈ શકે છે તો અલ્લાહ તઆલાની મુલાકાત સામે હોવા વગર અને દિશા વગર થવું શું મુશ્કેલ છે?!

**આગાહી**

અહકામે હકને અને ઈલ્મે હકને પોતાની અક્કલના ત્રાજવામાં મૂકીને તોલવું નખશીખ ગલતી છે. કારણ કે જો આદમી પોતાની ઝાતને, સિફાતને, બુદ્ધિને અને લાગણીને જ જોઈ શકતો નથી કે સાંભળી શકતો નથી તો પછી ઈલ્મે હકને શું સમજી શકે?

દાખલા તરીકે:

રૂહનો સંબંધ શરીરમાં કઈ દિશાએ છે? શરીરની સાથે એનું સંયોજન કઈ રીતે અને કયા સ્વરૂપે છે?

હાસ્યનું સ્થાન શરીરમાં કઈ જગાએ છે? હાસ્ય કયાંથી આવે છે અને કયાં ચાલ્યું જાય છે?

- ૧ બેચૂં : અનન્ય, અદ્વિતીય, બે-મિસ્લ
  ૨ રૂયત : દીદાર, દર્શન, અવલોકન

આ જ માટી છે જેના વાસણો આગમાં રાખવાથી તૂટી જાય છે; વાંકા થઈ જાય છે. એ જ માટીમાંથી (સોનું, રૂપું ગાળવા માટે) આદમી કુલડી બનાવે છે અને તેને આગમાં રાખે છે! વળી ધમણુ વડે આગને ખૂબ ધગ ધગતી બનાવે છે. તેમાં સોનું-ચાંદી તાંબુ વગેરે (ધાતૂઓ) પીગળીને ગોળ-ગોળ ફરતાં રહે છે પરંતુ કુલડીમાં આગથી કોઈ નુકસાન નથી થતું!

ખુદાએ બંદાને એ શક્તિ આપી છે કે એક જ માટીમાં બીજી સિફત પૈદા કરી દે છે તો સર્વ શક્તિમાન હક તઆલા આખિરતમાં આ જાહેરી આંખોમાં હકના દીદાર (દર્શન)ની શક્તિ અને સિફત પૈદા કરી દે તો કઈ નવાઈની વાત છે?

તેની સિફાત આપણી સિફાતથી ઉચ્ચ-અતી-ઉચ્ચ છે. અને તેની ઝાત આપણી ઝાતથી ઉચ્ચ-અતિ-ઉચ્ચ છે.

હઝરત મૌલાના રૂમી રહમતુલ્લાહિ અલૈહ ફરમાવે છે :

ઊ નમી ગંજદ બ મીઝાને ખિરદ,
તે બુદ્ધિના ત્રાજવે તોલી શકાય એમ નથી,

તૂ તરાઝૂયે ખિરદરા બર દરદ.
માટે તું બુદ્ધિના ત્રાજવાને દૂર કર.

## પત્ર ૪૫

### ☆ પ્રતિ : મૌલાના સુલતાન સરહિંદી

જેટલા પ્રમાણમાં દિલ અલ્લાહ તઆલાથી નજીક છે એટલા પ્રમાણમાં બીજી કોઈ ચીઝ નજીક નથી. દિલ ભલે મોમિનનું હોય કે ગુનેહગારનું હોય, દિલને ઈજા પહોંચાડવાથી બચવું જોઈએ; કારણ કે પડોશી ભલે ગુનેહગાર અને નાફરમાન કેમ ન હોય, છતાં તેની હિમાયત અને મદદ કરવામાં આવે છે. એટલે એની

ઈજાથી ડરવું જોઈએ; કારણ કે કુફ્ર પછી સૌથી મોટો ગુનો દિલને ઈજા પહોંચાડવું છે.

તમામ મખ્લૂક અલ્લાહના બંદા છે. એટલે બંદાને મારવું યા અપમાન કરવું માલીક (ખુદા)ને ઈજા પહોંચાડવું છે.

□

જેવી રીતે ઈન્સાન તમામ મખ્લૂકમાં અફઝલ અને અશરફ છે અને એની એ ખૂબી આલમે કબીર[1]ની તમામ ચીઝોનો જામેઅ[2] હોવાના કારણે છે તે જ રીતે ઈન્સાનનું દિલ પણ તમામ ચીઝોનું જામેઅ હોવાના કારણે અફઝલ અને અશરફ છે.

ઈન્સાનનું દિલ આલમે ખલ્ક અને આલમે અમ્ર બંનેનું જામેઅ છે; તથા બંને આલમોનો બરઝખ[3] છે. ઈન્સાન પ્રથમ પોતાના ઉસૂલ[4]માં ઉરૂજ (ઉન્નતી) કરે છે. યાને પ્રથમ પાણીની તરફ, પછી હવામાં, પછી આગના તરફ, પછી લતીફાઓના ઉસૂલની તરફ, પછી ઉસૂલની (પણ) અસલની તરફ, એટલે કે (અલ્લાહના) જે (મુબારક નામ) 'ઈસ્મ'થી એનું વુજુદ મોજૂદ છે તેની તરફ.[5]

પરંતુ કલ્બ (દિલ)ની કોઈ અસલ નથી. કલ્બનું ઉરૂજ (ઉન્નતી) હક (તઆલા)ની ઝાત તરફ છે. કલ્બ ગૈબે હુવીય્યત[6]નો દરવાજો છે. જે પ્રમાણે બયાન કરવામાં આવ્યું છે તે ક્રમ પ્રમાણે

● ૧ આલમે કબીર : મોટું જગત, માનવના શરીર સિવાયના બાહ્ય જગતને મોટું જગત કહે છે.
૨ જામેઅ : સમુચ્ચય, ગુણગ્રાહી, ગુણ ધરાવનારો, સર્વગુણ સંપન્ન
૩ બરઝખ : પર્દો
૪ ઉસૂલ : જડમૂળ અર્થાત ઈન્સાન જેમાંથી બનેલો છે તે મૂળ તત્ત્વો
૫ 'હકીકતે મુમ્કિનહ' તરફ ઈશારો છે. સમજૂતી માટે જુઓ પાનું ૨૩
૬ હુવીય્યત : બેચૂં, બે ચગૂં, અનન્ય, અદ્વિતીય, અનુપમ, અજોડ

જો કલ્બની તરક્કી થાય તો મકસદ સુધી પહોંચવું આસાન છે; કારણ કે કલ્બમાં, એ મરતબાઓ (સોપાનો) પાર કર્યા પછી જમીઈય્યત અને વુસ્અત (વિશાળતા) પૈદા થાય છે.

અહીં કલ્બનો અર્થ માંસનો ટૂકડો (અવયવ) નથી બલ્કે તે હકીકત છે જેને 'જમેએ બસીત' કહેવામાં આવે છે.

**આગાહી**

'જમેએ બસીત' તે નૂર અને હકીકતને કહે છે જે આલમે ખલ્ક, આલમે અમ્ર અને (અલ્લાહ તઆલાના પવિત્ર) નામો અને સિફતોના અનવારથી વિસ્તૃત રીતે, સંક્ષિપ્ત રીતે તેમ જ હક (તઆલા)ની ઝાતથી જહલન ફેઝ હાસિલ કરેલ હોય અને તે નૂરમાં પ્રતિબિંબ રૂવે બેચૂં અને બેચગૂં (ખુદા)ની સિફત હોય.

ઈન્સાનના દિલને જ નહિ બલ્કે પ્રાણીઓના દિલને પણ વિના કારણે દુઃખાવવા-દુભાવવા સારું નથી. એટલા જ માટે હઝરત હાફિઝ શીરાઝી રહમતુલ્લાહિ અલૈહ ફરમાવે છે :

મબાશ દર પયે આઝાર હરચે ખ્વાહી કુન,
કોઈનું દિલ દૃખાવવા સિવાય ચાહે તે કર,
કે દર શરીઅતે મા ગૈર અઝીં ગુનાહે નેસ્તે.
કારણ કે આપણી શરીઅતમાં એનાથી મોટો બીજો કોઈ ગુનો નથી.

એક બજારું સ્ત્રીનું તરસ્યા કૂતરાને પાણી પીવડાવવું અને રેહમતે હકથી જિંદગી ભરના ગુનાહ માફ થઈ જવાનો કિસ્સો સામાન્ય રીતે મશહૂર છે.

## પત્ર ૪૬

### ☆ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલૈહ

સૃષ્ટિમાં એક નુકતો (ટપકું) છે જે આ 'આલમે ઝિલ્લી' (પ્રતિબિંબિત જગત)નું કેન્દ્ર છે. એ ટપકું તમામ જગતનો

સંક્ષેપ છે. તમામ જગત આ સંક્ષિપ્ત ટપકાનું વિસ્તરણ છે. એ ટપકું સૂરજ સમાન છે જેનાથી તમામ જગત રોશન થાય છે. જે ફૈઝ કોઈને પહોંચે છે તે એજ ટપકાંના મારફતે પહોંચે છે; એ ટપકું ગૈબે હુવીય્યત[1]ના ટપકાની બરાબર સામે છે.

એ ટપકાં સુધી પહોંચ્યા પછી નુઝુલમાં (નીચે) આવીને સાલિક લોકોને દઅવત (ઈસ્લામ તરફ આમંત્રણ) આપે છે અને સંપૂર્ણ રીતે લોકોની તરફ ધ્યાનીત રહે છે; પરંતુ જ્યારે મોતનો સમય નજીક આવે છે ત્યારે ખાલિકની તરફ મુખાતિબ રહે છે અને ખલ્કથી સંબંધ વિહીન રહે છે.

આ હદીસ શરીફનો અર્થ અને મતલબ પણ એ વખતે જાહેર થયા.

'અલા તાલ શવકુલ અબરારિ ઈલા
લિકાઈ વ અના અશદ્દો શવકન ઈલૈહિમ.'

અબરારનો શૌક મારી લિકાઅ[2]ના માટે હદ ઉપરાંત વધી ગયો. અને હું તેનાથી પણ વધારે તેમની મુલાકાતનો શૌક ધરાવું છું.

□

ખલ્ક (લોકો)ની તરફ મુખાતિબ હોવા છતાં ખાલિક (ખુદા)ની સાથેનો તઅલ્લુક પણ બેપર્દા રહે છે.

## પત્ર ૪૭

### ☆ પ્રતિ : (જહાંગીર) બાદશાહ

બાદશાહની ફતેહ અને મદદના માટે દુઆ કરવામાં આવે છે; કારણ કે શરીઅતના અહકામો (પ્રજામાં) ચાલુ થવાનો આધાર સલતનતના ટેકા અને પ્રોત્સાહન પર છે.

• ૧ હુવીય્યત : બેચૂં, બેચગું, અનન્ય, અદ્વિતીય, અનુપમ
૨ લિકાઅ : દીદાર, મુલાકાત, જોવું, પહોંચવું

ફતેહ અને મદદના બે પ્રકારો છે. એક ફોજ (લશ્કર) વગેરે સાધનો છે. એ ફતેહ અને મદદની સૂરત (બાહ્ય સ્વરૂપ) છે.

બીજો પ્રકાર ફતેહ અને મદદની હકીકત છે. તે મુસબ્બીબુલ અસ્બાબ–(અસબાબ તથા સાધન સરંજામના સર્જનહાર ખુદા)–ની તરફથી છે.

'વમન્નસ્રુ ઇલ્લા મિન ઈન્દીલ્લાહ'

નથી મદદ પરંતુ અલ્લાહ તઆલાના તરફથી.

□

ફતેહ અને મદદની એ હકીકતનો સંબંધ ખુદાના ખાસ બંદાઓ (ઓલિયા અલ્લાહ)ની દુઆમાં છે; કારણ કે હુઝૂર નબીયે અકરમ સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમે ઈરશાદ ફરમાવ્યો છે:

'લા યરદ્દુલ કઝીઅ ઈલ્લદ્દુઆઅ'

ખુદાના હુકમને કોઈ ચીઝ ટાળી શકતી નથી પરંતુ દુઆ.

□

તલવાર અને જિહાદમાં એ શક્તિ નથી કે તે કઝાયે ઈલાહી[1] ને ટાળી દે. પરંતુ દુઆમાં ખુદાએ એ શક્તિ રાખી છે. એટલા માટે લશ્કરની શક્તિ કરતાં દુઆની શક્તિ વધારે બળવાન અને અસરકારક છે.

લશ્કરની શક્તિ શરીર સમાન છે અને દુઆની શક્તિ રૂહ સમાન છે. રૂહ વિના શરીર નકામું છે. એટલા માટે ફકીરોની દુઆઓ લશ્કર સાથે હોવી જરૂરી અને અનિવાર્ય છે.

હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામ જિહાદના વખતે, લશ્કર હોવા છતાં, ફકીરો, મુહાજિરોના વસીલાથી ફતેહ અને મદદની દુઆ કરતા રહેતા હતા.

□

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ફરમાવ્યું છે કે,

• ૧ કઝાયે ઈલાહી : ખુદાનો હુકમ, તકદીર, નિયતી

ફતેહ અને મદદના બે પ્રકારો છે. એક ફોજ (લશ્કર) વગેરે સાધનો છે. એ ફતેહ અને મદદની સૂરત (બાહ્ય સ્વરૂપ) છે.

બીજો પ્રકાર ફતેહ અને મદદની હકીકત છે. તે મુસબ્બીબુલ અસ્બાબ–(અસબાબ તથા સાધન સરંજામના સર્જનહાર ખુદા)–ની તરફથી છે.

'વમન્નસ્રુ ઇલ્લા મિન ઈન્દીલ્લાહ'
નથી મદદ પરંતુ અલ્લાહ તઆલાના તરફથી.

□

ફતેહ અને મદદની એ હકીકતનો સંબંધ ખુદાના ખાસ બંદાઓ (ઓલિયા અલ્લાહ)ની દુઆમાં છે; કારણ કે હુઝૂર નબીયે અકરમ સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમે ઈરશાદ ફરમાવ્યો છે :

'લા યરદ્દુલ કઝીઅ ઈલ્લદ્દુઆઅ'
ખુદાના હુકમને કોઈ ચીઝ ટાળી શકતી નથી પરંતુ દુઆ.

□

તલવાર અને જિહાદમાં એ શક્તિ નથી કે તે કઝાયે ઈલાહી[1] ને ટાળી દે. પરંતુ દુઆમાં ખુદાએ એ શક્તિ રાખી છે. એટલા માટે લશ્કરની શક્તિ કરતાં દુઆની શક્તિ વધારે બળવાન અને અસરકારક છે.

લશ્કરની શક્તિ શરીર સમાન છે અને દુઆની શક્તિ રૂહ સમાન છે. રૂહ વિના શરીર નકામું છે. એટલા માટે ફકીરોની દુઆઓ લશ્કર સાથે હોવી જરૂરી અને અનિવાર્ય છે.

હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામ જિહાદના વખતે, લશ્કર હોવા છતાં, ફકીરો, મુહાજિરોના વસીલાથી ફતેહ અને મદદની દુઆ કરતા રહેતા હતા.

□

હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ફરમાવ્યું છે કે,

• ૧ કઝાયે ઈલાહી : ખુદાનો હુકમ, તકદીર, નિયતી

'કયામતના દિવસે ઉલમાની શાહી શહીદોના લોહી કરતાં બેહતર હશે;

□

ફકીર જોકે પોતાને એ લાયક જાણતો નથી કે બાદશાહના લશ્કર માટે દુઆ કરનારાઓમાં (એને) શામેલ કરે. પરંતુ નામ ફકીર (હોવાથી) અને દુઆ કબૂલ થવાની આશા હોવાથી, દુઆ, શાહી લશ્કરની ફતેહથી ખાલી પણ નથી.

# પત્ર ૪૮

## ☆ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)

હક તઆલાની અકરબીય્યતનો મામલો ઈલ્મે હુઝૂરી[૧] પર આધારિત છે. ઈલ્મે હુઝૂરી મઅલૂમની અસલ સાથે સંબંધ ધરાવે છે, મઅલૂમના ઝિલાલ (પ્રતિબિંબ) સાથે નહિ.

ઈલ્મે હુસૂલીમાં[૨] વસ્તુની ખરી જાણકારી થતી નથી બલ્કે વસ્તુની સૂરત (બાહ્ય સ્વરૂપ)ની જાણકારી થાય છે. સુરતે શય (વસ્તુના બાહ્ય સ્વરૂપ)ને તથા ઝિલાલે શય (વસ્તુના પ્રતિબિંબને) ઈલ્મે હુસૂલીના કારણે જે લોકો મૂળ વસ્તુની જાણકારી સમજી બેસે છે અને ઐનિયત (મૂળત્વ)નો દાવો કરે છે. એ હરગીઝ માનવા લાયક નથી; કારણ કે વસ્તુ અને વસ્તુનું બાહ્યસ્વરૂપ બંને એક નથી, બલ્કે બંને અલગ છે.

ગર મુસવ્વિર સૂરતે આં દિલસિતાં ખ્વાહદ કશીદ,
હૈરતે દારમ કે નાઝશરા ચુનાં ખ્વાહદ કશીદ.[૩]

ઈલ્મે હુઝૂરી જ ખરો ઈલ્મ છે કે જે ઝાતનો ઈલ્મ ધરાવે છે.

● ૧ ઈલ્મે હુઝુરી : પત્રના અંતે 'આગાહી'માં એની સમજૂતી આપી છે.
૨ ઈલ્મે હુસૂલી : પત્રના અંતે 'આગાહી'માં એની સમજૂતી આપી છે.
૩ માણસના મુખની તસ્વીર તો બનાવી શકાય છે
પરંતુ તેનાં અંતરનું આલેખન કેવી રીતે થઈ શકે ?

ઈલ્મે હુસૂલીને ઈલ્મે ઝાતનો ન ઈલ્ગ છે કે ન તે ઝાત અને સિફાતની તરફ રસ્તો બતાવી શકે છે.

હદીસે કુદસીમાં હક (તઆલા)નો જે ઈરશાદ છે કે,

'ન હું જમીનમાં સમાઉ છું ન આસમાનમાં, પરંતુ મોમિનના કલ્બમાં સમાઉં છું.'

એ સમાવેશનો ઈલ્મ, ફના અને બકા પછી, ઈલ્મે હુઝૂરી સાથે સંબંધ ધરાવે છે, ઈલ્મે હુસૂલી સાથે નહિ.

**આગાહી**

**ઈલ્મે હુસૂલી** તે ઈલ્મને કહે છે કે જે કોઈની પાસે શીખવામાં આવે; જેમકે: વાંચવું, લખવું, સુથારી કામ, લુહારી કામ, વગેરે શીખવું.

**ઈલ્મે વુસૂલી** તે ઈલ્મ છે જે શીખવા-શીખવવા વગર, આપોઆપ હોય. દાખલા તરીકે: બાળકનું રડવું, હસવું, મોં ખોલીને દૂધ પીવું. તકલીફ મેહસૂસ કરીને રડી પડવું વગેરે.

ઈલ્મે વુસૂલી કરતાં પણ બેહતર ઈલ્મે **હુઝૂરી** છે. ફના અને બકા પછી ખુદાના ખાસ બંદાઓને એનો ઈલ્મ આપવામાં આવે છે. ઈલ્મે હુઝૂરી, ઈલ્મે હુસૂલી અને ઈલ્મે વુસૂલીની અસલ છે. ઈલ્મે હુઝૂરીને ત્યાં સુધી કોઈ જાણી શકતું નથી જ્યાં સુધી એ ઈલ્મ વડે આભુષિત ન થાય. દાખલા તરીકે: (કોઈ) મા-બાપની મુહબ્બતને જાણી શકતું નથી જ્યાં સુધી પોતે મા કે બાપ ન હોય.

## પત્ર ૪૯

### ☆ પ્રતિ : મીર મુહમ્મદ નુઅમાન (રહ.)

સામાન્ય લોકોની જાણમાં ખાલિક અને મખ્લૂકમાં જે તફાવત છે તે ઓર હકીકત ધરાવે છે અને ખાસાને ખુદા (ઓલિયા

અલ્લાહ)ની સમજમાં, ફના અને બકા (હાસિલ થવા) પછી જે તફાવત સાબિત છે તે ઓર હકીકત ધરાવે છે. જેવી રીતે સામાન્ય મુસલમાનોનું ઈમાન જે કુફ્રે તરીકત (ફના અને બકા)થી પહેલાં છે તે ઓર સ્વરૂપ ધરાવે છે અને કુફ્રે તરીકતના પછી જે ઈમાન પ્રાપ્ત થાય છે તે ઓર હકીકત ધરાવે છે.

## પત્ર ૫૦

### ☆ પ્રતિ : કાઝી નસરુલ્લાહ

આ પત્રનો ખુલાસો પત્ર ૩૯માં આવી ગયો છે.

## પત્ર ૫૧

### ☆ પ્રતિ : મુલ્લા શેર મુહમ્મદ લાહોરી (રહ.)

જેના ઉપર ઈમાન લાવ્યો છે તેના તરફ દિલનું ખેંચાવું, દિલના યકીનથી અલાયદું છે; જોકે તસ્દીકથી અલાયદું નથી. બલ્કે એ યકીનની જ શાખા છે.

યકીન હાસિલ થવા પછી દિલ બે હાલતોથી ખાલી નથી હોતું. જેના ઉપર ઈમાન લાવ્યો છે તેની તસ્લીમ અને ફરમાંબરદારી હશે યા તેનો ઈન્કાર હશે.

તસ્લીમની નિશાની એ છે કે જેના ઉપર ઈમાન લાવ્યો છે તેની સાથે દિલ રાજી થઈ જાય છે અને સીનો ખુલી જાય છે.

ઈન્કારની નિશાની એ છે કે દિલમાં કરાહત અને સીનામાં તંગી પૈદા થાય છે.

દિલનું યકીન હાસિલ થવું અને તે પછી તસ્લીમ તથા રઝાનું હાસિલ થવું માત્ર હક તઆલાની બખ્શીશ છે.

ઈન્કાર એ નફસે અમ્મારહની સિફત છે.

કેટલાક પર હક તઆલાનો એ ફઝલ છે કે તેને યકીન અને

તસ્લીમની સિફત અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામ સમાન અર્પણ કરવામાં આવે છે. મોટા ભાગનાને ઈમાન અને તસ્લીમની આ સિફતની હિદાયત હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્-સલામ તથા આસમાની કિતાબોના ઝરીયાથી કરવામાં આવે છે. આગાહી

જે ખાસ બંદાઓને આપોઆપ હિદાયત અને હક (તઆલા) ના અહકામનું પાલન પ્રાપ્ત થાય છે તેને ઈજતિબા[1]એ શિર્ક કહે છે. જેઓને સુહબત તથા કલામ (વાણી) વડે હિદાયત મળે છે તેને ઈજતિબા કહે છે. જેમ કે:

ઈમામુલ ઔલિયા હઝરત શૈખ અબ્દુલ કાદિર જીલાની રહમ-તુલાહિ અલૈહનું (બાળપણમાં) દૂધ ધાવવાના કાળમાં રોજો રાખવું,

હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિસ દહેલવી રહમતુલ્લાહિ અલૈહનું માતાના ગર્ભ કાળમાં, જે દવા એમની માતા પીતી હતી તેનો સ્વાદ યાદ રહેવો,

હઝરત મિર્ઝા જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલૈહનું દૂધ ધાવવાના કાળમાં ખૂબસૂરત સ્ત્રી પર આશિક થવું,

બાલ્ય અવસ્થામાં જાહેરી આંખો વડે હઝરત અબૂ બકર સિદ્દીક રદિઅલ્લાહો અન્હોની ઝિયારત થવી,

વગેરે વગેરે બીજા ઘણાય ઔલિયા અલ્લાહના આ પ્રકારના પ્રસંગો છે.

એને ઈજતિબાએ શિર્ક કહે છે.

## પત્ર ૫૨

☆ **પ્રતિ : ફકીર મુહમ્મદ હાશિમ કશ્મી** (રહ.)

ફનાથી મુરાદ છે હક (તઆલા) સિવાય સર્વને ભૂલી જવું. 'ફના'ના બે પ્રકારો છે.

● ૧ ઈજતિબા : કશિશ, આકર્ષણ (લેખક)

એક 'ફના' એ છે કે ઈલ્મે હુસૂલી[૧]માં ઈલ્મે આફાકી[૨] બાકી ન રહે.

બીજી 'ફના' એ છે કે, ઈલ્મે હુઝૂરી[૩]માં ઈલ્મે અનફુસ[૪] બાકી ન રહે.

ઈલ્મે હુસૂલીનું સંપૂર્ણ પણે નષ્ટ થવું થોડું મુશ્કેલ છે. પરંતુ ઈલ્મે હુઝૂરીનું તદ્દન દૂર થઈ જવું અત્યંત મુશ્કેલ છે. શક્ય છે કે આ બારીક મઅરેફતથી કોઈ ઈનકાર કરે.

ઈલ્મે હુસૂલીને ભૂલી જવા વિશે જે બયાન કરવામાં આવ્યું છે તે 'ભૂલી જવું' ફનાએ કલ્બની સાથે સંબંધ ધરાવે છે. અને 'જે ભૂલી જવું' ઈલ્મે હુઝૂરી ની સાથે સંબંધ ધરાવે છે તેનો સંબંધ ફનાએ નફસ પર અવલંબિત છે.

પ્રથમ 'ફના', ફનાની સૂરત (બાહ્ય સ્વરૂપ) છે. ફનાએ અનફુસી, 'ફના'ની હકીકત છે. ઈલ્મે હુસૂલી, ઈલ્મે હુઝૂરીનું ઝિલ્લ (પ્રતિબિંબ) છે.

## પત્ર ૫૩

### ☆ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલૈહ

ઈન્સાન પહેલા કંઈ પણ ન હતો. ન તેનો ઐન હતો, ન અસર, ન તેનો શુહુદ હતો, ન વુજૂદ. પરંતુ ખુદા પોતાની જિન્દગીથી જીવંત હતો. તેણે પોતાની 'બકા'માંથી 'બાકી'ની સિફત (ઈન્સાનને) અર્પણ કરી, તથા પોતાના અખ્લાક વડે ગુણવાન કર્યો બલ્કે ખુદાના ફઝલથી ઐન ફનામાં બકા અર્પણ કરી, તેમ જ

● ૧ ઈલ્મે હુસૂલી : જુઓ પત્ર-૪૮ની 'આગાહી' પા. ૨૭૬
૨ આફાક : બાહ્ય જગત
૩ ઈલ્મે હુઝૂરી : જુઓ પત્ર-૪૮ની 'આગાહી' પા. ૨૭૬
૪ અનફુસ : આંતર જગત

ઐન બકામાં પોતાની ઝાતની તુલનામાં ફાની કર્યો. એટલે ઈન્સાને 'ફના', 'બકા'ના આ મરતબાઓ હાસિલ કરવા વાજિબ છે.

એની મિસાલ એ છે કે કોઈ ઈન્સાનને નિમક (મીઠા)ની ખાણમાં નાંખી દેવામાં આવે અને તે નિમકની સિફતમાં ધીમે ધીમે નિમકના જ રંગનો, નિમકના જ સ્વાદનો થઈને નિમક બની જાય અને ઈન્સાનનો કંઈ ઐન કે અસર બાકી ન રહે તો તે વખતે તેને તોડવું મુબાહ છે; અને તેને ખાવું અને ખરીદ વેચાણ કરવું હલાલ છે. અને જો તેનો કંઈ ઐન કે અસર બાકી રહેત તો આ વાતો જાઈઝ ન હોત.

કોઈએ સરસ કહ્યું છે :

સગે કે અંદર નિમકઝાર ઉફતદ ગુમ ગર્દદ અંદર વેય,
 જેમ નિમક (ની ખાણ)માં કૂતરું પડે અને તેની સાથે ઓતપ્રોત થઈને નિમક બની જાય,
મન ઈ દર પાય પુર શૌર અઝ નિમક કમતર નમી દાનમ.
 તેમ મારા નજીક આ દરિયો. નિમકથી કંઈ કમતર નથી.

□

ફનાએ નિમકની આ મિસાલથી કોઈ એવો ખ્યાલ ન કરે કે ઈન્સાન ઝાતે હક યા સિફાતે હકમાં એવો ફના થઈ જાય છે જેવી રીતે નિમકની ખાણમાં હરેક ચીઝ નિમક થઈ જાય છે. ઝાતે હક અને સિફાતે હક હરેક હુલૂલ અને ઈતેહાદ (સાયુજ્ય અને સંયોજન) થી ઉચ્ચ અને પર છે. કામિલ ઈન્સાન, ફના અને બકા પછી સિફાતે હકથી પ્રભાવિત થઈને

'તખલ્લકૂ બિ અખ્લાકિલ્લાહ'
અલ્લાહના અખ્લાક અપનાવો

થઈ જાય છે. ન કે ઝાતે હક અને સિફાતે હકમાં એને કોઈ પ્રકારની શિર્કત પ્રાપ્ત થાય છે. હક (તઆલા)ની તમામ સિફતો કદીમ (અમર અને અવિનાશી) તથા હરેક ખામી તેમજ પતનથી

પાક છે. ઈન્સાનમાં જે સર્વ સિફતો છે તે પ્રતિબિંબ સ્વરૂપે અને હંગામી છે. તેમ જ ખૈર અને શર (ભલાઈ અને બૂરાઈ)થી મિશ્રિત છે.

ખાલિક અને મખ્લૂકમાં તફાવત અને અલગતા અનિવાર્ય છે. મોટાભાગના અણસમજુ લોકો ઝિલને અસલ (પ્રતિબિંબને જ મૂળ વસ્તુ) સમજી બેસે છે; તથા ગૈર મુસ્તકિલ[1]ને મુસ્તકિલ[2] સમજી બેસે છે.

ફના અને બકા આરિફોના હાલાત છે. મઅકૂલવાળા[3] ઓની સમજથી એ ઘણું દૂર છે. આરિફોના કલામને હુસ્ને ઝન[4]ની સાથે સાંભળવું જોઈએ અને તેઓના કલામને પોતાની અક્કલના ત્રાજવામાં તોલવું ન જોઈએ.

'ફના' વખતે ઈન્સાનના ઝહેનમાંથી તમામ ઉલૂમ જતાં રહે છે; 'બકા' વખતે ફરી પાછાં આવે છે. 'ફના'થી પહેલાં નફસ પોતાની શરારતમાં શેતાન કરતાં પણ વધારે શરારતખોર હોય છે; 'ફના' તેમ જ 'બકા' પછી એ જ નફસ 'મુતમઈન્નહ'ની સિફતથી મુશર્રફ થઈને ફરિશ્તાઓ કરતાં પણ અફઝલ થઈ જાય છે.

પરંતુ આ કમાલાતો (ખૂબીઓ) છતાં તમામ ખૈર અને ખૂબી-ઓને ઝાતે હકની તરફ મનસૂબ (નિર્દેશિત) કરે છે તથા તમામ બૂરાઈ અને ફિસાદને પોતાની તરફ સમજે છે; કારણ કે માનવની અસલ માત્ર 'અદમ'[5] છે. જેથી નૂરે બાતિન વડે હરેક ખૈરને અલ્લાહ તરફથી અને માત્ર શર (બૂરાઈ) ને અબ્દુલ્લાહ (બંદાના પોતાના) તરફથી જુએ છે. અને જે જુએ છે તે જ જાણે છે.

- ૧ ગૈર મુસ્તકિલ : વિનાશી, મૃત, નાશવંત, કમજોર
- ૨ મુસ્તકિલ : અવિનાશી, અમૃત, મજબૂત, અમર
- ૩ મઅકૂલ વાળા : માત્ર જાહેરી ઈલ્મ ધરાવનારા
- ૪ હુસ્ને ઝન : શુભ ભાવના, નેક ગુમાન
- ૫ અદમ : જુઓ પા. ૨૩ 'હકીકતે મુમ્કિનહ'

# પત્ર ૫૪

## ☆ પ્રતિ : ખાન જહાન

દુનિયાની નેઅમતો અને લિજ્જતો તે વખતે ઉપયોગી છે કે તેને શરીઅતના અહકામ પ્રમાણે ઉપયોગવામાં આવે અને આખિરતના માટે જમા કરવામાં આવે. નહિતર દુનિયાની સર્વ નેઅમતો અને લિજ્જતો કાતિલ ઝેર છે. એ કાતિલ ઝેરનો ઈલાજ શરીઅતનું તિર્યાક (ઝેર નાશક દવા) છે. નફસના ખિલાફ અને શરીઅતના પ્રમાણે અમલ કરવાથી આકિબતની કાયમી રાહત મળે છે.

□

આ પત્ર લાવનારા-ફઝાઈલ પનાહ ખ્વાજા મુહમ્મદ સઈદ અને ખ્વાજા મુહમ્મદ અશરફ મારા ખાસ યારો (મિત્રો) પૈકી છે. એમના હાલ પર જેટલી પણ મહેરબાની ફરમાવશો, ફકીરની અહેસાનમંદીનો સબબ બનશે.

# પત્ર ૫૫

## ☆ પ્રતિ : મમરીઝખાન અફઘાન

આપ ફક્ર (ગરીબી)ની શેરી છોડીને ધનવાનોની તરફ ગયા છો એ સારું નથી કર્યું.

إِنَّا لِلّٰهِ وَإِنَّا إِلَيْهِ رَاجِعُونَ

બેશક અમે અલ્લાહના માટે જ છીએ અને
અલ્લાહના તરફ જ પાછા ફરનાર છીએ.

અગર આપ દુનિયાદાર ધનવાનોની સુહબતથી ઘણી તરક્કી

કરશો તો 'હઝારી'[1] થઈ જશો. માનસિંગ પાંચ હઝારી યા સાત હઝારી હતો. જો તમે માનસિંગના મરતબા પર પણ પહોંચી જાઓ તો પણ શું મળી ગયું?! અને કઈ બુઝુર્ગી હાસિલ કરી?!

રોટીનો નિવાલો તો ગરીબીમાં પણ મળી જતો હતો. (હવે) આપ ચરબીવાળો નિવાલો ખાતા હશો. આ બંને (પ્રકારના) વખત વિતી જનારા છે. પરંતુ આપ એના પર ચિંતન-મનન કરો કે આપના હાથમાંથી કંઈ કેટલું નીકળી ગયું! એટલું આપ જરૂર કરજો કે શરીઅતની પૈરવી અને ઝિક્રે હકને છોડશો નહિ, જોકે દુનિયાની સાથે દીનનું જમા થવું મુશ્કેલ છે.

## પત્ર ૫૬

☆ પ્રતિ : ખ્વાજા અબ્દુલ્લાહ (રહ.) અને
ખ્વાજા જમાલુદ્દીન હુસૈન (રહ.)

આપ સરહિંદની નજીક આવ્યા પરંતુ સરહિંદ ન આવ્યા. આ વાત મુહબ્બતથી દૂર છે.

□

સુકર[2] જો કે ઝુલ્માત[3]નો દરિયો છે પરંતુ આબે હયાત (અમૃત) એમાં જ છૂપાયેલું છે. એમાં તે મોતી હાથ આવે છે જે બીજે ઠેકાણે મળતાં નથી.

□

એકાંતવાસમાં સલામતી જરૂર છે. પરંતુ શહાદતની ઉચ્ચ દૌલત યુદ્ધ અને લડાઈમાં છૂપાયેલી છે એકાંતવાસ ઝઈફો અને અહલે સતર (સ્ત્રીઓ) માટે યોગ્ય છે. જિહાદમાં ઉતાવળ અને દિલેરી કરવું હિંમતવાળા મર્દોનું કામ છે.

• ૧ હઝારી : એક હજાર સૈનિકોનો સેનાપતિ
૨ સુકર : બેહોશી, મદહોશી
૩ ઝુલ્માત : અંધકાર

# પત્ર ૫૭

## ☆ પ્રતિ : મૌલાના હમીદ અહમદ (રહ.)

હક તઆલા પોતાની ઝાતે અકદસની સાથે મોજૂદ છે અને તેની હસ્તી આપોઆપ કાયમ (સ્થાપિત) છે. 'અદમ'[1]ની સાથે એનો કોઈ સંબંધ નથી. વુજૂદ અને વુજૂબ હક તઆલાની બારગાહના અદના, કમીના, ખાદિમ છે.

હક તઆલાના મા સિવા (ગૈરે ખુદા)ને આલમ (સૃષ્ટિ) કહે છે. અનાસિર (તત્ત્વો), આસમાનો, અક્લો, નફસો, બસાઈત[2] અને મુરક્કબાત[3] સર્વ હક તઆલાની ઈજાદ[4]થી મોજૂદ થયા છે અને અદમ (અસ્તિત્વવિહીનતા) માંથી વુજૂદ (અસ્તિત્વ)માં આવ્યા છે

ઝાતી અને ઝમાની[5] કિદમ[6] માત્ર હક તઆલાના માટે છે અને ઝાતી તથા ઝમાની હુદૂસ[7] ગૈરૂલ્લાહના માટે સાબિત છે.

તે શખ્સ ખૂબ જ બેવકૂફ છે. જે કેટલીક ચીઝોની હમેશગી (શાશ્વતપણા)ને માને છે. કેટલાક ઉલમાએ જે સાત ચીઝો વિશે લખ્યું છે કે તે ફના થશે નહિ તે આ છે : ૧ અર્શ ૨ કુર્સી ૩ લવહ ૪ કલમ ૫ બિહિશ્ત (જન્નત) ૬ દોઝખ અને ૭ રૂહ.

એનો અર્થ એ નથી કે એ સાત ચીઝો ફના (નાશ)ને કબૂલ નથી કરતી અને ઝવાલ (પતન)ની કાબેલિયત ધરાવતી નથી.

● ૧ અદમ : નિઃઅસ્તિત્વ, અસ્તિત્વવિહીનતા
૨ બસાઈત : ચાર મૂળ તત્ત્વો-પાણી, આગ, માટી, હવા
૩ મુરક્કબાત : મિશ્રણો અને સંયોજનો
૪ ઈજાદ : નવી ચીઝ પેદા કરવી,
૫ ઝમાની : કાળ અને સમયને લગતું
૬ કિદમ : સનાતનતા, અનાદિ કાળથી ચાલ્યું આવતું
૭ હુદૂસ : નવું પૈદા થવું.

બલ્કે કાદિરે મુત્લક (સર્વ શક્તિમાન ખુદા) જેને ચાહે તેને ફના કરે, જેને ચાહે તેને પોતાની હિકમતથી બાકી રાખે. તમામ આલમોનો કિયામ અને વુજૂદ હક તઆલાની ઝાતનો મોહતાજ છે.

# પત્ર ૫૮

## ☆ પ્રતિ : ખ્વાજા સલાહુદ્દીન અહરાર (રહ.)

હદીસ શરીફમાં ઈરશાદ છે:

'કાનલ્લાહો વલમ યકુન મઅહુ શયઉન'

અલ્લાહ તઆલા હતો, અને કોઈ ચીઝ તેની સાથે ન હતી.

જ્યારે અલ્લાહ તઆલાએ ચાહ્યું કે પોતાના છૂપા કમાલાતને જાહેર કરે, તો હક તઆલાના હરેક ઈસ્મે (નામે) એક એક મઝહર[1] માગ્યો કે જેથી પોતાના કમાલાતને પોતાના મઝહરમાં જલ્વાગર[2] કરે.

અદમ (અસ્તિત્વવિહીનતા) સિવાય બીજી કોઈ ચીઝ, વુજૂદ અને વુજૂદના તાબે, મઝહર બનવાના કાબિલ ન હતી. જેથી હક તઆલાએ આલમે અદમ (અસ્તિત્વહીન જગત)માં પોતાની કમાલે કુદરતથી પોતાના અસ્મા (નામો)માંથી હરેક ઈસ્મ (નામ)નો મઝહર નક્કી કર્યો અને તેને હિસ[3] અને વહમ[4]ના મર્તબા (કક્ષા) માં જેવી રીતે ચાહ્યું તેવી રીતે પૈદા કર્યું; અને વુજૂદ આપ્યું.

જેવી રીતે જવ્વાલા (બીન્તી)[5] ખરેખર બે પ્રકાશિત દડાની બનેલી હોય છે પરંતુ બીન્તીને ફેરવતી વખતે આભાસી રીતે

● ૧ મઝહર : જાહેર થવાની જગા, પ્રદર્શન સ્થાન, પ્રદર્શક
૨ જલ્વાગર : પ્રદર્શિત
૩ હિસ : લાગણી, સંવેદન
૪ વહમ : આભાસ, ભ્રમ
૫ જવ્વાલા (બિન્તી) : એક લાઠી લઈને તેના બંને છેડે મશાલ સળગાવી, લાઠીને ઝડપથી ગોળ ફેરવવાથી આગનું ગોળ વર્તુળ દેખાય છે.

આગનું એક લાલ વર્તુળ દેખાય છે. એજ પ્રમાણે અલ્લાહ તઆલાએ ઈન્સાનને પોતાની સર્વ સિફાતથી મુશર્રફ ફરમાવ્યો છે.

જેવી રીતે આગનું ગોળ ગોળ વર્તુળ આભાસી કક્ષાએ અસ્તિત્વ ધરાવે છે તેજ પ્રમાણે ઈન્સાનમાં હક તઆલાની સિફાતોનો ઝુહૂર આરઝી (હંગામી) માલૂમ પડે છે. ન જવ્વાલામાં વર્તુળનું વુજૂદ છે ન ઈન્સાનમાં ઝાતી સિફાત છે. પરંતુ પોતાની કુદરતે કામિલા વડે (અલ્લાહે) આ આભાસી કક્ષાને પણ એક ઈસ્તિહકામ (મજબૂતી અને સ્થાયીત્વ) અર્પણ કર્યું છે.

શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી રહમ્તુલ્લાહિ અલૈહેએ આલમના વુજૂદને હક તઆલાના અસ્મા (નામો) અને સિફાતોથી સંકલિત હોવાનું બયાન કર્યું છે, તે ભલે કોઈ પણ રીતે હોય, ફકીરની નજીક એની કંઈ અસલ (આધાર) નથી.

ઝાતે હક અને સિફાતે હક સાથે મખ્લૂકને કોઈ સંબંધ નથી જો સંબંધ છે તો માત્ર એટલો જ છે કે આ મખ્લૂકનો તે ખાલિક (સર્જનહાર) છે.

**આગાહી**

આ બને પત્રો નં. ૫૭ અને ૫૮ની તેહકીક (સંશોધન)ને હઝરત મૌલાના રૂમી રહમતુલ્લાહિ અલૈહેએ આ શબ્દોમાં સમર્થન આપ્યું છે:

ઈંસના ગુફ્તન ઝ મન તર્કે સનાસ્ત,
એની હમ્દ અને તારીફ કરવી હમ્દ ન કરવા સમાન જ છે,
કીં દલીલે હસ્તીયે હસ્તી ખતાસ્ત.
કારણ કે એની હસ્તી વિશે દલીલો કરવી પણ અપરાધ છે.

અને 'ગાલિબે' પણ આ વિષયને પોતાની પંક્તિઓમાં સરસ રીતે રજૂ કર્યો છે:

ન થા કુછ તો ખુદા થા, કુછ ન હોતા તો ખુદા હોતા;
મિટાયા મુજકો હોનેને, ન મૈં હોતા તો કયા હોતા.

## પત્ર ૫૯

### ☆ પ્રતિ : શર્ફુદ્દીન હુસૈન (રહ.)

અલ્લાહ તઆલા પોતાના હબીબે પાક અલૈહિસ્સલાતો વસ્-સલામની શરીઅતની ઈત્તિબાઅ નસીબ કરે, પોતાની મુહબ્બતે ઝાતનો ગિરફતાર બનાવે અને એના પર ઈસ્તેકામત (મક્કમતા) અતા ફરમાવે.

જે હવાદિસ (મુસીબતો અને તકલીફો) રોજેરોજ પેશ આવે છે તે મશીયતે હક (હક તઆલાની મરજી)થી પૈદા થાય છે. માટે પોતાના ઈરાદાને હક તઆલાના ઈરાદાના તાબે બનાવીને તે હવાદિસને પોતાની મુરાદ સમજવું જોઈએ અને એ હવાદિસથી લિજ્જત હાસિલ કરવું જોઈએ. જો ઈરાદો હકથી રાઝી નથી તો આ હદીસે કુદસીના ઈરશાદને નજર સમક્ષ રાખવું જોઈએ:

'જે મારી કઝા[1] પર રાઝી નથી થતો અને મારી બલા પર સબર નથી કરતો તો તેને જોઈએ કે મારા સિવાય બીજો કોઈ ખુદા બનાવી લે અને મારા આસમાનની નીચેથી નીકળી જાય.'

## પત્ર ૬૦

### ☆ પ્રતિ : પીર ઝાદહ મુહમ્મદ અબ્દુલ્લાહ (રહ.)

આ મુબારક પત્રનો વિષય પત્ર-૫૮માં આવી ગયો છે.

## પત્ર ૬૧

### ☆ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)

પ્રથમ નિગાહ આકસ્મિક રીતે કોઈ સુંદર વસ્તુ પર પડી

• ૧ કઝા : હુકમ, તકદીર, નિયતી

જાય, તે ઈશ્કે મજાઝીની નઝર, ખરેખર ઈશ્કે હકીકીની સીડી છે. પરંતુ બીજી નિગાહ અને ત્રિજી નિગાહ વગેરે હરામ છે.

હરામ વસ્તુમાં નફો ક્યાં થઈ શકે છે?! જે લોકો વસ્તુની સુંદરતા જોઈને હમેશાં ફાયદો મેળવવો બયાન કરે છે તે ફાયદો નથી બલકે નુકસાન છે અને એવો ફાયદો ઈસ્તેદરાજ[1] છે.

## પત્ર ૬૨

### ☆ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલૈહ

ઈન્સાનની ઝાત અને હકીકત નફસે નાતિકહ[2] છે જે લફઝ 'અના' ('હું')ની સાથે ઈન્સાનના તરફ ઈશારો છે. અને નફસે નાતિકહની હકીકત 'અદમ' છે. વળી તેણે (ઈન્સાને) પ્રતિબિંબિત વુજૂદ અને પ્રતિબિંબિત સિફાતને મુસ્તકિલ (અલગ અને સ્વતંત્ર) સમજીને પોતાની તરફ મનસૂબ કર્યા છે. અને તમામ કમાલાતોને પોતાનામાં સમજે છે; અને પોતાની 'અદમ'ની સિફત અને શરારતને ભૂલાવી દે છે.

જ્યારે અલ્લાહ તઆલાનો ફઝલ તેના શામિલે હાલ થઈ જાય છે ત્યારે તેને માલૂમ થાય છે કે તેની હકીકત કેવળ બૂરાઈ (શરે મહઝ) છે. અને તમામ ખૈર અને કમાલ (ખૂબીઓ) અલ્લાહ તઆલાના તરફથી છે. તે વખતે ન તેનું નામ રહે છે ન નિશાન, ન ઐન રહે છે ન અસર. આ ફના, કમાલે ફના છે.

● ૧ ઈસ્તેદરાજ : જાદુ, શરીઅતના પાબંદ ન હોય તેવા મુસલમાન તથા ગૈર મુસલમાનથી પ્રગટ થતાં ચમત્કારો

૨ નફસે નાતિકહ : રૂહ અને જાન

# પત્ર ૬૩

## ☆ પ્રતિ : મીર મનસૂર (રહ.)

કુર્બ,[૧] મઈય્યત,[૨] ઈહાતહ,[૩] સર્યાન,[૪] વસ્લ,[૫] ઈત્તિસાલ,[૬] તૌહિદ,[૭] અને ઈત્તિહાદ,[૮] વગેરે બારગાહે હક તઆલામાં મુતશાબિહાત[૯] અને સતહિય્યાતના[૧૦] પ્રકારમાંથી છે.

એમાંથી આપણી સમજ અને બુદ્ધિમાં જે કંઈ આવે તેનાથી હક તઆલા ઉચ્ચ અને પર છે. જો કોઈ પ્રકારનો કુર્બ અને ઈત્તિસાલ માલુમ પડે તો તે અસલ સૂરત અને આયનામાંની સૂરત (પ્રતિબિંબ) વચ્ચેના આભાસી સંબંધ જેવો છે.

અલ્લાહ તઆલાએ આ જગતને આભાસી બનાવ્યું છે. પરંતુ આભાસી અવસ્થામાં પણ આ આભાસી જગતને, અસ્તિત્વ સાથે એવો દૃઢ સંબંધ છે જેવો આયનામાં પડતાં પ્રતિબિંબને મૂળ વસ્તુ સાથે સંબંધ હોય છે.

- ૧ કુર્બ : નઝદીકી, સામીપ્ય, નિકટતા, સાંનિધ્ય
- ૨ મઈય્યત : સાથ, સંગાથ, સહવાસ
- ૩ ઈહાતહ : ઘેરાવો, સંવૃત્ત, સમજમાં આવવું, બુદ્ધિમાં આવવું
- ૪ સર્યાન : મિશ્રણ, ઓત-પ્રોત થઈ જવું
- ૫ વસ્લ : મિલન, મેળાપ
- ૬ ઈત્તિસાલ : યોગ, ઐક્ય
- ૭ તૌહિદ : એકતા, અદ્વૈત
- ૮ ઈત્તિહાદ : સંયોજિત થવું, સંયુક્ત થવું
- ૯ મુતશાબિહાત : કુરઆન શરીફની તે આયતો અને શબ્દો જેના અર્થ ગુપ્ત અને છૂપા છે.
- ૧૦ સતહિય્યાત : ઉપરની સપાટીનું

# પત્ર ૬૪

## ☆ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.) અને ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)

ફનાયે અતમ[1] ત્યારે દુરુસ્ત થાય છે જ્યારે ફાની (ફના થનાર) ના ઐન અને અસરનો ઝવાલ હાસિલ થાય અને તેની કોઈ નિશાની બાકી ન રહે.

અદમે મહઝ[2]માં જે વુજૂદ સાલિકને દેખાય છે તે વુજૂદ હક તઆલાના અસ્મા (નામો) અને સિફાતનું ઝિલ્લ (પ્રતિબિંબ) છે પરંતુ ઝાતે હક અને હક તઆલાની ઝાતીય સિફાતો એ પ્રતિબિંબો અને પડછાયાઓથી ઉચ્ચથાય ઉચ્ચ છે. ઝાતે હક અને સિફાતે ઝાતીયએ હક તઆલાનો અદમે મહઝની સાથે કોઈ સંબંધ નથી. ઝાતે હક અને સિફાતે હક કદીમ[3] અને હરેક નુકસાનથી પાક છે. અદમે મહઝ શર્રે મહઝ[4] છે અને હરેક નુકસ (ખામી)થી મમલૂ (ભરેલી) છે.

સિફાતે હકનું અદમના આયનામાં એવી રીતે બિંબપ્રતિબિંબ સાબિત છે જેવી રીતે ઇન્સાન આયનામાં પોતાની શિકલનું બિંબ કે પ્રતિબિંબ આભાસી કક્ષામાં જુએ છે. એ જ પ્રતિબિંબને સૂફીઓની પરિભાષામાં હકીકતે મુમ્કિનહ કહે છે.

**આગાહી**

જ્યારે આરિફને દિલની આંખ અર્પણ કરવામાં આવે છે ત્યારે તે તમામ વુજૂદ અને ખૈર તથા કમાલ (ખૂબીઓ)ને

● ૧ અતમ : સંપૂર્ણ, કામિલ
૨ અદમે મહઝ : જુઓ પા. ૨૩ 'હકીકતે મુમ્કિનહ'
૩ કદીમ : સનાતન, અનાદિ, શાશ્વત
૪ શર્રે મહઝ : જેમા ખૈરનો જરાયે અંશ નથી એવું નિર્ભેળ શર (બૂરાઈ)

સિફાતે હકના પ્રતિબિંબો પામે છે એટલે સર્વે વુજૂદ અને ગૈરને તે હક (તઆલા) ના પ્રતિ નિર્દેશિત કરે છે. તે પોતાની હકીકતને મહઝ અદમ પામીને અદમ સમજે છે. તે વખતે તેને ઐન અને અસરનો ઝવાલ ખુદ મેહસૂસ થાય છે. કેટલાકને ઝવાલ અને અસરની ફનાની જાણ પણ રહેતી નથી.

જ્યારે આરિફ પોતાને મહઝ અદમ પામે છે તો તે વખતે તેને વુજૂદ, વાજિબુલ વુજૂદ (અલ્લાહ)ની તરફથી અતા કરવામાં આવે છે. તે આરિફ, હક (તઆલા)ની ઝાત અને સિફાતના કમાલાતો (ખૂબીઓ)નો આયનો બને છે અને 'ખિલાફત' શબ્દને લાયક તથા અનુરૂપ બને છે. કોઈએ સરસ કહ્યું છે :

દિલબરાં આઈનહ સાઝંદ અઝ બરાયે ખેશે ખાસ,
(રૂપાળા) પ્રેમીઓ પોતાના માટે જ ખાસ આયના બનાવે છે,

તા તમાશાયે જમાલે ખૂબ કર આંજા મી કુનંદ
જેથી પોતાના રૂપને એમાં નિહાળે.

તે પછી તે સાલિકે આરિફનો ઝાતે હકની સાથે એવો કિયામ હોય છે જેવો સિફાતનો કિયામ ઝાતે હકની સાથે હોય છે. એ આરિફનો મરતબો બીજા ઈન્સાનોના મુકાબલામાં એવો હોય છે જેવી રીતે કુરઆન મજીદના અક્ષરોનો મરતબો કાયદા (અરબીની પ્રાથમિક વાચનમાળા)ના અક્ષરોની તુલનામાં હોય છે.

## પત્ર ૬૫

### ☆ પ્રતિ : ઝફર અહમદ રૂમી (રહ.)

આરિફે કામિલ પર સિફાતનો ઝુહૂર કામિલ તૌર પર થાય છે. એવું નથી કે કોઈ સિફાતનો જુઝ (અંશ) અર્પણ થાય. જેથી આરિફની સાંભળવાની, જોવાની, ઈલ્મની વગેરે સિફતો કામિલ (પરિપૂર્ણ) હોય છે. એ જ કારણે મોમિન જન્નતમાં

અલ્લાહ તઆલાને બે-જેહત (દિશાવિહીન) જોશે; કારણકે બિલકુલ બસર જ બસર (દર્શન જ દર્શન) બની જશે. જ્યારે સમગ્રકાયા (હમા તન) દર્શન (કરતી) હશે તો પછી દિશાની શી ગુંજાઈશ હશે?!

ઉલમાએ કહ્યું છે કે જે કંઈ સામાન્ય મોમિનોને આખિરતમાં પ્રાપ્ત થશે તે ખાસ મોમિનોને યાને ઔલિયા અલ્લાહને દુનિયામાં પ્રાપ્ત થઈ જાય છે.

## પત્ર ૬૬

### ☆ પ્રતિ : મુહમ્મદ મુકીમ કશૂરી (રહ.)

મારા ભાઈ મુહમ્મદ મુકીમ,
આપે પૂછ્યું છે કે,
'અલ મજાઝો કન્તરતુલ હકીકહ'
મજાઝ[1] હકીકતનો પુલ છે.[2]

તો મજાઝને હકીકતનો પુલ કેમ કહે છે? એનો જવાબ એ છે કે મજાઝ હકીકતનું ઝિલ્લ (પ્રતિબિંબ) છે. અને હરેક ઝિલ્લને પોતાની અસલની સાથે સીધો રસ્તો અને સંબંધ છે. એ જ કારણે કહે છે:

مَنْ عَرَفَ نَفْسَهُ فَقَدْ عَرَفَ رَبَّهُ

જેણે પોતાના નફસને ઓળખી લીધો
તેણે પોતાના રબને ઓળખી લીધો.

ઝિલ્લની મઅરેફત (ઓળખ) અસલની મઅરેફત છે; કારણ કે ઝિલ્લ હમેશા પોતાની અસલની શિકલ પર હોય છે. પરંતુ મજાઝ, હકીકતનો પુલ ત્યારે બની શકે છે, જ્યારે પ્રથમ નજર પડે, બીજી વખત ન પડે અને મુલાકાત પણ પ્રાપ્ત ન થાય.

● ૧ મજાઝ : તે ચીઝ જે હકીકત ન હોય
૨ એટલે કે ઈશ્કે મજાઝી ઈશ્કે હકીકીનો પુલ છે.

પ્રથમ નજર પડવી શરીઅતના અહકામ પ્રમાણે હરામથી અપવાદ છે. બીજી વખતની નજર હરામ છે, બલ્કે બીજી વખતની નજર ધ્યેય સુધી પહોંચવામાં વધારે અડચણ અને રૂકાવટ બની જશે. બીજી નજર હકીકતનો પુલ તો શું બીજી મૂર્તિ બની જશે.

હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામે પણ ઈરશાદ ફરમાવ્યો છે કે:

'બીજી નજર વબાલ છે.'

પ્રથમ નજરમાં આ બાબત લક્ષમાં રાખવાની છે કે પ્રથમ નજર પણ પોતાના મકસદથી (જાણી જોઈને) ન હોય બલ્કે ઈરાદા વિના, અચાનક પડી જાય. અગર પ્રથમ નજર ઈરાદાપૂર્વક છે તો એ પ્રથમ નજર પણ બીજી નજરનો હુકમ ધરાવે છે. એના સમર્થન માટે હક તઆલાનો ઈરશાદ મોજૂદ છે:

'કુલ્લીલ મુઅમિનીન યગુદ્દુ મિન અબ્સારિહિમ.'
(હે નબી) (સલ.) આપ મુસલમાન મરદોને કહી
દો કે તેઓ પોતાની નજરો નીચી રાખ્યા કરે.

બેવકૂફ, કાચા સૂફીઓ આ ઈબારતનો[1] ગલત અર્થ સમજીને, સ્વરૂપવાન ચહેરાઓ (સ્ત્રીઓ) સાથે સંબંધો પેદા કરે છે અને તેઓના નાઝ અને અદાઓ પર આશિક થાય છે અને એને પોતાની તરક્કીનો વસીલો અને સીડી સમજે છે! આ વાત નખશીખ ગલત છે બલ્કે ધ્યેય સુધી પહોંચવામાં માર્ગનો અવરોધ છે.

કેટલાક સૂફીઓ ચહેરાઓના રૂપ અને સૌંદર્યને હક તઆલાના રૂપ અને સૌંદર્ય સમજીને તેની સાથે સંબંધ કેળવે છે અને એ નાજાઈઝ સંબંધને ઝાતે હક સાથેનો સંબંધ સમજે છે અને એના દર્શન-અવલોકનને હક તઆલાના દર્શન-અવલોકન ખ્યાલ કરે છે અને આ શએર પઢે છે.

• ૧ 'ઈશ્કે મજાઝી ઈશ્કે હકીકીનો પુલ છે' એ ઈબારતનો

ઈમરોઝ ચું જમાલે તુ બે પર્દહ ઝાહિર અસ્ત,
જ્યારે આજે (આ દુનિયામાં) તારા રૂપ અને સૌંદર્ય બેપર્દા જાહેર છે તો,

દર હૈરતમ કે વાઅદએ ફર્દા બરાયે ચીસ્ત.
આવતી કાલે (આખિરતમાં) દર્શનનો વાયદો શા માટે છે એની મને નવાઈ થાય છે!

ખબર નથી કે આ બેવકૂફોએ હક તઆલાને શું સમજી રાખ્યો છે; અને ખુદાના રૂપ-સૌંદર્યને શું સમજી રાખ્યું છે! શું તેમણે આ નથી સાંભળ્યું કે હૂરનો એક વાળ પણ આ દુનિયામાં આવી પડે તો એની રોશનીથી દુનિયામાં ક્યારેય અંધારું ન થાય!

જો હક તઆલાની એક જ તજલ્લીથી પહાડ ચૂરેચૂરા થઈ ગયો અને હઝરત મૂસા અલૈહિસ્સલામ જેવા જલીલુલ કદર પૈગમ્બર બેહોશ થઈને ઢળી પડયા તો આ બેવકૂફ શું નિત્ય અલ્લાહ તઆલાને બેપર્દા જોઈ શકે છે? બલ્કે કદાપિ જોઈ શકતાં નથી.

## પત્ર ૬૭

### ☆ પ્રતિ : મીર મનસૂર (રહ.)

આ દુનિયા લાંબી, પહોળી, વિશાળ અને સપાટ હોવાનું આંખે દેખાય છે.

એના વિશે હઝરત શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી રહમતુલ્લાહિ અલૈહ તથા એમના અનુયાયીઓની માન્યતા આ પ્રમાણે છે :

દુનિયા હઝરતે વુજૂદ છે.
એના સિવાય ખારિજમાં (બહાર) કંઈ મોજૂદ નથી.
એ હક તઆલાનું વુજૂદ છે.
એને બાતિને વુજૂદ કહે છે.
એને બહાર કાયમ થયેલી વસ્તુ તરીકે ઓળખવામાં આવે છે.
પ્રતિબિંબ તથા આવરણને ઝાહિરે વુજૂદ કહે છે.

વુજૂદ અનન્ય અને સ્વાવલંબી છે.
લાંબી, પહોળી, વિશાળ અને સપાટ દેખાય તે આભાસ છે.
આ દુનિયામાં વિવિધ સ્વરૂપો અને વિવિધ લિબાસોમાં હક તઆલાનાં જ દર્શન થાય છે.

□

પરંતુ ફકીર (મારી) નજીક ખરી હકીકત એ છે કે :

આ દુનિયા અને સર્વ પ્રકારના સ્વરૂપો 'મુમ્કિનાત'[1] છે. તેઓએ સિફાતે હકથી પ્રતિબિંબની જેમ આભાસી અસ્તિત્વ અને સ્થાયીત્વ પ્રાપ્ત કર્યું છે. આ દુનિયામાં જે કંઈ જોવા, જાણવામાં આવે તે સર્વ 'મુમ્કિનાત'માંથી છે.

કેટલાક સાલિકોને જો કે, આ દર્શનીય વસ્તુઓ જે 'મુમ્કિન' છે તે 'વાજિબ' નજર આવે છે.[2]

હક તઆલાની ઝાત કલ્પનાતિ ઉચ્ચ છે અને આપણી આંતર-બાહ્ય દષ્ટિથી તથા જોવા-જાણવાની શક્તિથી ઉચ્ચ અને પર છે.

□

હઝરત શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી રહમતુલ્લાહિ અલૈહિએ ફરમાવ્યા છે તેવા હાલાત ફકીર[3] (મારા) પર સુલૂકની શરૂઆતમાં પસાર થયેલાં છે. યાને તે વખતે ઝિલ્લને ઐન સમજ્યો. પરંતુ ફઝલે હકથી જ્યારે એ મકામથી તરક્કી થઈ તો તે વખતે માલૂમ પડયું કે એ અસ્મા તથા સિફાતના ઝિલાલ છે. અને અદમે મહઝમાં એમના વુજૂદે ઈસ્તેહકામ (મજબૂતી) હાસિલ કરી છે. નહિતર હક (તઆલા)ની ઝાત અને સિફાત એના કરતાં ઉચ્ચથી ઉચ્ચ છે.

- ૧ જુઓ 'હકીકતે મુમ્કિનહ' પાનું ૨૩
  ૨ 'ફના'ની હાલત તરફ ઈશારો છે.
  ૩ ફકીર : હઝરત મુજદ્દીદ સાહબ (રહ.)

દર અર્સએ કાએનાત બા દિક્કતે ફહમ,
વિશાળ વિશ્વમાં ખૂબ ચિંતન-મનન કર્યું,
બિસ્યાર ગુઅશ્તેમ બસુઅંત ચું સેહમ.
તીરની જેમ દુનિયામાં ખૂબ ભ્રમણ કર્યું,
ગશ્તેમ હમહ ચશ્મ વ ન દીદેમ દરૂં,
આંખો ખુલ્લી હોવા છતાં તમામ વિશ્વમાં,
જુઝ ઝિલ્લે સિફાત આમદહ દર વહમ.
એની સિફતોના ઝિલાલ સિવાય બીજું કંઈ જણાયું નહિ.

## પત્ર ૬૮

### ☆ પ્રતિ : ફકીર મુહમ્મદ હાશિમ કશ્મી (રહ.)

આલમને મૌહૂમ (આભાસી) કહે છે. એનો અર્થ એ નથી કે આલમ, વહેમમાંથી કંડારેલું અને બનાવેલું છે. આલમ, વહેમમાંથી બનાવેલું કેવી રીતે હોઈ શકે છે જ્યારે વહેમ પણ પોતે આલમના પ્રકારમાંથી છે! બલ્કે એનો અર્થ એ છે કે હક તઆલાએ આલમને મરતબએ વહમ (આભાસની કક્ષા)માં બનાવ્યું છે. જો કે વહેમ મરતબએ વુજૂદમાં આવ્યું ન હતું (વહેમનું અસ્તિત્વ પણ ન હતું) પરંતુ ઈલ્મે હક તઆલામાં હતું.

મરતબએ વહમ, નમૂદ બેબૂદ[1]થી મુરાદ છે. જેવી રીતે જવ્વાલા (બિન્તી)ના નૂક્તા (ટપકાં) વડે મરતબએ વહમમાં (આભાસી કક્ષાએ) વર્તુળ રચાય છે.[2] દાઈરા (વર્તુળનું) નમૂદ (દર્શન) જરૂર છે પરંતુ ખરેખર એ વર્તુળ બેબૂદ (અસ્તિત્વહીન) છે. મરતબએ વહમની ન કોઈ સિમ્ત (દિશા કે બાજુ) છે ન જવ્વાલાના વર્તુળની કોઈ સિમ્ત છે.

● ૧ નમૂદ બેબૂદ : અસ્તિત્વ વિહીન દર્શન
૨ એક લાકડીના બંને છેડે મશાલ સળગાવી લાકડીને ગોળ ફેરવવામાં આવે તો આગનું એક સળગતું વર્તુળ હોવાનો આભાસ થાય છે.

જ્યારે જવ્વાલાનું વર્તુળ અને વહેમની કોઈ સિમ્ત નથી તો આતે હકના માટે સિમ્ત કેવી રીતે નક્કી કરી શકીએ? અને હકના દીદાર તેમ જ મુલાકાત ન હોવા વિશે આવી વ્યર્થ દલીલો બેકાર નથી તો શું છે? જ્યારે કુરઆને કરીમથી દીદારે હક અને મુલાકાતનું હોવું સાબિત છે તો એ બેવકૂફોની અકલી દલીલો કુરઆને પાકના અહકામોના મુકાબલામાં શું હકીકત ધરાવે છે?

[આ પત્રનો બાકીનો વિષય પત્ર-૫૮ માં મોજૂદ છે.]

## પત્ર ૬૯

### ☆ પ્રતિ : કાઝી મૂસા (રહ.)

આપે નસીહતોની ઇચ્છા કરી છે. સૌથી બેહતર નસીહત એ છે કે શરીઅતની પૈરવી ઈસ્તેકામત (મક્કમતા) સાથે કરો. આ નકશબંદી તરીકાનો દારોમદાર સુહબત પર છે. એટલા જ માટે ઈમામે તરીકા ખ્વાજા નકશબંદ રહમતુલ્લાહિ અલૈહ ફરમાવે છે કે, 'અમારો તરીકો સુહબત છે.'

હુઝૂર નબીયે અકરમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના સહાબા (રદિ.) હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની સુહબતના કારણે તમામ ઉમ્મતના ઔલિયાઓ કરતાં અફઝલ થઈ ગયા. કોઈ વલી, સહાબા (રદિ.) ના મરતબાને નથી પહોંચી શકતો, ભલેને ઉવૈસ કરની (રદિ.) હોય.

## પત્ર ૭૦

### ☆ પ્રતિ : મૌલાના ઈસ્હાક

આપનો પત્ર મળ્યો. ખૂશી થઈ. જે હાલાત આપે લખ્યાં છે તે ઉમદા છે. અલ્લાહ તઆલા એનો ઝુહૂર ફરમાવે.

ખાસાને ખુદા (ઔલિયા અલ્લાહ)ની સુહબત મોટી નેઅમત છે. હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર રહમતુલ્લાહિ અલૈહ ફરમાવે

છે કે એક દિવસે કેટલાક દુરવેશ જમા થયા. ચર્ચા થઇ કે જુમ્આની જે ઘડી દુઆની કુબૂલિયતની છે. તે જો કોઇને પ્રાપ્ત થઇ જાય તો શું દુઆ કરવી જોઇએ ? તો કોઇએ કંઇ કહ્યું અને કોઇએ કંઇ. મેં એ કહ્યું કે, હું તો ઓલિયા અલ્લાહની સુહબત મળવાની દુઆ કરીશ.

# પત્ર ૭૧

## ☆ પ્રતિ : પીરઝાદા મુહમ્મદ ઉબૈદુલ્લાહ (રહ.)

જવ્વાલાના ટપકાંઓથી મરતબએ વહમમાં (આભાસી રીત) વર્તુળ કે વલય પૈદા થાય છે. એ વર્તુળ બહાર પણ મોજૂદ હોય છે અને મર્તબએ વહમમાં પણ. એ વર્તુળની હકીકત અને સૂરત મર્તબએ વહમમાં મોજૂદ છે. એની હકીકત નુકતએ જવ્વાલા છે અને એની સૂરત વર્તુળ કે વલય છે. આ વલયનું સ્વરૂપ જો કે ઐન નુકતહ (ટપકાં) નથી પરંતુ પોતાના નુકતાઓની હકીકતથી દૂર અને અલગ પણ નથી.

હઝરત શૈખ મુહ્યુદ્દીન ઇબ્ને અરબી રહમતુલ્લાહિ અલૈહ આ મકામમાં ફરમાવે છે. જો એને કોઇ સત્ય કહી દે તો દુરુસ્ત છે અને એક બાજુએ ખલ્ક કહી દે તો ઠીક છે. અગર કંઇ તમીઝ ન થવાથી હૈરતને સ્વીકારે તો એ પણ યોગ્ય છે.

ફકીરના નઝદીક એ વાત છે કે જ્યારે નુકતો અને દાઇરહ (વર્તુળ), હકીકત અને સૂરત, અસલ અને ઝિલ્લ એક બીજાના ઐન નથી તો પછી તેઓને ઐન કહેવું યા ઐન સમજવું ગલત છે. છતાં અલગ કહેવું પણ ગલત છે; કારણ કે ઝિલ્લનું વુજૂદ પોતાની અસલથી જ મોજૂદ છે.

એજ પ્રમાણે સિફાતે ઇન્સાન, સિફાતે હકથી, ઝિલ્લ અને અકસની જેમ કાયમ છે. અને સિફાતે હકનો કિયામ ઝાતે હકથી

છે. એટલે હરેક ઝિલ અને અકસ પોતાની અસલથી અકરબ છે. એટલા જ માટે હુકમે હક છે :

وَنَحْنُ اَقْرَبُ اِلَيْهِ مِنْ حَبْلِ الْوَرِيْد

હું એનાથી એની ધોરી નસ કરતાં પણ વધારે નજીક છું.

હઝરત મૌલાના રૂમી રહમતુલ્લાહિ અલૈહ ફરમાવે છે:

અય કમાને તીરહા પુર સાખ્તહ,
હે કમાન અને તીરને સજ્જ કરનાર શિકારી!

સેદ નઝદીક વ તું દૂર અંદાખ્તહ.
શિકાર તો તારી નજદીક છે અને તું તીર દૂર દૂર ફેંકે છે.

હર કે દૂર અંદાઝ તર ઉ દૂર તર,
જેટલું તું તીર વધારે દૂર ફેંકશે,

અઝ ચુનીન સેદ અસ્ત ઉ મહજૂર તર.
એટલું જ એ શિકાર કરતાં વધારે દૂર જશે.

હાં, એ જરૂર છે કે જ્યાં સુધી દૂરતાની તકલીફો સહન કરવામાં ન આવે, ત્યાં સુધી નઝદીકીની દૌલતની કદર થતી નથી.

**આગાહી**

ઝાતે હક પોતાની સિફતોથી અને સિફતો પોતાના ઝિલાલ (પ્રતિબિંબ)થી એવી નજીકતર છે જેમ વીજળી એના તારો (વાયરો)-થી નજીકતર છે.

વીજળીના તારને જો કોઈ અડકે તો ન શરીરનો ભાગ તારમાં ઘૂસી જાય છે કે ન તો તાર શરીરમાં ઘૂસી જાય છે; છતાં વીજળી માણસને પકડી લે છે. વીજળી બનવાનું સ્થળ (પાવરહાઉસ) ક્યાંયે દૂર હોય છે છતાં સેકંડો વીજળીના થાંભલાઓ અને તારોને

વટાવીને વીજળી માણસ પર એવી અસર કરે છે કે વુજૂદે તારથી પહેલાં જ વુજૂદે બિજલી મોજૂદ હોય છે.

એ જ રીતે અસ્મા અને સિફાતના ઝિલાલ (પ્રતિબિંબો) હોવા છતાં ઝાતે હક ઝાતે ઈન્સાનથી નજીકતર હોય તો શી નવાઈની વાત છે ?![1]

# પત્ર ૭૨

## ☆ પ્રતિ : ખ્વાજા હિસામુદ્દીન (રહ.)

(બંદાને) ઐન મુસીબતમાં રાહત મળે છે અને ઐન બેચેનીમાં ચેન અને એકાગ્રતા મળે છે (બંદો) ઘણાં બંધનોથી મુક્ત થઈને એક બંધનમાં બંધાય છે. વળી તે એવી કેદમાં કેદ થાય છે કે એક કોડી અથવા અર્ધા જવના (નજીવા) બદલામાં પણ એને એમાંથી મુક્તિ મળતી હોય તો તે એ મુક્તિ મેળવવા તૈયાર નથી.

**આગાહી**

બંધનથી મુરાદ ઝાતે હકની મુહબ્બત છે.

કેદથી મુરાદ શરીઅતના હુકમોનું પાલન કરવું છે.

ઝાતે હકની મુહબ્બત અને શરીઅતના હુકમોનું પાલન એ જ બંને ઝરીયાઓથી ઈન્સાન ખુદા સુધી પહોંચે છે. એટલે જ તે ન તો શરીઅતના બંધનથી છુટવા ચાહે છે કે ન દર્દે મુહબ્બતથી બચવા ચાહે છે.

□

'આગાહી' અહીં પૂરી થઈ. હવે ફરી હઝરતનો કલામ શરૂ થાય છે.

□

આપે મૌલૂદ પઢવા વિશે પ્રશ્ન પૂછ્યો છે.

• ૧ મૂળ ઉર્દૂ કિતાબમાં આ 'આગાહી' પત્ર ૭૨ માં આપેલી છે જે કાતિબ (લહિયા)ની ભૂલ હશે એવું લાગે છે. (અનુવાદક)

જો કુરઆને મજીદને મધુર અવાજે પઢવું જાઈઝ હોય તો ના'ત અને મન્કબતના કસીદાઓને મધુર અવાજે પઢવામાં શું વાંધો છે?

હા, (કુરઆને મજીદને મધુર અવાજે પઢતી વેળા)

એના શબ્દોમાં ફેરફાર કરવો,

ગીતની જેમ સૂર કાઢવા,

તાળીઓ વગાડવી .....વગેરે

નાજાઈઝ અને મના છે.

જો ઉપરની શરતોને ધ્યાનમાં રાખી કોઈ કુરઆન શરીફ પઢે, યા ના'ત કે મન્કબત પઢે તો કોઈ મનાઈ નથી.

આગાહી

મીલાદ શરીફ, ના'ત તથા મન્કબત મધુર અવાજે પઢવું હઝરતની નજીક જાઈઝ છે પરંતુ એ ઈજાઝત ઉપર જણાવેલા નિયમોનું પાલન કરવાની શરતે આપેલી છે એટલે એ શરતોથી આગળ વધવું ન જોઈએ.

જે ઉલમા જાઈઝને નાજાઈઝ કહે છે તે તેઓની ઝિયાદતી છે. વળી જે અણુ-સમજુ લોકો ઉપર જણાવેલી શરતોનો ભંગ કરીને આગળ કદમ વધારે છે; તે તેઓની પણ ઝિયાદતી છે.

ખૈર (ભલાઈ) મધ્યમ માર્ગ અપનાવવામાં છે.

□

# પત્ર ૭૩

## ☆ પ્રતિ : ખ્વજા મુહમ્મદ સઈદ (રહ.)

હઝરત શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી રહમતુલ્લાહિ અલૈહ અને એમના અનુયાયીઓના સંશોધનો પ્રમાણે 'તઐયુને અવ્વલ'થી મુરાદ 'હઝરતે ઈલ્મ'નો ઈજમાલ છે.

એ જ 'ઈજમાલે ઇલ્મ'ને તેઓ 'હકીકતે મુહમ્મદીય્યહ' સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ પણ કહે છે. એ જ 'તઐયુન'ના કશ્ફને તેઓ તજ-લ્લીયે ઝાત સમજે છે. એ જ 'તઐયુન'ના ઉપર 'લાતઐયુન' હોવાનું સમજે છે કે જે 'ઝાતે બહત' (ખાલિસ ઝાત છે.) એ તમામ નિસ્બતો અને એઅતિબારોથી અલિપ્ત 'અહદીય્યત'નો મર્તબો છે.

ફકીર (મારા) નજીક 'શાનુલ ઇલ્મ'થી ઉપર 'શાનુલ હયાત' છે; જેના તાબેઅ સિફતે ઈલ્મ છે. સિફતે હયાત તમામ સિફતોની અસલ છે. ભલે સિફતે ઈલ્મ હોય, સિફતે ઇલ્મે હુસૂલી હોય કે ઈલ્મે હુઝૂરી હોય. સિફતે હયાત સાગર સમાન છે અને બીજી સિફતો નહેરો સમાન છે.

હઝરત શૈખ મુહ્યુદ્દીન રહમતુલ્લાહિ અલૈહિએ સિફતે હયાતના આ બાગની સૈર કરી નથી. સિફતે હયાત જો કે ઝાતે હકથી ઘણી નજીક છે પરંતુ ઝિલ્લિય્યતના મિશ્રણના કારણે સમજ અને સંવેદન થઈ શકે છે.

ખુદાના ફઝલ અને કરમથી ફકીરને (મને) જ્યારે આ સિફતે હયાતમાં તરક્કી નસીબ થઈ ત્યારે જોયું કે શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી રહમતુલ્લાહિ અલૈહ અહીં સુધી પહોંચ્યા નથી બલ્કે શાનુલ હયાતના આ મકામથી નીચેના (મંકામમાં) તશરીફ રાખે છે. જ્યારે મર્તબએ સિફાતમાં પૂરો ઈલ્મ ધરાવતા નથી તો ઝાતે હકમાં શું ઈલ્મ કોઈ શકે છે કે જે ફૌકુલ ફૌક અને વરા ઉલ વરા છે![૧]

આ બારીક મસઅલાને કોઈ ઔલિયા અલ્લાહે બયાન ફરમાવ્યો નથી. એ ઈલ્મ ઝાતે હક તઆલાના શુયૂનથી છે. સિફાતે ઝાઈદહ આ ઈલ્મની સાથે કંઈ મુનાસિબત ધરાવતી નથી જો કે એ ઈલ્મની અસલ ઈલ્મે ઝાત છે.

• ૧ ઉચ્ચાતિ ઉચ્ચ, પરમોચ્ચ

# પત્ર ૭૪

## ☆ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ મા'સૂમ (રહ.)

દુનિયામાં હક તઆલાની રૂયત[1] અસલ હાલતમાં નહિ બલ્કે ઉપમા કે ઉદાહરણ સ્વરૂપે શકય છે પરંતુ સંભવિત નથી.

આખિરતમાં હક તઆલાની રૂયત કોઈ પણ ઉપમા કે ઉદાહરણ વિના બિલા કૈફ થશે.

શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી રહમતુલ્લાહિ અલૈહ ઉલમાના આ અકીદાથી ખિલાફ ગયા છે. તેઓ કહે છે કે (આખિરતમાં પણ) અસલની રૂયત ન થશે બલ્કે ઉપમા કે ઉદાહરણ રૂપે થશે!

મને નવાઈ લાગે છે કે આવા મોટા મોટા આરિફો અસલને છોડીને ઉપમા પર તથા કદીમને છોડીને હાદિસ પર તસલ્લી કરીને બેઠાં છે અને ઉપમા તેમ જ ઉદાહરણ પર કિફાયત કરી છે!

# પત્ર ૭૫

## ☆ પ્રતિ : ફકીર મુહમ્મદ હાશિમ કશ્મી (રહ.)

'ફના ફીલ અફઆલ'ના મકામમાં સાલિક પોતાના અને તમામ મખ્લૂકના અફઆલ[2]ને હક (તઆલા)ના અફઆલ સમજે છે. પોતાના તરફથી કંઈ પણ હલન-ચલન કે કાર્ય થતું હોવાનું તેને જણાતું નથી.

'ફના ફિસ સિફાત'ની હાલતમાં સાલિક પોતાનામાં અને તમામ મખ્લૂકમાં સિફાતે હકને જુએ છે. બીજા કોઈમાં કોઈ સિફત નિહાળતો નથી. તે પોતાને અને સર્વને જડ અને નિર્જીવ વસ્તુ સમાન જુએ છે.

● ૧ રૂયત : દીદાર, ઝિયારત, દર્શન
૨ અફઆલ : કાર્યો

સિફાતે હકનો કિયામ ઝાતે હકથી છે એટલે સુકર[1]ની હાલત-માં આ મકામમાં (કેટલાકે) **'અનલ હક',**[2] **'સુબ્હાની મા આ'ઝમ સાની'**[3] કહી દીધું છે.

આ મકામનો કમાલ એ છે કે (સાલિક) પોતાના અફઆલને અને સિફાતને હક (તઆલા)ના અફઆલ અને સિફાત સમજે. છેવટે હક (તઆલા)ના અફઆલને અને સિફાતને ઝાતે હકમાં વિલીન થયેલા પામે. એ સમયે (સાલિકનો) પોતાનો ઈલ્મ પણ બે-ઈલ્મથી બદલાય જાય.

જ્યારે 'બકા'ના મકામથી મુશર્રફ કરવામાં આવે છે ત્યારે (સાલિક) પોતાને હરેક ખૈરથી ખાલી અને હરેક શર (બૂરાઈ)-થી ભરેલો પામે છે.

કેટલાક સાલિકો તજલ્લીયે સિફાતને તજલ્લીયે ઝાત સમજે છે. તેઓની દિલની આંખો એવી બળવાન નથી કે તજલ્લીયે ઝાત-ને જોઈ શકે. જેવી રીતે ઘુવડ તજલ્લીયે આફતાબ (તડકા)ને જોઈ શકે છે પરંતુ ઐન આફતાબ (સૂરજ)ને જોઈ શકતું નથી.

**આગાહી**

જેવી રીતે આ આલમે શહાદતમાં ઝાતે હક તઆલાના દર્શન, હુઝૂર નબીયે અકરમ સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમની મુબારક આંખોના સિવાય (બીજી) કોઈ આંખે કર્યા નથી. માનવની દર્શન શક્તિ એટલી કાબિલ નથી કે તે હક તઆલાના દર્શન કરી શકે. સહાબા રિદવાનુલ્લાહિ અન્હુમ અજમઈનના સમાન સિફતે બસર અને કુવ્વતેઈમાન ઉમ્મતના કોઈ વલીને પ્રાપ્ત થયાં નથી. એ જ પ્રમાણે કેટલાક ઔલિયા અલ્લાહ પર કેટલાકને શર્ફ (સરસાઈ) નસીબ છે.

- ૧ સુકર : મસ્તી, બેખુદી
  ૨ અનલ હક : હું ખુદા છું.
  ૩ સુબ્હાની મા આ'ઝમ સાની : હું પાક છું; કેવી ઉચ્ચ મારી શાન !

હકે ઈઝહાર-હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદ અલ્ફેસાની રહમતુલ્લાહિ અલૈહિએ ઝિલાલે સિફાત, તજલ્લીયે સિફાત, તજલ્લીયે ઝાત, અને ઝાતે મુજર્રદ, કુર્બ, બુઅદ અને મકશફાતની સિહત અને સુકમની તશરીહ તથા ઝાતે હકના મઆરિફ બયાન ફરમાવ્યા છે. વળી નદીના જળ અને મૃગજળ બંને વચ્ચેનો તફાવત અને બંને વચ્ચેની સમાનતા દર્શાવી છે અને તેની તેહકીકાત ફરમાવી છે.

આપ (રહમતુલ્લાહિ અલૈહ)થી પહેલાં હઝાર વર્ષમાં બીજા કોઈ બુઝુર્ગે આ વાતો ફરમાવેલી નથી. આપ રહમતુલ્લાહિ અલૈહ મુજદ્દિદે અલ્ફ (હઝાર વર્ષના મુજદ્દિદ) હોવાનો એ સ્પષ્ટ પુરાવો છે.

## પત્ર ૭૬

### ☆ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલૈહ

શાનુલ ઈલ્મ જો કે શાનુલ હયાતના તાબે છે. પરંતુ સિફાત અને શુયૂનના એઅતેબારાત દૂર થવા બાદ ઝાતે હક તઆલામાં ઈલ્મની એક અલગ જ શાન અને ગુંજાઈશ છે. તે હયાતના માટે નથી. પછી બીજી સિફાત અને બીજી શુયૂનનો તો શું ઝિક્ર છે?

એ એક એવો બુલંદ મરતબો છે જે તમામ નિસ્બતોથી મુજર્રદ છે અને નુરના સિવાય એના વિશે કોઈ શબ્દ બોલી શકાતો નથી. પરંતુ આ ઈલ્મ, તે ઈલ્મ નથી કે જેને ઈલ્મે હુસૂલી યા ઈલ્મે હુઝૂરીથી ઓળખી શકાય કારણકે (ઈલ્મે) હુસૂલી અને ઈલ્મે હુઝૂરી એ બંને ઈલ્મ શાનુલ હયાતના તાબે છે. જે ઈલ્મને મેં બયાન કર્યો છે તે ઝાતે હકના ઈલ્મની જેમ બેચૂં અને બે ચગૂં છે.

મરતબાએ ઈલ્મની ઉપર એક એવો મરતબો છે જ્યાં શુયૂન અને ઈલ્મ વગેરેની પણ ગુંજાઈશ નથી. ત્યાં માત્ર નૂર જ નૂર છે. જ્યારે ઝાતે હકનું નૂર જ બેચૂં અને બેચગૂં છે તો પછી ઝાતે

હકની બેચૂનિયતનો શું ઝિક્ર કરવામાં આવે! જેથી તમામ કમાલાતો ભલે વુજૂબી હોય કે ઈમ્કાની એ સર્વ નૂરે બેચૂનના ઝિલાલ છે; અને એ જ નૂરની સાથે સર્વનો વુજૂદ કાયમ થયો છે; અને એ જ નૂર સર્વનો મબદા (સ્રોત) છે.

મરતબએ અવ્વલ જોકે હઝરત નૂરેસિર્ફથી ઈન્હિતાત[1]ની બૂ ધરાવે છે અને નૂરના શુઉર[2]નું જામેઅ છે એટલા માટે હઝરત નબીએ કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમે એને મખ્લૂક ફરમાવ્યું છે. એની તા'બીર કયારેક અકલથી કરી છે અને ફરમાવ્યું છે:

'અવ્વલો મા ખલકલ્લાહુલ્ અક્લ'
જે ચીઝ સૌથી પ્રથમ ખુદાએ પેદા કરી તે અકલ છે.
અને કયારેક એને નૂરથી યાદ ફરમાવ્યું છે:

'અવ્વલો મા ખલકલ્લાહો નૂરી'
જે ચીઝ સૌથી પ્રથમ ખુદાએ પેદા કરી તે મારું નૂર છે.

આ બંને હદીસોનો એક જ મતલબ છે. એ જ નૂરને 'હકીકતે મુહમ્મદી' (સલ.) પણ કહે છે. અને એને જ 'તઅય્યુને અવ્વલ' પણ કહે છે.

'હકીકતે મુહમ્મદી' (સલ.) અને 'તઅય્યુને અવ્વલ' તે તઅય્યુન નથી જે 'મુતઆરફ' છે યાને સામાન્ય રીતે મશહૂર છે. અને આ અકલથી તે અકલ પણ મુરાદ નથી જે ફિલસૂફો (તત્ત્વજ્ઞાનીઓ) એ સમજી છે.

શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી રહમતુલ્લાહિ અલૈહિએ બે તઅય્યુનને વુજૂબી કહ્યા છે અને ત્રણ તઅય્યુનને ઈમ્કાની કહ્યા છે. જો કે તમામ તઅય્યુનાત ઝિલ્લિયાતનો દાગ ધરાવે છે અને ઈમ્કાનની બૂથી ખાલી નથી.

- ૧ ઈન્હિતાત : કમ થવું, નીચે ઉતરવું, પડી જવું.
  ૨ શુઉર : ભાન

જો કે મુમ્કિન-મુમ્કિન વચ્ચે મોટો તફાવત છે. એક કદીમ છે અને બીજો હાદિસ છે. પરંતુ દાઈરાએ ઈમ્કાનથી ખારિજ (બહાર) નથી.

જે મરતબાને 'લા-તઅય્યુન' કહે છે તેને પણ ઝાતે બહત કહી નથી શકતા. હક તઆલાની ઝાત ઉચ્ચથી પણ ઉચ્ચ છે.

નૂરેસિર્ફ દાઈરએ તઅય્યુનમાં શામેલ નથી એટલા માટે 'અદમ' ની ઝુલ્મતથી પર અને ઉચ્ચ છે. એ જ નૂરેસિર્ફ તમામ તજલ્લિયાતે ઝાતિયહથી ઉચ્ચતર છે. મારા ખ્યાલમાં કઅબાએ રબ્બાનીની હકીકત આ જ નૂર છે જે તમામનો મસ્જૂદ છે અને તમામ તઅય્યુનાતની અસલ છે.

હક તઆલા પોતાના ફઝલો કરમથી હઝારો આરિફોમાંથી કોઈક એકને આ દૌલતથી મુશર્રફ ફરમાવે છે અને એ નૂરથી પસાર થઈને અસલ નૂર સુધી પહોંચાડે છે.

આ મઆરિફ નઝર અને ફિકર થી બુલંદ છે. એ જ પ્રમાણે કશ્ફ અને શુહૂદથી ઉચ્ચ છે. આ મઆરિફને સમજવા માટે ઈલ્મવાળાઓ અને અકલવાળાઓની જેમ કશ્ફવાળાઓ પણ આજિઝ છે. આ હાલાત અને મઆરિફને સમજવા માટે નૂરે નુબુવ્વતની જરૂરત છે. નૂરે વિલાયત અહીં બેકાર છે.

**આગાહી**

'તઅય્યુને અવ્વલ' 'હકીકતે મુહમ્મદી' (સલ.) 'હકીકતુલ હકાઈક', 'બરઝખે કુબ્રા' 'નૂરે અવ્વલ' 'અકલે કુલ'થી મુરાદ હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામની ઝાતે મુબારક છે.

## પત્ર ૭૭

### ☆ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)

નૂરે સિર્ફનો બુલંદ મરતબો જેને ફકીરે 'હકીકતે કઅબાએ

રબ્બાની' માલૂમ કર્યો છે, તેના પછી એક અત્યંત ઉચ્ચ મકામ છે જેને કુરઆન મજીદની હકીકત કહે છે.

કઅબાએ મુઅઝઝમા કુરઆન મજીદના હુકમથી આફાકનો કિબ્લો બન્યો છે અને બધાંનો મસ્જૂદ હોવાની દોલતથી મુશર્રફ થયો છે. ઈમામ કુરઆન શરીફ છે અને મામૂમ યાને મુકતદી પેશકદમ કઅબએ મુઅઝઝમા છે.

આ મુબારક મરતબો હઝરત ઝાતે તઆલાનો બેચૂં વુસ્અત-નો મબદા છે. આ દરજાની વુસ્અત લંબાઈ–પહોળાઈના લિહાઝ-થી નથી કારણ કે લંબાઈ અને પહોળાઈ મુમ્કિનનાં ચિહ્નો છે. બલ્કે આ એક એવો મકામ છે કે જ્યાં સુધી ત્યાં (કોઈ) પહોંચે નહિ (ત્યાં સુધી) જાણી શકાતું નથી. આ મઅરિફતથી આજિઝ થવું ઓલિયાઓનો હિસ્સો છે.

પરંતુ અદમે મઅરિફત[1] બીજી ચીઝ છે અને ઈજ્ઝે મઅરિફત[2] બીજી ચીઝ છે. અગર અદમે મઅરિફત અને ઈજ્ઝે મઅરિફત બંને સરખાં હોતે તો તમામ નાદાન (માણસો પણ) આરિફ હોતે.

અહીં ઈજ્ઝ અઝ મઅરિફત, કમાલે મઅરિફત છે. અને અદમ અઝ મઅરિફત કમાલે નુકસાન છે. ઈજ્ઝ અઝ મઅરિફત એક મદહ છે જે ઝમ[3]થી મુશાબેહ છે અને અદમ અઝ મઅરિફત માત્ર મઝમ્મત છે.

શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી રહમતુલ્લાહિ અલૈહ જો આ અદમે મઅરિફત અને ઈજ્ઝ અઝ મઅરિફતના તફાવતથી વાકેફ હોતે તો ઈજ્ઝ અઝ મઅરિફતને જહલ ન કહેતે.

વળી શૈખ મુહ્યુદ્દીન (રહ.)એ એ પણ કહ્યું છે કે ઈદરાકથી આજિઝ થવું પણ ઈદરાક છે. અને પ્રથમ હિસ્સાના ઉલૂમને

- ૧ અદમે મઅરિફત : મઅરિફત ન હોવું, મઅરિફત વિહીનતા
- ૨ ઈજ્ઝે મઅરિફત : મઅરિફતથી આજિઝ થવું
- ૩ ઝમ : મઝમ્મત

બયાન કરીને ફખ્ર કર્યો છે અને એ ઈલ્મને પોતાની ઝાતની સાથે મખ્સૂસ જાણ્યો છે અને કહ્યું છે કે ખાતિમુલ અંબિયા (અલ.)એ આ ઉલૂમને ખાતિમુલ ઔલિયાથી અખ્ઝ (ગ્રહણ) કર્યો છે. અને પોતાને ખાતિમુલ વિલાયતે મુહમ્મદીયહ (સલ.) બયાન કર્યો છે અને એ જ કારણે લોકોના મ્હેણા-ટોણાનું સ્થાન બન્યા છે.

ફકીરના નજદીક આ વાત બેહતર છે કે ન શૈખ (મુહ્યુદ્દીન)ની વિલાયતથી ઈનકાર કરવો જોઈએ ન શૈખ (મુહ્યુદ્દીન)ની આવી વાતોને માનવી જોઈએ.

આ મુબારક મરતબો જેને ફકીરે હકીકતે કુરઆને મજીદ કહ્યો છે તેને નૂર કહેવું પણ મુનાસિબ નથી. તમામ કમાલાતે ઝાતિય્યહની જેમ નૂર પણ રસ્તામાં જ રહી જાય છે.

હકીકતે કુરઆનના આ મુકદ્દસ મરતબાની આગળ એક બીજો આ'લા મરતબો હકીકતુસ્સલાતનો છે. એની સૂરત આલમે શહાદતમાં મુન્તહી નમાઝીઓની સાથે કાયમ છે. અને મેઅરાજમાં જે કિસ્સો આવ્યો છે કે :

'કિફ્ યા મુહમ્મદ (સલ.) ફઈન્નલ્લાહ યુસલ્લિ.'
થોભો હે મુહમ્મદ (સલ.)! અલ્લાહ તઆલા નમાઝમાં છે!

શક્ય છે કે હકીકતે સલાતની તરફ ઈશારો હોય. હાં, તે ઈબાદત જે મરતબાએ તજર્રુદ અને તનઝ્ઝુહ ને લાયક છે, વુજૂબના મરતબાઓથી જ સાદિર થઈ શકે છે. એટલે તે જ આબિદ છે અને તે જ મઅબૂદ છે.

હકીકતે સલાતના આ મુકદ્દસ મરતબાનો હકીકતે કઅબા એક અંશ છે. હકીકતે કુરઆન પણ એનો જ હિસ્સો છે; કારણ કે હકીકતે સલાત, ઈબાદતના મરતબાઓનો જામેઅ છે.

મઅબૂદિયતે સિર્ફ, ઝાતે હકના માટે સાબિત છે; અને ઈબાદતોમાં જામેએ ઈબાદાત, હકીકતે સલાત છે એટલે આ મકામ-

માં વુસ્અત અને ઈમ્તિયાઝ સર્વ રસ્તામાં રહી જાય છે. ભલેને તે બેચૂં અને બેચગૂં જ હોય.

કામિલ અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામ અને ઔલિયા-એ બુઝુર્ગના કદમોની ઈન્તેહા હકીકતે સલાત સુધી છે. પરંતુ એનાથી આગળ જે મકામ મઅબૂદિયતે સિર્ફનો છે ત્યાં સૈર કદમી મયસ્સર નથી. હાં, અગર ફઝલે હક હોય તો સૈર નઝરી નસીબ થાય છે.

શક્ય છે કે શબે મેઅરાજમાં આ જ મકામ મઅબૂદિયતે સિર્ફમાં કદમ ન પહોંચવાના કારણે આ ઈશારો હોય કે:

'કિફ યા મુહમ્મદ (સલ.)'!
હે મુહમ્મદ (સલ.)! થોભી જાઓ!

આ જ મકામમાં આબિદ અને મઅબૂદનો તફાવત જાહેર થાય છે તથા આબિદ, મઅબૂદથી જુદો થાય છે.

**આગાહી**

આ મુબારક પત્રથી હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદ અલ્ફેસાની રહમતુલ્લાહિ અલૈહના જદીદ (નૂતન) મઆરિફ સ્પષ્ટ રીતે સાબિત છે. આ મઆરિફ હઝરત ઈમામે રબ્બાનીના મકતૂબાત (પત્રો) સિવાય કોઈ બુઝુર્ગની કોઈ કિતાબમાં યા મકતૂબાત (પત્રો)માં નથી.

આ સુસ્પષ્ટ દલીલોના કારણે જ આપને મુજદ્દિદે અલ્ફ (હઝાર વર્ષના મુજદ્દિદ) કહે છે. ઉપરાંત આ મઆરિફ માત્ર આપની ઝાત સુધી જ મર્યાદિત નથી બલ્કે આપના વસીલા, સદકા અને તવજ્જોહથી હઝારો આરિફો આ મકામાતથી મુશર્રફ થયાં અને તેઓએ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની રહમતુલ્લાહિ અલૈહના મઆરિફ અને હકાઈક (હકીકતો)ની તસ્દીક કરી અને તેઓએ એમાં બાલ બરાબર ફરક જોયો નથી.

□

હઝરત શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી રહમતુલ્લાહિ અલૈહના ખિલાફ આપની જે તહકીકાત (સંશોધનો) છે તે બિલકુલ યોગ્ય અને દુરુસ્ત છે કારણ કે હઝરત શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી રહમતુલ્લાહિ અલૈહની તહકીક અને બયાન કુરઆન શરીફના ખિલાફ છે અને ઈજમાએ ઉમ્મતના ખિલાફ છે.

એની દલીલ એ છે કે વિલાયત એ નુબુવ્વતનો ભાગ છે. નુબુવ્વતથી વિલાયત છે ન કે વિલાયતથી નુબુવ્વત છે. જુઝ (અંશ)નો કિયામ અસલથી હોય છે, ન કે અસલનો કિયામ જુઝથી. નૂરે નુબુવ્વતથી વુજૂદે વિલાયત છે. તો નુબુવ્વતનું વિલાયતથી ફાયદો ઉઠાવવું કેવી રીતે થઈ શકે છે! હાં, અલબત્ત, વિલાયત નુબુવ્વતથી મુસ્તફીઝ જરૂર છે.

આ ઉપરાંત આ વાત પણ સર્વસંમત છે કે નબીની વિલાયત બીજી વિલાયતોના કરતાં વધારે બળવાન છે. નબી (અલ.)ની વિલાયત નબી (અલ.)ની હૈસિયત પ્રમાણે હોય છે. અને વલીની વિલાયત વલીની હૈસિયત પ્રમાણે હોય છે.

અગર વિલાયતથી વિલાયત પણ ફાયદો ઉઠાવવા ચાહે તો નબી (અલ.)ની વિલાયતથી વલીની વિલાયત ફાયદો ઉઠાવી શકે છે. પરંતુ શૈખ મુહ્યુદ્દીન રહમતુલ્લાહિ અલૈહિની વિલાયતથી હુઝૂર નબીયે અકરમ સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમ ફેઝ ગ્રહણ કરે એ ઊલટી વાત કેવી રીતે શકય છે?!

એ વાત પણ માનવામાં આવેલી છે કે હરેક નબી (અલ.)ના કરતાં હુઝૂર (સલ.)ની નુબુવ્વત અને હરેક નબી (અલ.)ની વિલાયતના કરતાં હુઝૂર (સલ.)ની વિલાયત કવીતર (બળવત્તર) છે. એટલા માટે તમામ હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામ હુઝૂર (સલ.)ની નુબુવ્વતથી અનવારે નુબુવ્વત ગ્રહણ કરે છે. અને હુઝૂર (સલ.)ના નૂરે વિલાયતથી અનવારે વિલાયત ગ્રહણ કરે છે.

તા પછી હઝરત શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી રહમતુલ્લાહિ અલૈહની વિલાયત હુઝૂર સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમની વિલાયતના મુકાબલામાં શી હકીકત ધરાવે છે?! કે શૈખ (રહ.)ની વિલાયતના ઉલૂમથી હુઝૂર (સલ.) ઉલૂમ ગ્રહણ કરે!

આ ઉપરાંત હઝરત શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી રહમતુલ્લાહિ અલૈહનું પોતાને ખાતિમુલ વિલાયત કહેવું એ પણ હઝરત શૈખ રહમતુલ્લાહિ અલૈહની ઝાતી તહકીક છે. કુરઆન અને હદીસથી એની તસ્દીક કે તાઈદ મળતાં નથી.

હઝરત શૈખ રહમતુલ્લાહિ અલૈહની આ વાતો સુકર[1]થી મિશ્રિત છે. આપની વિલાયતને જે ન માને તે પણ ખતરાથી ખાલી નથી અને આપની તહકીક, શરીઅતના સિદ્ધાંતની વિરુદ્ધ અને આરિફોની તહકીકના ખિલાફ છે એવું ન માને તે પણ ખતરામાં છે.

## પત્ર ૭૮

### ☆ પ્રતિ : હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.) અને ખ્વાજા મુહમ્મદ મા'સૂમ (રહ.)

મારા ફરજંદોને અને બીજા સ્નેહીઓને મારી મુલાકાતનો ઈશ્તિયાક છે અને મને તેમની મુલાકાતનો (ઈશ્તિયાક છે.) પરંતુ શું થઈ શકે! બધી આશાઓ પૂરી થતી નથી.



લશ્કરમાં બેઈખ્તિયાર અને બેરગબત રહેવું ઘણું ગનીમત છે. એ જગાની એક ઘડી બીજા સ્થાનોની ઘણી બધી ઘડીઓ કરતાં બેહતર જણાય છે. અહીં તે પ્રાપ્ય છે જે બીજી જગાએ એના મિસ્લ પણ પ્રાપ્ય નથી.

● ૧ સુકર : બેખુદી

જે તકલીફ બાદશાહના તરફથી છે તેને પોતાના મૌલા (ખુદા) ની તરફથી સમજું છું અને એની રઝામંદીનો દરવાજો સમજું છું. આ કેદમાં હું પોતાની સઆદત સમજું છું. ખાસ કરીને આજ-કાલ લડાઈના દિવસોમાં અજબ જ મામલો છે અને આ દિવસોમાં અજબ નેઅમતો પહોંચે છે.

ફરજંદની જુદાઈમાં દિલ તડપે છે અને દૂરત્વ તથા વિયોગમાં જીગર જલે છે. મારી મુલાકાતની ઝંખના તમારી ઝંખના કરતાં વધારે છે. એ વાત સામાન્ય છે કે જેટલા પ્રમાણમાં બાપને બેટાથી મુહબ્બત હોય છે, બેટાઓને એટલા પ્રમાણમાં બાપથી નથી હોતી.

**આગાહી**

આ મુબારક પત્ર કેદ કાળનો છે.

# પત્ર ૭૯

## ☆ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ મા'સૂમ (રહ.)

જ્યારે આરિફનો મામલો શુયૂન અને સિફાતથી પસાર થઈને ઝાતે તઆલા વ તકદ્દુસના વુજૂહ અને એઅતિબારાતથી ઉચ્ચતર પહોંચી જાય છે, જેને અમે હકીકતુસ્સલાત કહ્યો છે, તો તે વખતે તવજ્જોહ, તવજ્જોહ કરનારો અને ઝાતે હક, જેની તરફ તવજ્જોહ હોય છે, સર્વ બેચૂં માલૂમ પડે છે; કારણ કે ચૂંને બેચૂંની તરફ રસ્તો નથી.

મુતવજ્જેહથી આરિફની ઝાત મુરાદ છે. અને કુનહથી અમારી મુરાદ ઝાતે મુજર્રદહ છે. કુનહ ઝાતમાં તમામ ઉલૂમ બેકાર અને સલ્બ છે. નફીના સિવાય કોઈ અમ્રના ઈસ્બાતની જરૂરત નથી. તઅબીર, તફસીર સર્વ બેકાર અને બેફાયદા છે.

જે આરિફની તવજ્જોહ ઝાતે હક બેચૂંની તરફ છે તે આરિફની ઝાત બેચૂનિયતની કંઈક સિફત ધરાવે છે. પરંતુ

બેચૂનિયતે ઝાતે હક અને બેચૂનિયતે ઝાતે આરિફમાં ઘણો મોટો ફરક છે.

જ્યારે મુમ્કિનની ઝાત અને કુનહ મજહુલુલ કૈફિયત અને બેચૂં છે. તો એના ખાલિકની બેચૂં અને બેચગૂંની કૈફિયતના વિશે શું કહેવામાં આવે!

પરંતુ તેણે કેવળ પોતાની કરીમીથી નાચીઝ અને સરાસર ચૂં બંદાને બેચૂનીનો હિસ્સો અર્પણ કરીને પોતાની ઝાતે બેચૂંથી આગાહ ફરમાવ્યો.

જેમણે કુનહ ઝાતની મઅરેફતને મુહાલ (અશક્ય) કહ્યું છે તે મઅરેફતે મુતઆરફ છે જે કૈફ અને ચૂંની કિસમમાંથી છે. એનો સંબંધ બેચૂંથી અશક્ય છે પરંતુ આલમે બેચૂંની કોઈ ચીઝ અગર બેચૂંથી ઈત્તિસાલ હાસિલ કરીને, બેચૂંને હકીકીની મહાન દૌલતથી હઝઝ (લુત્ફ) હાસિલ કરીલે તે કેવી રીતે અશક્ય સમજવામાં આવે.

અજીબો ગરીબ મઅરેફતના આ મસઅલાને આજ સુધી કોઈ અહલે કશ્ફે અને અહલે ઈર્ફાને બયાન નથી કર્યો. આ વાત ઝાતે મુજર્રદ, આરિફે તામ્મુલ મઅરિફતને પ્રાપ્ત થાય છે જે ઝાતે મુજર્રદ હઝરતે હકથી વાસિલ હોય છે એ આરિફના સિવાય બાકી તમામ મુમ્કિનાતને ઝાતનો કંઈ હિસ્સો હાસિલ નથી થતો. આવો આરિફે તામ્મુલ મઅરિફત, જેની ઝાત, ઝાતે હકથી વાસિલ છે, હમેશાં અન્કાયે મગરિબ[1]નો હુકમ ધરાવે છે.

શેખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી રહમતુલ્લાહિ અલૈહિએ પણ કહ્યું

● ૧ અન્કાયે મગરિબ : એક કલ્પિત પક્ષી, બેનઝીર ચીઝ, ખૂબનાયાબ ચીજના માટે 'અનકા' શબ્દ વપરાય છે.

છે કે આલમ અઅરાઝે મુજતમિઆ[1] છે, જે ઝાતે વાહિદની સાથે કિયામ રાખે છે. પરંતુ શૈખે આ બે બારીક વાતો કહેવાની છોડી દીધી: એક એ કે આરિફે અકમલને આ હુકમથી અલગ નથી કર્યો. બીજું એ કે એનો કિયામ ઝાતે વાહિદની સાથે મુકર્રર કર્યો છે, જોકે એનો કિયામ પોતાની અસલ, અસ્મા અને સિફાતની સાથે છે; ન કે ઝાતે હકની સાથે.

પરંતુ આરિફે તામ્મુલ મઅરિફતનો મામલો જુદો છે. એ આરિફ મુહબ્બતે ઝાતીના કારણે ઈરશાદે નબવી અલૈહિસ્સલાતો વસ્સલામ :

اَلْمَرْءُ مَعَ مَنْ اَحَبَّ

આદમી તેની સાથે છે જેની સાથે એને મુહબ્બત છે.

પ્રમાણે આ મકામમાં, એ આરિફની ઝાત, ઝાતે હકથી તઅલ્લુક અને વસ્લ ધરાવે છે. અલ્લાહ તઆલા એ આરિફની ઝાતને પોતાની ઝાત અને સિફાતે અસ્માનો મઝહર તથા જામેઅ આઈનહ બનાવી દે છે. પછી આલમના તમામ અફરાદ આ આરિફના મુકાબલામાં એવા છે જેવી રીતે બિંદુ, અગાધ સિંધુની સામે.

આ બયાનથી એ આરિફના ઈલ્મ અને મઅરિફત, દર્દ અને ઈદરાક, બીજાઓની તુલનામાં કિયાસ કરવું જોઈએ અને એની અઝમત, અને બુલંદીને સમજવું જોઈએ.

• ૧ આલમ અઅરાઝે મુજતમિઆ છે : અરઝનું બહુવચન અઅરાઝ છે. અરઝ તે ચીઝ જે પોતે અલગ પોતાનું વુજૂદ ન ધરાવતી હોય બલકે જવહરની સાથે તેનું વુજૂદ હોય અર્થાત તે પોતાના વુજૂદમાં જવહરની મુહતાજ હોય-આલમ અઅરાઝે મુજતમિઆ છે યાને ઝાતે વાહિદથી તેનો કયામ છે, તેના વગર નથી.

ذَالِكَ فَضْلُ اللّٰهِ يُؤْتِيْهِ مَنْ يَّشَآءُ وَاللّٰهُ ذُو الْفَضْلِ الْعَظِيْمِ

એ ખુદા નો ફઝલ છે; તે જેને ચાહે (તેને)
આપે છે; અને અલ્લાહ ખૂબ ફઝલવાળો છે.

હઝરત શૈખ મુહ્યુદ્દીનર હમતુલ્લાહિ અલૈહિ એ 'તઅય્યુને અવ્વલ' ને તજલ્લીયે ઝાત કહી છે, પરંતુ ફકીરના નજદીક 'તઅય્યુને અવ્વલ' તજલ્લીયે ઝાત નથી, બલ્કે શુયૂનાતે ઝાતમાંથી એક શાન છે.

તજલ્લીયે ઝાત, તમામ શુયૂનાત અને એઅતિબારાતની જામેઅ બલ્કે તમામ શુયૂનાત અને એઅતિબારાતથી ઉચ્ચતર છે. તજલ્લીયે ઝાતને તઅય્યુને ઈલ્મની સાથે મુકય્યદ કરવું (મર્યાદિત કરવું) એવું છે જેવું કે સાગરને ગાગરમાં બંધ કરવું, બલ્કે પાણીને ઝાંઝવા(મૃગજળ)માં શોધવું.

□

હઝરત શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી રહમતુલ્લાહિ અલૈહિએ રૂયતે આખિરતને 'લતીફાએ જામેઈય્યહ મિસાલિય્યહ'ની સૂરતમાં મુકર્રર કર્યો છે; પરંતુ ફકીરની નજદીક 'સૂરતે જામેઈય્યહ', 'રૂયતે હક તઆલા' નથી.

હક તઆલાની રૂયત, સૂરતમાં મુકર્રર કરવું હકીકતમાં હક તઆલાની રૂયતની નફી (ઈન્કાર) કરવું છે. દીદારે હક તઆલા સૂરતથી બાધિત નથી, બલ્કે બે-કૈફ હશે. મુખ્બીરે સાદિક (હુઝૂર) અલૈહિસ્સલાતો વસ્સલામે રૂયતે હકની ઉપમા પૂનમના ચાંદથી ફરમાવી છે. અને કોઈ પોશીદગી (ગુપ્તતા) નથી છોડી.

ઝિલ્લની રૂયત એવી છે; જેમકે થાળીમાં પાણી લઈને તેમાં ચાંદના દર્શન કરવામાં આવે. આલમે મિસાલમાં, ઘણી વખત, માનવની શિકલમાં, રૂયતે હક થયાનું સાબિત થયું છે તેનું કારણ એ છે કે રૂયતે હક પણ જામેએ કમાલ છે અને ઈન્સાન પણ

જામેએ કમાલ છે. પરંતુ ખરેખર રૂયતે હક તે છે જે ઝુહુરાત, તજલ્લિય્યાત, અને સૂરતોથી પર તથા બે-કૈફ, બેચૂંના પ્રકારમાંથી હોય.

રૂયતે આખિરત પર ઈમાન લાવવું જોઇએ અને એની કૈફિયત વિશે તર્ક-વિતર્કમાં મશગૂલ થવું ન જોઇએ.

આખિરતના ખલ્ક (સર્જન) અને વુજૂદ (અસ્તિત્વ)ને દુનિયાના ખલ્ક અને વુજૂદની સાથે કોઈ નિસ્બત નથી. ત્યાંની આંખો જુદી છે અને ત્યાંની સૂઝ-સમજ જુદી છે. આ આલમને ઝવાલ (પતન) છે અને આખિરતને દવામ (શાશ્વતતા) છે. આ આલમ કસીફ (સ્થૂળ) છે અને પેલું લતીફ (સૂક્ષ્મ) છે.

શું થાય, આ ક્ષેત્રમાં શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી રહમતુલ્લાહિ અલૈહથી ક્યારેક મુખાલિફત થાય છે અને ક્યારેક મુવાફિકત થાય છે. કારણ કે,

એમણે જ સુખને મઅરેફત અને ઈરફાનનો પાયો નાખ્યો છે.

એમણે જ વિવરણ અને વિસ્તારની સાથે તૌહિદ અને ઈત્તેહાદને સવિસ્તર બયાન કર્યાં છે.

એમણે જ વુજૂદને હક તઆલાની તરફ મનસૂબ કર્યું છે.

એમણે જ આલમને મૌહુમ (આભાસી) અને મુતખય્યલ (કાલ્પનિક) બયાન કર્યું છે.

અને એ છતાં હક તઆલાના 'મર્તબાએ તન્ઝીહ'ને આલમથી પર કહ્યું છે. એને દીદ અને દાનીશ (જોવા-સમજવા)થી ઉચ્ચ અને પર સમજ્યા છે.

એમનાથી પહેલા જે બુઝુર્ગોએ કંઈક વાતો કરી છે તે રમ્ઝ (રહસ્ય) અને ઈશારાઓની રીતે કરી છે. એમની ઈલ્મી તેહકીકાતો (સંશોધનો)થી આપણે અને એમના પછીના મશાઈખે લાભ

ઉઠાવ્યો છે. અલ્લાહ તઆલા એમને જઝાયે ખૈર ઈનાયત ફરમાવે. પરંતુ બશરીયતના કારણે ખતા અને સવાબ એક બીજા સાથે હળેલું-ભળેલું છે.

ઈન્સાન અહકામમાં ક્યારેક ખતા પર હોય છે, ક્યારેક સવાબ પર. એટલા માટે અહલે હકના સવાદે અઅઝમ (મોટા સમૂહ)ને હકની સાથે સમજવું જોઈએ. તેમની તકલીદ (અનુસરણ) કરવું જોઈએ. તેમની મુખાલિફતને ખતાની દલીલ સમજવી જોઈએ. કહેનારો ભલે ગમે તે હોય યા તેનો કલામ (વાણી) હોય.

## પત્ર ૮૦

### ☆ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ મા'સૂમ (રહ.)

દરેક ઝિલ્લ પોતાની અસલની તરફ રસ્તો ધરાવે છે. બીજા કોઈ કાંટા-ઝાંખળા એના દરમિયાન અવરોધક નથી. ઝિલ્લ માત્ર અસલનો અમાનતદાર છે. જે કંઈ ઝિલ્લને મળ્યું છે તે અસલથી મળ્યું છે. અલબત્ત, અદમ છે જે અસલના વસીલા વગર એને નસીબ છે. અને તે 'લાશીએ મહઝ' અને મુજર્રદ એઅતિબાર છે.

પરંતુ તે ઝિલ્લે ખયાનત કરી છે જેણે ખૈર અને કમાલને પોતાની તરફ મનસૂબ કર્યા છે તથા પોતાની અસલને ભૂલી ગયું છે. તેમજ અદમના કારણે તેનામાં ઝાતી બૂરાઈ હોવા છતાં તે પોતાનામાં ખૈર અને ખૂબી સમજે છે.

પરંતુ આ વાતો છતાં, પોતાની અસલની તરફ તબઅન (પ્રાકૃતિક રીતે) તેને મૈલાન અને મુહબ્બત છે. બલ્કે જે મુહબ્બત તે પોતાની ઝાતની સાથે ધરાવે છે, તેનો સંબંધ હકીકતમાં અસલની જ તરફ છે.

અલ્લાહ તઆલાના કરમથી જ્યારે આ ઐબ એનાથી દૂર થઈ જાય છે અને પોતાનામાં દરેક બૂરાઈ, અને હરેક ખૈરને તે

અલ્લાહના તરફથી સમજે છે તથા પોતાની ખુદબીની અને 'જહલે મુરક્કબ'ને તે છોડી દે છે; તેમ જ આલમના તરફથી મુખ ફેરવીને પોતાની અસલની તરફ મુખાતિબ થઈ જાય છે; ત્યારે તેના હાથમાં સઆદત આવે છે અને અસલ સુધી પહોંચવાની ઉમ્મીદ થાય છે.

આલમ, હક તઆલાના અસ્મા અને સિફાતના ઝિલાલ છે; અને એની અસલ પણ અસ્મા અને સિફાત છે એટલે 'મુઅતઝિલહ'[૧]એ જે એમ કહ્યું છે કે તમામ આલમ અર્ઝ છે, જૌહરથી એનો સંબંધ નથી; એ બિલકુલ ગલત છે. કારણ કે જૌહર વિના, અર્ઝનું વજૂદ જ ક્યારે હોઈ શકે?

શૈખ મુહ્યુદ્દીન રહમતુલ્લાહી અલૈહિએ પણ આલમને 'અઅરાઝે મુજતમિઅહ' ફરમાવ્યું છે અને એનો કિયામ ઝાતે હક તઆલાથી હોવું બયાન કર્યું છે; ન કે અસ્મા અને સિફાતની સાથે.

પરંતુ ફકીરની નજદીક અગર (કોઈને) પોતાની અસલની અસલ યાને અસ્મા અને સિફાત સુધી પણ તરક્કી નસીબ થઈ જાય તો પણ (ત) ઝાતે હક સુધી નથી પહોંચતો કારણ કે ઝાતે હક, અસ્મા અને સિફાતથી મુસ્તગની છે. વસ્લ અને ઈત્તિસાલની ત્યાં કોઈ ગુંજાઈશ નથી.

પરંતુ અલ્લાહની સુન્નત એ પ્રમાણે ચાલુ છે કે ઘણી સદીઓ અને બેસુમાર ઝમાનાઓ પછી કોઈક સાહબે દૌલતને ફનાએ અતમના પછી, બકાએ અકમલ બખ્શે છે અને એને ઝાતે મુકદ્દસનો નમૂનો બનાવે છે જેની સાથે એ અકમલ ઓલિયાની ઝાત કાયમ હોય છે.

પહેલાં અસ્મા અને સિફાતમાં એને જે ફના અને બકા પ્રાપ્ત થઈ હતી તે સર્વ અઅરાઝની મિસાલ છે. હવે એને જે ફના અને

• ૧ મુઅતઝિલહ : એક ફિર્કાનું નામ

બકા પ્રાપ્ય છે તે ઝાતે મૌહૂબ, એની હકીકત હોય છે. અહીં આ મકામમાં કમાલે ઈન્સાની પૂરાં થઈ જાય છે. અને નેઅમતં એની હકે તમામ (પૂરી) થઈ જાય છે.

ફકીર એક વાત કહે છે એને સારી પેઠે સાંભળવી જોઈએ; કે એ ઝાતે મૌહૂબના સાથે માત્ર આરિફનો જ કિયામ મખ્સૂસ નથી હોતો બલ્કે તમામ અફરાદે આલમ જે 'અઅરાઝે મુજતમિઅહ' છે, તે જેવી રીતે પહેલાં અસ્મા અને સિફાતની સાથે કિયામ ધરાવતા હતા એ જ રીતે હવે એમનો કિયામ એ ઝાતે મૌહૂબ પર-વાબસ્તા કરવામાં આવ્યો છે; અને સર્વને એ એક ઝાતની સાથે કાયમ કર્યા છે.

اِنِّیْ جَاعِلٌ فِی الْاَرْضِ خَلِیْفَۃً

અવશ્ય બનાવીશ ધરતી પર એક ખલીફા

એ આયતે કરીમામાં ઈન્સાનની ખિલાફતનો જે ભેદ વારિદ થયો છે; તે અહીં મુતહક્કક થાય છે.

اِنَّ اللّٰہَ خَلَقَ اٰدَمَ عَلٰی صُوْرَتِہٖ

અલ્લાહ તઆલાએ આદમને પોતાની સૂરત પર પૈદા કર્યો.

એ હદીસ શરીફની હકીકત આ મકામમાં સાફ (પ્રગટ) થાય છે. 'ઝાતે અકદસનો નમૂનો એને અર્પણ કરે છે.'

એમ અમે જે કહ્યું છે તે વાણીનું ક્ષેત્ર સંકુચિત હોવાના કારણે છે. નહિતર નમૂનાની ત્યાં શી ગુંજાઈશ છે?! અને એવી કઈ ચીઝ છે જે એની સૂરત પર હોઈ શકે?! સૂરતની પણ ત્યાં મજાલ નથી.

એ પણ જાણવું જોઈએ કે આ પ્રકારના બુઝુર્ગ એક ઝમાનામાં

અનેક અને બેશુમાર નથી હોતા. જ્યારે બેશુમાર યુગ પછી એક પૈદા થાય છે તો પછી એક ઝમાનામાં અનેક કેવી રીતે હોઈ શકે?!

એક અજીબ વાત સાંભળો! જે શખ્સને બઝાતે ખુદ (આપો આપ) ઝાતે અકદસની તરફ ઈન્તિસાબ હાસિલ છે; અને આ બેચૂંના મરતબાની સાથે વાસિલ છે; તે શખ્સ આ મુકદ્દસ મરતબાથી ફૈઝ અને બરકાતને હાસિલ કરવામાં ઈસાલત અને ઈસ્તિકલાલ ધરાવે છે. બીજા કોઈ વાસ્તા દરમિયાનમાં નથી હોતા કારણ કે વાસ્તા અને વસીલા આ મુકદ્દસ મરતબાથી નીચે છે.

વાસિલોમાંથી હરેક શખ્સને પોતપોતાની ઈસ્તેઅદાદના પ્રમાણે ઈસાલતના તૌર પર અહીંથી હિસ્સો હાસિલ થાય છે.

## પત્ર ૮૧

### ☆ પ્રતિ : ખ્વાજા જમાલુદ્દીન હુસૈન (રહ.)

આપે ખ્વાબમાં એક રોશની, સૂરજની જેમ, જોઈ અને તેને જોઈને આપ બેહોશ થઈ ગયા.

એની તઅબીર એ છે કે આપની તરક્કી લતીફાએ કલ્બથી લતીફાએ રૂહની તરફ થઈ છે. અલ્લાહ તઆલા આ તરક્કીને અંજામ સુધી પહોંચાડે.

## પત્ર ૮૨

### ☆ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.) અને ખ્વાજા મુહમ્મદ મા'સૂમ (રહ.)

અજમેરના આ સફરમાં ઘણી તકલીફ રહી પરંતુ એ તકલીફથી નવી મઅરેફતો હાસિલ થઇ. જોકે એને લખી લેવામાં આવે છે પરંતુ એનાથી હઝઝ (લુત્ફ) ઉઠાવનારો કોઈ નથી.

મુહમ્મદ હાશિમ (નું વુજૂદ) ગનીમત છે કારણ કે તે સુખન ફહમીનો ઝૌક ધરાવે છે.

તમારી યાદથી ઘણી બેકરારી થાય છે.

**આગાહી**

ફૈઝાને નુબુવ્વતની ખાસિયત છે કે પોતાના સંબંધીઓથી સંબંધ રહે. જેવી રીતે 'લકદ જાઅકુમ'ના રૂકૂઅમાં.

'હરીસૂન અલૈકૂમ'
(તમારા નફાની ખૂબ આરઝૂ કરનારા છે)

હુઝૂર (સલ.)ની શાનમાં વારિદ થયું છે. હઝરત કાસિમ અને હઝરત ઈબ્રાહીમ (રદિ.)ના ઈન્તેકાલ વખતે હુઝૂર (સલ.)ની આંખો આંસૂભીની થઈ હતી. કેટલાક ઔલિયાઓએ પોતાના સાહબઝાદાઓના ઈન્તેકાલ થવા પર કંઈ ગમ ન કર્યો; અને ફરમાવ્યું કે:

'જાઓ દફન કરી દો.'

એ વિલાયતની નિસ્બતની ખાસિયત છે. પરંતુ કુર્બે નુબુવ્વતમાં મખ્લૂક સાથેનો સંબંધ હોવા છતાં નબી (અલ.)ની ઝાતનો સંબંધ ઝાતે હકની સાથે 'હરફે મુશદ્દદ'[1]ની જેમ રહે છે. વલીયે અકમલને એ સંબંધ અને કુર્બેઝાત કરોડો વરસમાં પણ પ્રાપ્ત નથી થઈ શકતો.

# પત્ર ૮૩

## ☆ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.) અને ખ્વાજા મુહમ્મદ મા'સૂમ (રહ.)

આ મુબારક પત્રનો વિષય લગભગ તેજ છે જે પત્ર નં. ૭૮માં છે.

• ૧ હરફે મુશદ્દદ : તશ્દીદવાળો અક્ષર—એનો સંબંધ એની આગળના અને પાછળના બંને અક્ષરોની સાથે હોય છે એજ પ્રમાણે નબી (અલ.)નો સંબંધ ખાલિક અને મખ્લૂક બંનેની સાથે હોય છે.

# પત્ર ૮૪

## ☆ પ્રતિ : હાફિઝ અબ્દુલગફુર (રહ.)

અહલે સુન્નત વલ જમાઅતના ઉલમા પ્રમાણે અકીદાઓની દુરુસ્તી કર્યા પછી ઝિક્રે હકમાં મશગૂલ રહેવું જોઈએ. ફર્ઝ, વાજિબ અને સુન્નતે મુઅક્કેદહ નમાઝો પછી (બાકીનો) બધો સમય ઝિક્રે હકમાં મશગૂલ રહેવું જોઈએ. અહીં સુધી કે કુરઆને મજીદની તિલાવત અને નફિલ નમાઝોમાં પણ મશગૂલ થવું ન જોઈએ.

વુઝૂ હોય કે ન હોય, ઊભો હોય કે બેઠેલો હોય, સૂતેલો હોય કે ભોજન કરતો હોય કે પાણી પીતો હોય; (દરેક હાલતમાં) ઝિક્રે હકમાં (મશગૂલ) રહેવું જોઈએ. ઝિક્રે હકમાં એટલા પ્રમાણમાં મશગૂલ રહે કે મઝકૂર (ખુદા)ના સિવાય નિગાહમાં કોઈ બાકી ન રહે.

આગાહી

નકશબંદી તરીકો એ જ છે; જે હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદ અલ્ફેસાની રહમતુલ્લાહિ અલૈહિએ ફરમાવ્યો છે. પરંતુ આ હિદાયત (સૂચના) મુબ્તદીના માટે છે. મુતવસ્સીત તથા મુન્તહીને કુરઆને પાકની તિલાવત અને નવાફિલ નમાઝની પુષ્કળતાથી તરક્કી થાય છે. પરંતુ ફના અને બકાના મકામ સુધી ઝિક્ર જ ફાયદાકારક છે.

# પત્ર ૮૫

## ☆ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ મા'સૂમ (રહ.)

અજમેર શરીફ પહોંચીને તમને સવિસ્તર લખીશ.

□

પોતાની ઉમર રઝાયે હકમાં વિતાવવી જોઈએ. અઝીઝો (સ્નેહીઓ)ને વઅઝ અને નસીહત કરતા રહો. તમામ ઘરવાળાઓને

નમાઝ અને રોઝા, પરહેઝગારી અને તકવા તથા શરીઅતના અહકામની તાકીદ કરતા રહો.

□

જે નવા નવા મઆરિફ તમને લખવામાં આવ્યા છે; (તે) તમને સબકનું કામ આપશે.

# પત્ર ૮૬

## ☆ પ્રતિ : એક દુરવેશ (હબીબ ખાદિમ) (રહ.)

સાલિક જેટલા પ્રમાણમાં ફુઝૂલ અને મુબાહાતમાં મશગૂલ થશે, એટલા પ્રમાણમાં એનાથી ખર્કે આદાત (કરામતો) અને કશ્ફનો ઈઝહાર ઓછો થશે. બલ્કે થવો ન જોઈએ.

જેટલા પ્રમાણમાં ફુઝૂલ અને મુબાહાતનું વર્તુળ નાનું કરવામાં આવશે; એટલા પ્રમાણમાં કશ્ફ અને કરામતનો ઝુહૂર વધારે થશે.

ઈઝહારે ખવારિક (કરામતો જાહેર થવી) નુબુવ્વતના માટે શર્ત છે; વિલાયતના માટે શર્ત નથી. બલ્કે વિલાયતને છૂપી રાખવું બેહતર છે.

નુબુવ્વતમાં દઅવત ઈલલ હક (અલ્લાહ તરફ આમંત્રણ) છે અને વિલાયતમાં કુર્બ છે. એટલા માટે નુબુવ્વતનું જાહેર કરવું જરૂરી છે અને કુર્બે હકને છૂપાવવું જરૂરી છે.

જો કોઈ વલીથી કરામતો વધારે થઈ હોય તો એ વાત નથી કે વધારે કરામતો જાહેર થનાર એ વલીને તે ઔલિયા પર બુઝુર્ગી અને ઉચ્ચતા આપવામાં આવે જેઓથી કરામતો ઓછી જાહેર થઈ હોય; યા બિલકુલ જાહેર થઈ ન હોય; કારણ કે જે અંબિયા અલૈહિમુસ્સલામથી મુઅજિઝહ વધારે જાહેર થયાં છે તેમને જેમનાથી મુઅજિઝહ ઓછાં જાહેર થયાં છે તે અંબિયા (અલ.) પર શરીઅતની રૂએ બુઝુર્ગી સાબિત નથી; જો કે હઝરાતે અંબિયા

અલૈહિમુસ્સલાતો વસ્સલામના માટે મુઅજિઝહનું જાહેર કરવું શર્ત છે.

જ્યારે હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલામના માટે મુઅજિઝહ જાહેર કરવું શર્ત છે છતાં મુઅજિઝહવાળા પૈગમ્બર (અલ.)ને ગૈર મુઅજિઝહવાળા પૈગમ્બર (અલ.) પર બુઝુર્ગી નથી તો વિલાયતમાં, જ્યાં કરામત શર્ત જ નથી ત્યાં કેવી રીતે બુઝુર્ગી સાબિત થઈ શકે છે!

હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલામે જે રિયાઝતો અને મુજાહિદાઓ કર્યા છે તે ખર્ક આદાત (મુઅજિઝહ)ના માટે હતાં. કારણ કે તેમના માટે મુઅજિઝહ જાહેર કરવું શર્ત છે. એ રિયાઝતો અને મુજાહિદાઓ કુર્બે હકના માટે ન હતા કારણ કે હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલામ મુજતબા અને બરગુઝીદહ હતા. તેમને ખુદાએ (ખુદ) પોતાની તરફ ખેંચી લીધા હતા. તેમને મુરાદ કહે છે. તેમને તકલિફ વિના અને મશક્કત વિના ખુદાએ પોતાના કુર્બથી મુશર્રફ ફરમાવ્યા છે. તેમને મુજાહિદા કરવાની જરૂરત નથી.

હાં, જે લોકો 'મુરીદ' છે તેમને રિયાઝત અને મશક્કત કરવું જરૂરી છે. અલબત્ત મુરાદોને પણ મુજાહિદા અને રિયાઝતો ફાયદાકારક જરૂર છે.

માનવીની જે જરૂરી હાજતો છે તે દીન (મઝહબ)માં શામેલ છે ન કે દુનિયામાં. અને જે ફુઝૂલ (નકામી) ચીઝો છે, જરૂરતમાં દાખલ નથી; તે દુનિયામાં દાખલ છે; ન કે દીનમાં.

## પત્ર ૮૭

### ☆ પ્રતિ : મૌલાના મુહમ્મદ સાલિહ (રહ.)

હું મુરાદ પણ છું અને મુરીદ પણ છું.
હુઝૂર સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમ સુધી,

નકશબંદી સિલસિલામાં મારા ૨૧ વાસ્તા છે.
કાદિરિયહ સિલસિલામાં મારા ૨૫ વાસ્તા છે.
ચિશ્તીયહ સિલસિલામાં મારા ૨૭ વાસ્તા છે.

જે નેઅમતો હુઝૂર સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમને ખુદાએ અતા ફરમાવી છે તેમાંથી મને પણ હિસ્સો મળ્યો છે. આ શિર્કત તુફૈલી યા તબઈય્યતના તૌર પર છે; ન કે હકીકતન. હુઝૂર (અલ.)ની સાથે હમસરી (બરાબરી)નો દાવો કરવો કુફ્ર છે.

ઝાહિરમાં મારા પીર હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) છે પરંતુ હકીકતન મારી તર્બીયત અલ્લાહ જલ્લ શાનહૂએ ફરમાવી છે. મેં ફઝલથી તર્બીયત મેળવી છે અને ઈજતબાના માર્ગે ચાલ્યો છું.

## પત્ર ૮૮

### ☆ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)

હક તઆલા પોતાના ફઝલથી જ્યારે કોઈ બંદાને ખુલ્લતની દૌલતથી મુશર્રફ ફરમાવે છે અને વિલાયતે ઈબ્રાહીમીથી સરફરાઝ કરે છે તો તે બંદાને પોતાનો અનીસ અને નદીમ બનાવી લે છે; અને ઉન્સ તથા ઉલ્ફતની નિસ્બત જે ખુલ્લતના લવાઝિમાત (આવશ્યકતાઓ)માંથી છે તે દરમિયાન આવી જાય છે એટલે ઉન્સીય્યતના કારણે ખલીલના અવસાફે કબીહ નજરથી દૂર થઈ જાય છે.

મકામે ખુલ્લત હઝરત ઈબ્રાહીમ અલૈહિસ્સલાતો વસ્સલામની ઝાતની સાથે મખ્સૂસ છે. જે કોઈએ આ મકામમાં તરક્કી કરી છે તે હઝરત ઈબ્રાહીમ અલૈહિસ્સલામની ઈત્તેબાઅમાં કરી છે. એટલા જ માટે હુઝૂર નબીયે અકરમ સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમને હુકમ છે :

'વત્તબિઅ મિલ્લત ઈબ્રાહીમ હનીફા'
હઝરત ઈબ્રાહીમ (અલ.)ની સીધી મિલ્લતની ઈત્તેબાઅ કરો.

વિલાયતે ઈબ્રાહીમીને હાસિલ કર્યા વગર આગળ તરક્કી નથી. પરંતુ હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમની તરક્કી મકામે મેહબુબિય્યતમાં છે જે તમામ મકામોથી ઉચ્ચતમ છે. આ મકામમાં જે કોઈને તરક્કી થઈ છે તે હુઝૂર (સલ.)ની તબઈય્યત (તાબેદારી) અને વસીલાથી થઈ છે.

મકામે મેહબૂબિય્યત કુલ (સમષ્ટિ)ની જેમ છે. અને બીજા સર્વ મકામો, જુઝ (અંશ)ના સમાન છે. એટલા જ માટે હુઝૂર (સલ.) તમામ મખ્લૂકાતમાં બેહતરીને મખ્લૂક અને તમામ નબી-ઓમાં અફઝલ નબી અલૈહિમુસ્સલાતો વસ્સલામ છે.

તજલ્લીયે ઝાત, બે-પર્દાએ સિફાત, હરેક નબી (અલ.)ને પ્રાપ્ય છે પરંતુ તફાવત એ છે કે હુઝૂર (સલ.)ને કદમી તરક્કી નસીબ છે જ્યારે બીજાઓને નઝરી તરક્કી નસીબ છે અને એ પણ હુઝૂર (સલ.)ની તબઈય્યત અને તવસ્સુલથી નસીબ છે.

કોઈ બશર, બશરીય્યતથી, સિફાતે કબીહથી સંપૂર્ણપણે ખાલી નથી. પરંતુ જેવી રીતે ઈસ્તિગફારથી ગુનાહ બાકી નથી રહેતા બલ્કે ગુનેહગારોના ગુનાહને રેહમતે હક નેકીઓથી બદલે છે તે રીતે જેમને અલ્લાહ તઆલા પોતાના ખલીલ અને પોતાના મેહબૂબ બનાવી લે તેઓમાં સિફાતે કબીહ કેવી રીતે બાકી રહી શકે છે? અને દેખાઈ શકે છે?

એ ઉપરાંત હરેક કુબ્હ (બૂરાઈ, ઐબ)માં પણ હુસ્ન અને ખૂબી અવશ્ય હોય છે. અને હરેક હુસ્ન, કુબ્હથી ખાલી નથી. હરેક હુસ્નનો ઈઝહાર કુબ્હના મુકાબિલ છે અને હરેક ગુનાહના સબબે, ઈઝહારે રેહમત છે.

મકામે ખુલ્લત અને મકામે મેહબૂબીય્યત, બંને હુઝન,[૧] દર્દ, ઉન્સ,[૨] બેકરારી, બેઆરામીથી ખાલી નથી. એમની અસલ (મૂળ) હુબ્બ છે. મુહિબને મેહબૂબનો ઈશ્તિયાક, અને મેહબૂબને મુહિબનો ઈશ્તિયાક જરૂરી છે. અને જ્યારે ઈશ્તિયાક છે તો મુહિબ અને મેહબૂબના દરમિયાન હુબ્બનો સિલસિલો બાકી છે.

જેથી હદીસે કુદસીમાં ઈરશાદ છે :

'અબરાર[૩]નો શવક[૪] મારા લિકા[૫]ના માટે વધી ગયો અને હું તેઓથી પણ વધારે તેમનો શાઈક[૬] છું.'

બશરનું ઝાતે હકની સાથે મુત્તહિદ (એકાકાર) થઈ જવું અશક્ય છે એટલા માટે બંને તરફ શવક હોવું લાઝમી થયું. સિફતે ઈશ્ક, આશિક અને માશૂકમાં દુઈ (દ્વૈત)ને દૂર કરીને ઈત્તેહાદ (અદ્વૈત) ચાહે છે. પરંતુ ઈત્તેહાદ અશક્ય છે એટલા માટે દર્દ, હુઝન, બેઆરામી, બેકરારી જરૂરી છે. એ કારણે હુઝૂર નબીયે અકરમ સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમ હમેશાં ગમગીન, દર્દનાક રહ્યા કરતા હતા.

કોઈ ગમે એટલો અકમલ કેમ ન હોય અને તમામ મકામો-માંથી હિસ્સો ધરાવતો હોય; પરંતુ નબી (અલ.)ના મરતબાને હરગીઝ નથી પહોંચી શકતો. નબી (અલ.) નબી(અલ.) છે; ઉમ્મતી ઉમ્મતી છે. નબી (અલ.)ના કદમ સુધી વલીનું શિર પહોંચવું જ મુશ્કેલ છે.

હુઝૂર (સલ.)ને હઝરત ઈબ્રાહીમ (અલ.)ની ઈત્તેબાઅનો હુકમ

૧ હુઝન : રંજ, મલાલ
૨ ઉન્સ : મુહબ્બત
૩ અબરાર : આબિદ
૪ શવક : ઝંખના, આકાંક્ષા, ઉત્કંઠા
૫ લિકા : મિલન, મેળાપ
૬ શાઈક : શવક ધરાવનાર

છે તે કેટલીક ખુસૂસિય્યાતમાં છે. એટલે શરીઅતે મુકમ્મલ મુહમ્મદી (સલ.)માં એની ઈત્તેબાઅથી કોઈ નુકસ (ખામી) આવતી નથી.

# પત્ર ૮૯

## ☆ પ્રતિ : કાઝી ઈસ્માઈલ ફરીદાબાદી (રહ.)

શૈખ વલી રોઝીહાન બકલી રહમતુલ્લાહિ અલૈહ ફરમાવે છે, 'જે લોકો "હમા ઉસ્ત" કહે છે, તમામ જુદી જુદી નવજાત વસ્તુઓને એક જ ઝાત સમજે છે, અને રમ્ઝ (ઈશારા)થી કહે છે કે અમે પોતે તે જ છીએ. આ રીતે એ કાફિરોના સેંકડો ખુદા છે.

અલ્લાહ તઆલા તમામ મુહદસાતથી પાક છે અને મિલન તથા જુદાઈથી પર અને ઉચ્ચ છે. એ લોકો ન પોતે પોતાને જાણે છે ન ખુદાને જાણે છે. અગર તેઓમાંથી કોઈ હક (ખુદા) હોય તો ફના ન થતે.'

શૈખ વલી રોઝીહાન રહમતુલાહિ અલૈહનો કલામ પૂરો થયો.

**'હમા ઉસ્ત'**[1] શબ્દ જોકે મુતકદ્દિમીન (ભૂતપૂર્વ) ઔલિયાથી મશહૂર નથી થયો; પરંતુ **'અનલ હક'**[2] **'સુબ્હાની મા અઅઝમ શાની'**[3]...વગેરે...વગેરેના જેવી ઘણી વાતો થયેલી છે. આ શબ્દ ('હમા ઉસ્ત') અને તે કલામો (અનલ હક...વગેરે)નો મતલબ લગભગ એક જ છે.

પાછળના સૂફીઓમાં પણ આ વાતો સામાન્ય છે. ઘણા ઓછાં સૂફીઓ છે જેઓ એના માનવામાં ખંચકાટ અનુભવે છે અને ઈન્કાર કરે છે.

• ૧ હમા ઉસ્ત : બધું તે (ખુદા જ) છે.
૨ અનલ હક : હું ખુદા છું.
૩ સુબ્હાની મા આ'ઝમ શાની : હું પાક છું; કેવી બુલંદ છે મારી શાન!

ફકીરની નઝદીક 'હમા ઉસ્ત'નો એ અર્થ છે કે આ તમામ જુઝઈય્યાતે હાદિસહ (નાશ પામનારી ચીઝો) એક જ ઝાતે તઆલાનો ઝુહૂર છે. જેમકે ઝૈદની સૂરત તમામ આયનાઓમાં અનેક થઈ જાય અને દરેક આયનામાં ઝુહૂર પૈદા કરી લે (દેખાવા માંડે) એ તમામને 'હમા ઉસ્ત' કહી દે યાને આ તમામ શિકલો ઝૈદની છે અને ઝૈદની એક ઝાતનો ઝુહૂર છે તો એમાં કયો હુલૂલ અને ઈત્તિહાદ[1] છે?!

ઝૈદની ઝાત પોતાની શરાફત અને અસલી હાલત પર જ છે અને કોઈ આયના યા શિકલોથી એનો હુલૂલ અને ઈત્તિહાદ નથી.

અજબ વાત છે કે ભૂતપૂર્વ સૂફીઓમાંથી ઘણા બુઝુર્ગો એને હુલૂલ અને ઈત્તિહાદ સમજ્યા છે! અને આ ઈબારતને કહેનારાઓને કાફિર અને ગુમરાહ સમજ્યા છે!

શૈખ શિહાબુદ્દીન સુહરવર્દી (રહ.) 'અવારિફ'માં કહે છે કે 'અનલ હક' અને 'સુબ્હાની' જેમણે કહ્યું છે તે હક તઆલાની તરફથી હિકાયતના તૌર પર કહ્યું છે. જો હિકાયતના તૌર પર ન હોય અને હુલૂલ તેમ જ ઈત્તિહાદની એમાં આમીઝશ (મિશ્રણ) હોય તો અમે એ શબ્દો બોલનારાઓને (એ રીતે) રદ કરીએ છીએ જેવી રીતે નસારાઓને રદ કરીએ છીએ; જેઓ હુલૂલ અને ઈત્તિહાદની માન્યતા ધરાવે છે.

પરંતુ ફકીરની તહકીક (સંશોધન)માં આ વાત જરૂર છે કે ભૂતપૂર્વ સૂફીઓમાં તૌહિદનો આ મસ્અલો સાફ અને સ્પષ્ટ થયો ન હતો. તેમનામાંથી જે કોઈ 'મગ્લૂબુલ હાલ' થઈ જતા હતા; તેનાથી આ પ્રકારના ઈત્તિહાદ દર્શક તૌહીદી શબ્દો બોલાઈ જતાં હતા અને સુક્ર (મસ્તી)ના ગલ્બાના કારણે એના સિર્ર (ભેદ)ને

● ૧ હુલૂલ અને ઈત્તિહાદ : એક વસ્તુ બીજી વસ્તુમાં એવી રીતે ભળી જાય કે બંને એકાકાર થઈ જાય, સાયુજ્ય

તેઓ પામી શકતા ન હતા. અને એ ઈબારતોને ઝિલ્લ, હુલૂલ અને ઈત્તિહાદની આમીઝશ (મિશ્રણ)થી વાળી શકતાં ન હતા.

જ્યારે શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી રહમતુલ્લાહિ અલૈહનો ઝમાનો આવ્યો ત્યારે તેમણે કમાલે મઅરેફતથી આ બારીક મસ્અલાની તશરીહ (ચોખવટ) કરી. ચોખવટ કરી દેવા છતાં કેટલાક આ મસ્અલાને સમજી ન શકયા અને શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી (રહ.) પર મહેણાં-ટોણાં કર્યાં અને એમને ખોટા હોવાનું સમજ્યા.

ફકીરના નઝદીક આ મસ્અલામાં શૈખની મોટા ભાગની તેહકીકાત (સંશોધનો) હક પર છે. શૈખ મુહ્યુદ્દીન રહમતુલ્લાહિ અલૈહ પર કટાક્ષ કરનાર સવાબથી દૂર છે. શૈખ (રહ.)ની બુઝુર્ગી અને કસીરૂલ ઈલ્મી (જ્ઞાનની વિશાળતા) આ મસ્અલાની તેહકીકથી માલૂમ પડે છે. શૈખ (રહ.) પર રદ અને તઅન કરવું ન જોઈએ.

આ મસ્અલામાં જેમ જેમ ચિંતન અને મનન કરવામાં આવે છે; આ મસ્અલો હુલૂલ અને ઈત્તિહાદથી ઘણો દૂર થતો જાય છે. ઈલ્મે નહવ (વ્યાકરણ શાસ્ત્ર) જે સીબવયહ અને અખફશના ઝમાનામાં હતો તેની પરિપૂર્ણતા ઘણી વિચારધારાઓના મળવા પછી દૂરના ઝમાનામાં થઈ છે.

એ જ પ્રમાણે હઝરત ઈમામે અઅઝમ અને અબૂ યૂસુફ રિદવાનુલ્લાહિ અન્હોમા વચ્ચે કુરઆનના મખ્લૂક અને ગૈર મખ્લૂક હોવા વિશે છ મહિના સુધી વાદવિવાદ થયો. આ છ મહિનાના વાદવિવાદ પછી એ વાત નક્કી થઈ કે કુરઆને પાકને જે કોઈ મખ્લૂક કહેશે તે કાફિર છે.

ફકીરના નઝદીક મખ્લૂકને ઝાતે હકનો ઝિલ્લાલ સમજવું અત્યંત બેઅદબી છે. ઝાતે હક હરેક ચીઝથી પર અને ઉચ્ચ છે.

અગર ઝુહૂરના એઅતેબારથી મઝહર પણ કહેવામાં આવે તો

ઝાતે હક તઆલાના કમાલાતના ઝિલાલમાંથી કોઈ ઝિલ્લે હઝારો પરદાઓના પછી પોતાનો અકસ (પ્રતિબિંબ) અદમના આયનામાં નાંખીને વુજૂદે મુસ્તઆર બખ્શ્યું છે.

ફકીરના નઝદીક 'હમા ઉસ્ત'નો[1] મસ્અલો દુરુસ્ત નથી. બલ્કે 'હમા અઝુસ્ત'[2] છે. જેને શરીઅતના ઉલમા પણ સ્વીકારે છે.

ફકીરોએ આ મસ્અલાને, ઉલમા કરતાં પણ વધારે સાફ સમજ્યો છે. તે એ છે કે ઈસાલત અને ઝિલ્લિય્યતનો ઈસ્તેબાત જરૂર છે યાને હયાત છે તો એની સિફતે હયાતથી છે; ઈલ્મ છે તો એની સિફતે ઈલ્મથી છે; સમાઅત (સાંભળવાની શક્તિ), બસારત (દર્શન શક્તિ)... વગેરે એ જ પ્રમાણે (એની સિફાતોથી છે.)

હે અલ્લાહ! વાણીના સંકુચિત ક્ષેત્રના કારણે તે શબ્દો જે શરીઅતમાં નથી જેવાં કે ઝિલ્લિય્યત... વગેરેના ઉપયોગથી હું ઘણો ડરું છું અને કાંપું છું; પરંતુ તારા ઓલિયાએ મારા પહેલાં આ (શબ્દોના) ઉપયોગમાં પહેલ કરી છે એટલા માટે માફીનો ઉમ્મીદવાર છું.

## પત્ર ૯૦

### ☆ પ્રતિ : હાશિમ કશ્મી (રહ.)

આ મુબારક પત્રના રૂયતે હક વિશેના મઆરિફ અને તહકીક પત્ર-૪૪માં સવિસ્તર આવી ગયા છે.

● ૧ હમા ઉસ્ત : સર્વ તે (ખુદા) જ છે.
૨ હમા અઝુસ્ત : સર્વ તેનાથી (ખુદાથી) જ છે.

# પત્ર ૯૧

## ☆ પ્રતિ : મૌલાના તાહિર બદખ્શી (રહ.)

મઅરેફત બીજી ચીઝ છે અને ઈમાન બીજી ચીઝ છે. મઅરેફનો અર્થ ઓળખવાનો થાય છે. ઈમાનનો અર્થ ગર્વીદા થવું, યકીન કરવું, ઓળખ, પીછાન થઈ શકે છે પરંતુ યકીન નથી થઈ શકતો.

એહલે કિતાબને આપણા નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામના હકમાં મઅરેફત હાસિલ હતી. તેઓ ઓળખતા હતા કે આપ પૈગમ્બર છે પરંતુ દુશ્મનીના કારણે ગર્વીદા ન થયા અને યકીન ન લાવ્યા એટલા માટે ઈમાન મુતહક્કક સાબિત ન થયું.

મઅરેફતના પણ બે પ્રકારો છે. એક મઅરેફતની સૂરત છે; બીજી મઅરેફતની હકીકત છે. જેવી રીતે ઈમાનની એક સૂરત છે અને એક હકીકત છે.

સૂરતે ઈમાન એ છે કે નફસે અમ્મારહના ઈન્કાર છતાં વલી ખુદાની તરફ ગર્વીદા થાય છે.

હકીકતે ઈમાન એ છે કે નફસે અમ્મારહ પોતાની પ્રાકૃતિક અમ્મારગી અને સરકશીને ત્યાગીને મુતમઈન્નહ થઈ જાય અને શનાસાઈ હાસિલ કરીને ગર્વીદા થઈ જાય.

આબિદ અને ઝાહિદને ઈમાને હકીકત ત્યારે નસીબ થશે જ્યારે તે મુકર્રબીનના મર્તબા સુધી પહોંચી જશે; અને એમના નફસ મુતમઈન્નહ થઈ જશે.

**આગાહી**

મકામ 'ફના અને બકાથી' મુરાદ છે.

# પત્ર ૯૨

## ☆ પ્રતિ : હાશિમ કશ્મી (રહ.)

કેટલાક ઓલિયાઅલ્લાહે ફરમાવ્યું છે કે,

'અમે અલ્લાહનો કલામ સાંભળ્યો છે; અને હમકલામ પણ થયા છે.'

આ વાત હઝરત ઈમામ જઅફર સાદિક રદિયલ્લાહો અન્હો અને હઝરત શૈખ અબ્દુલ કાદિર જીલાની રહમતુલ્લાહિ અલૈહથી સાબિત છે.

પરંતુ કલામે હક તઆલા બેચૂં છે. અને એને સાંભળવું પણ બેચૂં છે. ચૂંને બેચૂંની તરફ રસ્તો નથી એટલે કલામે હક સાંભળવો; આ (ભૌતિક) કાનને સાંભળવાનું કામ નથી; બલ્કે રૂહાની કાનનું કામ છે કારણ કે તેમાં બેચૂનિયત છે.

કલામે હક ઈલકાના તૌર પર છે. એમાં હુરૂફ, કલેમાત અને અવાજ નથી. એ તે કાન છે જેમણે રોઝે અઝલમાં :

اَلَسْتُ بِرَبِّكُمْ

શું હું તમારો રબ નથી?

સાંભળ્યું અને એના જવાબમાં :

بَلٰى شَهِدْنَا

હાં, અમે શહાદત આપીએ છીએ.

અર્ઝ કર્યું.

**આગાહી**

હઝરત શાહ ગુલામ અલી સાહબ જેઓ હઝરત મિર્ઝા જાને-જાનાં શહીદ રહમતુલ્લાહિ અલૈહના ખલીફાએ અઅઝમ છે તેમણે પણ 'દુર્રુલ મઆરિફ' કિતાબમાં ફરમાવ્યું છે કે,

મેં બે વખત કલામે હક સાંભળ્યો છે પરંતુ તે કલામમાં ન હર્ફ છે; ન કલેમહ છે, ન અવાજ છે.'

એક વખતે મેં (મકતૂબાત શરીફનો) ખૂલાસો કરનાર, હકીર (મુહમ્મદ હિદાયત અલીએ) પણ કલામે હક તઆલા સાંભળ્યો છે. તેની કેફિયત કોઈ પણ મિસાલથી બયાન કરી શકાતી નથી.

# પત્ર ૯૩

## ☆ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)

'તઅય્યુને અવ્વલ' હઝરત ઈબ્રાહીમ અલૈહિસ્સલામનો રબ છે અને તેમની ખલ્કતનો મબ્દાયે તઅય્યુને વુજૂદી છે. અને એ પણ માલૂમ થયું કે આ તઅય્યુનનું કેન્દ્ર જે એના તમામ અંશોમાં સર્વોત્તમ અંશ છે અને અસલની સાથે અકરબીય્યતની નિસ્બત ધરાવે છે તે હઝરત હબીબે ખુદા સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમનો રબ અને એમનો અને એમની મુહબ્બતનો મબ્દાએ તઅય્યુન છે.

કેન્દ્રથી વર્તુળની રચના થાય છે. વર્તુળનું મૂળ કેન્દ્ર છે. એટલા માટે હુઝૂર અલૈહિસ્સલાતો વસ્સલામે ઈરશાદ ફરમાવ્યો છે :

'અવ્વલો મા ખલકલ્લાહો નૂરી'
સૌથી પ્રથમ ખુદાએ મારા નૂરને પૈદા કર્યું.

કેન્દ્ર વિના વર્તુળ હોઈ શકતું નથી. એટલા જ માટે હદીસે કુદસીમાં વારિદ છે :

'લવલાક લમા ખલકતુલ અફ્લાક વ લમા
અઝહર્તુર્રૂબૂબિય્યતિહી.'
અગર તું ન હોતે તો હું આસમાનોને પૈદા ન
કરતે અને પોતાની રબૂબિયતને જાહેર ન કરતે.

એટલા જ માટે વિલાયતે મુહમ્મદી (સલ.) જેનો મનશા મુહબ્બત છે; તે વિલાયતે ખલીલીનું કેન્દ્ર છે; કે જેનો મનશા

ખુલ્લત છે. વિલાયતે ખલીલી; અવ્યલીય્યત છતાં વિલાયતે મુહમ્મદી (સલ.) ના અને ઝાતે હકના દરમિયાન હાઈલ નથી કારણ કે વર્તુળનું કેન્દ્ર વર્તુળના કરતાં સબકતે ઝાતી ધરાવે છે.

મુહિબ્બીય્યત વિલાયતે મુસવી (અલ.)નો મબદાઅ છે. મેહબૂબિય્યત વિલાયતે મુહમ્મદી (સલ.) નો મબદાઅ છે. એટલે વિલાયતે ખલીલી (અલ.) અને વિલાયતે મૂસવી (અલ.) ના કરતાં વિલાયતે મુહમ્મદી (સલ.) ઝાતે હકથી અકરબ છે.

**આગાહી**

તમામ વિલાયતો અને તમામ કમાલાત ભલે તે વિલાયતના હોય કે નુબુવ્વતના હોય, એ સર્વને હુઝૂર નબીયે કરીમ અલૈહિસલાતો વત્તસલીમના વાસ્તા વિના તરક્કી પ્રાપ્ત થતી નથી. હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદ અલ્ફેસાની રહમતુલ્લાહિ અલૈહ, પોતાના પત્રોના પ્રથમ ભાગમાં પત્ર નં. ૨૯૪માં ફરમાવે છે :

હુઝૂર નબીયે અકરમ સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમને તજલ્લીયે ઝાત બે-પર્દાએ સિફાત હાસિલ છે. અને જે કોઈને તજલ્લીયે ઝાતમાં હિસ્સો મળે અથવા તકર્રુબે બેકૈફ થાય; ભલે હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલામ હોય કે અકમલ ઔલિયા હોય; તમામ હુઝૂર અલૈહિસ્સલાતો વસ્સલામના તુફૈલી છે. ખાલિક અને મખ્લૂકના દરમિયાન બરઝખે કુબરા (મહાન માધ્યમ) હુઝૂરની જ ઝાતે મુકદ્દસ છે. અલૈહિસ્સલાતો વસ્સલામ.

## પત્ર ૯૪

☆ **પ્રતિ : હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ (રહ.)**

આ મુબારક પત્રના લગભગ તમામ મઆરિફ અને વિષયોનો ખુલાસો પત્ર-૯૩માં આવી ગયો છે. હાં, નીચેની બાબત આ મુબારક પત્રમાં વધારે છે કે :

જે પ્રમાણે વિલાયતે મુહમ્મદી (સલ.) વિલાયતે ઈબ્રાહીમી (અલ.)થી ઉચ્ચ છે અને વિલાયતે ઈબ્રાહીમી (અલ.)નું મરકઝ (કેન્દ્ર) છે એ પ્રમાણે વિલાયતે મુહમ્મદી (સલ.)નું કેન્દ્ર વિલાયતે અહમદી (સલ.) છે; જેને ઝાતે હકથી તમામ વિલાયતોના મુકાબલામાં વધારે કુર્બ પ્રાપ્ય છે.

વિલાયતે મુહમ્મદી (સલ.)માં મેહબૂબિય્યત છે તો વિલાયતે અહમદી (સલ.)માં મેહબૂબિય્યતે સિર્ફ છે.

આ વિલાયતના કમાલાત અને ખૂબીઓ આ અલ્ફેસાની (દ્વિતીય હજાર વર્ષ)માં મારી ઝાતથી અલ્લાહ જલ્લ શાનુહૂએ જાહેર ફરમાવી છે. એનાથી એ મકસૂદ નથી કે આ વિલાયતમાં મને હુઝૂર (સલ.)ના મુકાબલામાં કોઈ ફઝ્લ યા મસાવાત (સમાનતા, સમકક્ષતા) પ્રાપ્ય છે. એ વાત હરગિઝ નથી. જ્યારે હુઝૂર (સલ.)ની મસાવાત પૈગમ્બરોને નસીબ નથી તો ઔલિયાની શી હકીકત છે?! કે તે હુઝૂર (સલ.)ની ઝાત અને સિફાતની સાથે કોઈ પ્રકારની મસાવાત કરી શકે!

જે કંઈ મેં નવા મઆરિફ બયાન કર્યાં છે તે હુઝૂર (સલ.)ના જ પાક સીનાની નેઅમત છે; જેનો ઈઝહાર આ અલ્ફેસાની (દ્વિતીય હજાર વર્ષ)માં થયો છે.

એની મિસાલ એવી છે કે કોઈ ગુલામ શાહી ખઝાનામાંથી રૂપિયા લઈને બાદશાહના માટે નવા નવા પોશાક તૈયાર કરે અને બાદશાહ તેને પોતાના શરીર પર ધારણ કરે તો એ ગુલામ અને રૂપિયા સર્વ બાદશાહના છે. ગુલામની એમાં કઈ ખૂબી છે?! બલ્કે આ ખિદમત ગુલામીના હકની અદાયગી છે.

**આગાહી**

હુઝૂર નબીયે અકરમ સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમે પોતાની હયાતે પાક (મુબારક જિંદગી)માં ઈરશાદ ફરમાવ્યો હતો કે,

'મને રૂમ અને શામ દેશોની ફતેહની ચાવીઓ મળી ગઈ છે'.

જોકે એ દેશો હુઝૂર (સલ.)ના ઝમાનામાં ફતેહ ન થયા બલ્કે હઝરાતે ખુલ્ફાએ રાશેદીન રિદવાનુલ્લાહિ અન્હુમની ખિલાફતના વખતે ફતેહ થયા તો એ ખુલ્ફા (રદિ.)ની ફતેહ ઐન હુઝૂર (સલ.)ની ફતેહ છે સલ્લલ્લાહો અલૈહિ વ આલિહી વ અસ્હાબિહી વસલ્લમ.

એ જ પ્રમાણે હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદ અલ્ફેસાની રહમતુલ્લાહિ અલૈહિએ જે નવા મઆરિફ અને નવા મકામાત બયાન ફરમાવ્યા છે તે અલીફથી યે સુધી (આરંભથી અંત સુધી) સર્વ હુઝૂર (સલ.)ના જ અગાધ અને અસીમ દરિયાના ઝરણાંઓ અને નહેરો છે.

બલ્કે હું કહું છું કે મખ્લૂકાતમાં જે કંઈ કમાલાત અને ખૂબીઓ છે; ભલે અર્શમાં હોય કે ફર્શમાં; અંબિયા અલૈહિ-મુસ્સલામમાં હોય કે ઔલિયાએ કિરામમાં; યા ફરિશ્તાઓમાં હોય કે જિન્નાતોમાં; એ તમામ હબીબે ખુદા સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમના કમાલાતના પરતવ (કિરણો) છે. હુઝૂર (સલ.)ના તમામ કમાલાત ઝાત અને સિફાતે હકના પરતવ (કિરણો) છે.

એની દલીલ એ છે કે તમામ આલમની ચીઝોનું વુજૂદ હુઝૂર (સલ.)ના નૂરે અકદસથી છે. હુઝૂર (સલ.)ના નૂરે અકદસમાં અગર આ કમાલાત ન હોત તો ખલ્કમાં એનો ઈઝહાર જ ન હોત.

દાખલા તરીકે ખસખસના બીજમાં અગર ખસખસના વૃક્ષ, ફૂલ, રંગ અને ફળનું વુજૂદ ન હોતે તો એમનો ઝહૂર કેવી રીતે થતે?! એ જ પ્રમાણે હુઝૂર (સલ.)ના નૂરે મુકદ્દસમાં પણ આ તમામ કમાલાત; જે આલમમાં છે; તે ન હોત તો મખ્લૂકમાં ઝુહુર ન થતે.

સૂરતો શકલો શમાઈલ, હરકાતો સકનાત;
સૂરત, શિકલ, અખ્લાક, સંસ્કાર અને વાણી-વર્તન,

આંચે ખૂબાં હમહ દારંદ, તૂ તન્હા દારી.
એ ખૂબીઓ અન્યો છૂટક છૂટક ધરાવે છે; જ્યારે હે રસૂલલ્લાહ (સલ.)! એ તમામ ખૂબીઓ આપ (સલ.)માં એક સાથે છે.

# પત્ર ૯૫

## ☆ પ્રતિ : મૌલાના મુહમ્મદ સાલિહ કોલાબી (રહ.)

આ ફકીરની વિલાયત વિલાયતે મુહમ્મદી (સલ.) અને વિલાયતે મૂસવી (અલ.)ની તરબીયત યાફતા છે અને એ બંને બુઝુર્ગવારોના તુફેલ નિસ્બતે મેહબૂબી અને નિસ્બતે મુહિબ્બીથી મુરક્કબ છે.

મેહબૂબોના રઈસ (સરદાર) હઝરત મુહમ્મદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમ છે અને મુહિબ્બોના સરદાર હઝરત મૂસા કલીમુલ્લાહ અલૈહિસ્સલાતો વસ્સલામ છે. પરંતુ હુઝૂર ખાતિમુર્રુસુલ અલૈહિસ્સલાતો વસ્સલામની મુતાબિઅત (તાબેદારી) ના કારણે મારી વિલાયતની સાથે ઓર જ કારોબાર મુતઅલ્લિક છે.

જો કે આ વિલાયતની અસલ આપણા પૈગમ્બર અલૈહિસ્સલાતો વસ્સલામની વિલાયત, વિલાયતે મુહમ્મદી (સલ.) છે. જેનો મનશાઅ બિલઈસાલત મેહબૂબિય્યતે શિર્ફની નિસ્બત છે. પરંતુ વિલાયતે મૂસવી (અલ.)ની અસલ પણ બિલઈસાલતે મુહિબ્બિય્યતે સિર્ફથી પૈદા થઈ છે; અને તે આ વિલાયતની સાથે મળી ગઈ છે એટલા માટે એના રંગથી પણ રંગાઈને ઓર જ હયઅત (સૂરત) પૈદા કરી લીધી છે. બલ્કે એક ઓર જ હકીકત બની ગઈ છે અને ઓર જ ખૂશખબરી આપી છે અને અલગ નતીજો પૈદા કર્યો છે એમ કહી શકાય. કોઈએ કેટલું સરસ કહ્યું છે :

અઝીં અફ્યૂન કે શાકી દર મય અફગંદ,
સાકીએ શરાબમાં જો અફીણ મેળવી દીધું તો,

હરીફાંરા ન સર માનદ વ નહ દસ્તાર.
હરીફોના સાન-ભાન કંઈ બાકી ન રહ્યા.

તે કારોબાર જે આ વિલાયતથી વાબસ્તા છે. તે અગર થોડોક પણ જાહેર કરવામાં આવે; યા તે મામલાઓ જે આ બંને વિલાયતોના વિશે છે તે બાબતમાં અગર ઈશારાના તૌર પર પણ બયાન કરવ.માં આવે તો —

'કુતિઅલ બલઉમુ વ ઝુબિહલ હલ્કૂમુ'
ગળું રહેંસી નાંખવામાં આવે અને કતલ કરી દેવામાં આવે.

હઝરત અબૂ હુરયરહ રદિયલ્લાહો અન્હોએ હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમથી ગ્રહણ કરેલા કેટલાક ઉલૂમના ઈઝહાર બાબતમાં ફરમાવ્યું છે કે,

'અગર હું તેને જાહેર કરું તો લોકો મને કતલ કરી નાંખે.'

તો પછી બીજાઓની શી મજાલ છે કે જાહેર કરે! એ હક તઆલાના પોશીદા (છૂપા) અસરાર (ભેદ) છે જે પોતાના અખસ્સુલ ખવાસ (ખાસોમાં પણ ખાસ) બંદાઓ પર જાહેર ફરમાવે છે અને નામહરમ (અનાધિકારી)ને એ અસરારની નજીક ફરકવા પણ નથી દેતા.

હુઝૂર (સલ.)એ કમાલે રેહમતથી હઝરત અબૂ હુરૈરહ (રદિ.) વગેરેની સમક્ષ (એ ઉલૂમ બયાન) ફરમાવ્યા અને તેમનામાં સાંભળવાની કાબેલિયત તથા ઈસ્તેઅદાદ (સામર્થ્ય) સમજીને એ બહુમૂલ્ય અને નાયાબ (અલભ્ય) મોતીઓને એમના પર તસદ્દુક અને ઈશાર ફરમાવ્યા (લુંટાવ્યા). પરંતુ મારા જેવો બેસરો સામાન મુફલિસ આ અસરારના ઈઝહારથી ડરે છે; જોકે હું પોતાને આ અસરારને લાયક સમજતો નથી. પરંતુ—

'બર કરીમા કારહા દુશ્વાર નીસ્ત'
અલ્લાહ તઆલાની કરીમ ઝાતના માટે એ કામ મુશ્કેલ નથી.

એ ઉક્તિ પ્રમાણે (એના) ફઝલ અને રેહમત એવાં જ હોવા જોઈએ. આ કરમ આપણા (માનવીના) હકમાં આજથી જ નથી બલ્કે તે દિવસથી છે જ્યારે કે—

આપણી (માનવીની) મુશ્તે ખાક (મુઠ્ઠીભર માટી)ને ઝમીનથી લઈને પોતાનો ખલીફા બનાવ્યો.

(માનવીને) પોતાનો નાયબ બનાવીને તમામ ચીઝોનો કય્યૂમ બનાવ્યો.

એને વાસ્તા વિના તમામ ચીઝોના નામ શીખવ્યા.

ફરીશ્તાઓ જે તેના (ખુદાના) મુકર્રમ અને બુઝુર્ગ બંદા છે; તેઓને તેના શાગિર્દ બનાવ્યા.

આ બુઝુર્ગી છતાં એની આગળ સિજદો કરવાનો (ફરિશ્તાઓને) હુકમ ફરમાવ્યો.

ઈબ્લીસ જે 'મુઅલ્લિમુલ મલકૂત'ના લકબથી મશહૂર હતો તથા તાઅત અને ઈબાદતમાં આલી શાન ધરાવતો હતો; તેણે જ્યારે સિજદાથી ઈનકાર કર્યો તો તેને મલઉન અને મર્દૂદ કરી દીધો.

આ મુશ્તે ખાકને (માનવ)ને એટલા પ્રમાણમાં હિમ્મત અને કુદરત બખ્શી કે એણે તે બારે અમાનતને ઊઠાવી લીધો કે જે બારે અમાનતને ઊઠાવવાથી જમીન, આસમાન અને પહાડોએ ઈનકાર કરી દીધો હતો તથા ડરી ગયા હતા.

અલ્લાહ તઆલાએ એને તે કુવ્વત અર્પણ કરી જેના કારણે એ પોતે ચૂં અને ચગૂં હોવા છતાં; જમીન અને આસમાનના પૈદા કરનારા બેચૂં અને બેચગૂં મૌલાની રૂયતની કાબેલિયત પૈદા કરી. જો કે પહાડ આટલો બધો સખત અને મજબૂત હોવા છતાં હક તઆલાની એક જ તજલ્લીથી ચૂરેચૂરા અને ધૂળધાણી થઈ ગયો.

તે ખુદાએ કદીમુલ એહસાન અને અરહમુર્રાહિમીન એ વાત પર કાદિર અને તવાના (સમર્થ અને શક્તિવાન) છે કે મારા જેવા પસમાન્દહને (પાછળ રહેલાં)ને સાબેકીન (આગળના, અગ્રેસરો)ના દરજ્જાત સુધી પહોંચાડી દે.

અગર પાદશાહ બર દરે પીર ઝન,
અગર બાદશાહ વૃદ્ધાના દરવાજે આવે તો,

બયાયદ તૂ અય ખ્વાજા સુબત મઝન.
હે ખ્વાજા! તું હરગિઝ પરેશાન થઈશ નહિ.

આદમી કેટલોયે કુર્બ અને વસ્લ સુધી પહોંચવાનો ખ્યાલ કરે પરંતુ ઝાતે હક વસ્લ અને ઈત્તિહાદથી બિલકુલ વરા-ઉલ-વરા અને મુનઝઝહ-વ-મુબર્રહ (ઉચ્ચાતિ ઉચ્ચ, પરમોચ્ચ) છે.

**આગાહી**

બેશક ઈલ્મે અસરારને કોઈ વાણી વડે જાહેર કરી શકાતો નથી. મૌલાના રૂમી રહમતુલ્લાહિ અલૈહ ફરમાવે છે :

હર કેરા અસરારે હક આમુખ્તન્દ,
જે કોઈને અલ્લાહ તઆલા પોતાના ભેદોથી જાણકાર કરે છે;

મુહર કરદંદ વ દેહાનશ દોખ્તંદ.
તે પોતાના મુખ પર મુહર લગાવી લે છે અને હોઠને સીવી લે છે. અર્થાત્ મૌન ધારણ કરી લે છે.

## પત્ર ૯૬

### ☆ પ્રતિ : હાશિમ કશ્મી (રહ.)

હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમ બે નામોથી નામાંકિત છે; અને એ બંને મુબારક નામો કુરઆને પાકમાં મોજૂદ છે. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે,

'મુહમ્મદુર્રસુલુલ્લાહ' (મુહમ્મદ (સલ.) અલ્લાહના રસૂલ છે.) અને હઝરત ઈસા (અલ.)ની બશારત (ના શબ્દો છે):
'ઇસ્મુહૂ અહમદ' (સલ.) (એમનું નામ અહમદ (સલ.) છે)

આ બંને નામો [મુહમ્મદ (સલ.) અને અહમદ (સલ.)]ની વિલાયત અલગ અલગ છે.

વિલાયતે મુહમ્મદી (સલ.) જો કે મકામે મેહબૂબિય્યતથી પૈદા છે પરંતુ મેહબૂબિય્યતે સિર્ફ એટલા માટે સાબિત નથી કે મુહિબ્બિય્યતની આમેઝીશ (મિશ્રણ) પણ ધરાવે છે. જો કે એ આમેઝીશ બિલ ઈસાલત એના માટે સાબિત નથી પરંતુ મકામે મેહબૂબિય્યતે સિર્ફની માનેઅ (અવરોધક) છે.

વિલાયતે અહમદી (સલ.), મેહબૂબિય્યતે સિર્ફથી પૈદા છે; જેમાં મુહિબ્બિય્યતની કોઈ આમેઝીશ નથી. આ વિલાયત પહેલી વિલાયતના કરતાં આગળ છે; તથા એક દર્જે મતલૂબથી નઝદીક-તર છે અને મુહિબ્બને નિહાયત જ મરગૂબ અને પસંદીદહ છે; કારણ કે જેટલા પ્રમાણમાં મેહબૂબિય્યત વધારે હોય છે તેટલા જ પ્રમાણમાં તેની ઈસ્તેગના અને બેનિયાઝી વધારે હોય છે. વળી મુહિબ્બની નઝરોમાં એટલા જ પ્રમાણમાં વધારે મેહબૂબિય્યત અને રઅનાઈ દેખાય છે તથા એટલા જ પ્રમાણમાં મુહિબ્બને પોતાની તરફ વધારે આકર્ષે છે અને પોતાનો ફરિફતહ કરે છે:

ન તનહા આફતમ ઝેબાઇએ ઉસ્ત,
નથી આફત મારી ઝેબાઈ તેની,

બલાયે મન ઝ ના પરવાઇએ ઉસ્ત.
બલાયે જાન છે, બેપરવાઈ તેની.

બલાથી મુરાદ ઈફરાતે ઈશ્ક (ઈશ્કની અધિકતા) છે.

સુબ્હાનલ્લાહ! અહમદ (સલ.) એક અજબ મહાન ઈસ્મ

(નામ) છે! જે મુકદ્દસ શબ્દો 'અહદ' અને 'મીમ'ના હલ્કા (વર્તુળ) થી બનેલો છે. એ આલમે બેચૂંમાં અલ્લાહ તઆલાના પોશીદહ (છૂપા) અસરાર (ભેદો)માંથી છે. આલમે બેચૂંમાં ગુંજાઈશ નથી કે આ છૂપા સિર્ર (ભેદ)ને હલકએ મીમ (મીમના વર્તુળ) સિવાય તઅબીર કરે (દર્શાવે). જો ગુંજાઈશ હોતે તો હક તઆલા એનાથી તઅબીર ફરમાવતે કે અહદ, અહમદ (સલ.) છે. જેનો કોઈ શરીક નથી.

મીમનું વર્તુળ તૌકે ઉબૂદિય્યત છે જેણે બંદાને મૌલાથી મુતમય્યઝ[1] કરી દીધો છે. એટલે બંદો તે જ મીમનો હલ્કો (વર્તુળ) છે અને અહદ (શબ્દ) એની તઅઝીમના માટે આવ્યો છે જેણે આં હઝરત સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમની ખુસૂસિયત અને ઈખ્તેસાસને જાહેર કરી છે:

ચું નામ ઈનસ્ત નામ આવર ચે બાશદ,
જ્યારે આવું નામ હોય તો એ નામવાળો,
મુકર્રમતર બૂદ અઝ હરચે બાશદ.
સર્વથી મુકર્રમ અને મુઅઝ્ઝીઝ હશે.

□

એક હઝાર વરસના સમયગાળાને ઉમૂરે ઈઝામ (મહાન કાર્યો) ના તગય્યુર (ફેરફાર)માં મોટી તાસીર છે. એટલે એક હઝાર વરસ પછી વિલાયતે મુહમ્મદી (સલ.)નો મામલો વિલાયતે અહમદી (સલ.)થી મળી ગયો. અને ઉબૂદિય્યતના બે તૌક નો મુઆમલો એક તૌકથી મુલહક (ભેગો) થઈ ગયો. યાને મુહમ્મદ (સલ.); અહમદ (સલ.) બની ગયા. અલૈહિસ્સલાતો વસ્સલામ.

એની શર્હ (વિવરણ) એ છે કે ઉબૂદિય્યતના બે તૌકથી મુરાદ 'મીમ'ના તે બે હલ્કા (વર્તુળ) છે જે મુબારક નામ મુહમદ (સલ.) માં આવેલાં છે.

● ૧ મુતમય્યઝ : અલગ

એ પણ શક્ય છે કે બે તૌકથી મુરાદ આં હઝરત (સલ.) ના બે તઅય્યુન હોય. જેમાંથી એક તઅય્યુને બશરી જસદી છે. બીજો તઅય્યુન રૂહી મલકી છે.

તઅય્યુને જસદીમાં જોકે મૌતના લાહિક થવાના સબબે ફરક થઈ ગયો છે. પરંતુ તઅય્યુને રૂહી ઓર કવી (બળવાન) થઈ ગયું છે.

સામાન્ય રીતે ફના અને બકાનો જે મરતબો મશહૂર છે તેમાં સિફાતે બશરી પોશીદા (ગુપ્ત) થઈ જાય છે; ફના થતી નથી. પરંતુ વિલાયતે અહમદી (સલ.) માં સિફાતે બશરી પણ ફના થઈ જાય છે.

વિલાયતે અહમદી (સલ.) માં બંદો બંદો રહે છે; બંદો હક (ખુદા) નથી થતો. પરંતુ બંદો હકથી ઘણો કરીબ થઈ જાય છે; અને મઅઈય્યતે હક વધારે હાસિલ કરી લે છે; તથા આ જહાનથી સંબંધ ઓછો થઈ જાય છે. એ જ કારણે હુઝૂર (સલ.)નો ઈલ્તેફાત (ધ્યાન) દુનિયાથી ઓછો થઈને ઝાતે હકની તરફ વધારે થઈ ગયો.

જ્યારે હુઝૂર (સલ.)નું ધ્યાન આ આલમથી ઓછું થઈ ગયું તો આ આલમમાં કુફ્ર અને બિદઅતનું અંધારું છવાઈ ગયું; તથા, સુન્નત અને ઈસ્લામનું નૂર માંદ (ઝાંખુ) થઈ ગયું.

**આગાહી**

ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદ અલ્ફેસાની રહમતુલ્લાહિ અલૈહના બયાન અને શર્હના કુરબાન જાઓ જેમણે કુફ્ર અને બિદઅતના વધારા અને નૂરે ઈસ્લામના ઘટાડાનું કેટલું સરસ કારણ ફરમાવ્યું છે!

આપ (રહ.) મિસાલના તૌર પર ફરમાવે છે કે જ્યારે બાદશાહ પોતાની પ્રજાના તરફથી ધ્યાન હટાવી લે અને બીજાની તરફ ધ્યાનીત થઈ જાય ત્યારે એ પ્રજાની શી હાલાત થાય!

**ફાયદો**

એ જ પ્રમાણે ઔલિયા અલ્લાહનું ધ્યાન ઈન્તેકાલ પછી આ

આલમથી ઓછું થઈ જાય છે અને ઝાતે હકની તરફ વધારે થઈ જાય છે. વલીના ઈન્તેકાલ પછી વલીથી વિલાયત છીનવી લેવામાં આવે છે એવું જે મશહૂર છે એની અસલિયત આ પ્રમાણે છે:

જે વલી આલમે દૂનિયાની વિલાયત પર મુકર્રર હોય છે જેમકે : કુત્બ, અબ્દાલ, અવતાદ... વગેરે. તેમના આ ઈન્તેઝામી ઉમૂરે આલમની વિલાયત તેમનાથી લઈ લેવામાં આવે છે અને તેમના બદલે બીજા ઝિન્દા બુઝુર્ગને મુકર્રર કરી દેવામાં આવે છે. પરંતુ એમની જે વિલાયત કુર્બે રબની છે તે વધારે કવી (બળવાન) થઈ જાય છે કારણ કે તઅલ્લુકે બશરી જસદી (માનવીય શારીરિક સંબંધ) તેમનાથી દૂર થઈ જાય છે; જે કુર્બે હકમાં હિજાબ (પરદા)નું કારણ હોય છે.

# પત્ર ૯૭

## ☆ પ્રતિ : સૂફી કુરબાન[1] (રહ.)

આ મુબારક પત્રના હેતુનું વિવરણ પત્ર-૬૮માં આવી ગયું છે.

# પત્ર ૯૮

## ☆ પ્રતિ : હાજી અબ્દુલ લતીફ[2] (રહ.)

ખૈર અને કમાલ તથા હુસ્ન અને જમાલ જ્યાં પણ છે; ત્યાં (તેના) વુજૂદની અસર છે જે મહઝ ખૈર છે. અદમે મહઝના આયનામાં તેનું જે ઝિલ્લી વુજૂદ, ઈન્ઈકાસના તૌર પર; ઝુહૂર પામ્યું છે; તેણે આ અદમે મહઝ, શર્રે મહઝના ઈશ્તેરાક[3]થી શરની સૂરત અખ્તિયાર કરી લીધી છે.

• ૧ આપ હઝરત મુજદ્દીદ સાહબ (રહ.)ના ખલીફા હતા.
૨ આપ ખ્વારઝમના વતની હતા.
૩ ઈશ્તેરાક : શિર્કત

# પત્ર ૯૯

## ☆ પ્રતિ : મીર મુઅમિન બલ્ખી (રહ.)

જે કોઈએ બંદાનો શુક્ર અદા ન કર્યો તેણે જાણે ખુદાનો શુક્ર અદા ન કર્યો. માવરાઉન્નહર[1]ના ઉલમાઓ અને મશાઈઓને :

'શુકરલ્લાહો સઅ્યહુમ'
અલ્લાહ તેમને તેમની કોશિશોનો બદલો અતા કરે.

તેઓના હુકૂક આપણા પર બલ્કે તમામ હિન્દુસ્તાનના મુસલમાનો પર એટલા પ્રમાણમાં છે કે લખાણ અને વાણીમાં આવી શકતાં નથી.

અહલે સુન્નત વલ જમાઅતના અકીદાઓ, ફિક્હ મઝહબની સિહહત અને તહકીક (બારીકીઓ) એજ બુઝુર્ગવારોની કોશિશોનું પરિણામ છે. તરીકએ આલિયહ સૂફિયહનો સુલૂક પણ એમની જ બરકતોથી પ્રાપ્ત થયો છે. ગરઝકે ઝાહિરી અને બાતિની ઉલૂમ એ જ બુઝુર્ગોના ફૈઝાનથી આપણને પહોંચ્યા છે.

જે લોકો 'મા વરા ઉન્નહર' (બુખારા વગેરે)ની તરફથી આવે છે તેમના મુખે માલૂમ પડે છે કે ત્યાંના ઉલમા અને સુલ્હા મારા ઉલૂમ અને મઆરિફનાં લખાણોને ધ્યાનથી અવલોકે છે અને પસંદ કરે છે. એનાથી મારી હિંમત અફઝાઈ થાય છે. અને કેટલાક મઆરિફ અને હાલાત લખવાની હિંમત અને સાહસ થાય છે.

કેટલાક પત્રોની નકલ મોકલવામાં આવે છે. ખાસ ખાસ વખતોમાં ફકીરનો 'ખાતિમહ બખૈર' થવા માટે દુઆ કરતા રહેશો.

● ૧ માવરાઉન્નહર : તુરાનનો મુલ્ક

આગાહી

હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદ અલ્ફેસાની રહમતુલ્લાહિ અલૈહ જેવા બુઝુર્ગ પોતાના મુરીદોથી પોતાના 'ખાતિમહ બખૈર' થવાની દુઆ ચાહે છે પરંતુ આ ઝમાનામાં મોટાભાગના મશાઈખ પોતાને ખુદાના મકબૂલ સમજીને મુરીદોના માટે દુઆ કરવા માટે તૈયાર છે પરંતુ મુરીદોથી પોતાના માટે દુઆ કરાવવાથી શરમ આવે છે. જોકે ખુદ હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમ સહાબા (રદિ.)ને જનાબે બારીમાં પોતાની દુઆની કબૂલિયતનો ઝરીયો બનાવ્યા કરતા હતા. અને તેમનાથી દુઆ ચ.હતા રહેતા હતા. મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે :

આં શનીદસ્તે કે ફખ્રે અંબિયા (અલ.),
મેં સાંભળ્યું છે કે ફખ્રે અંબિયા (અલ.),

ઉ ઝ મિસ્કીનાં હમી જોયદ દુઆ.
મિસ્કિનોથી પોતાના માટે દુઆ ચાહતા હતા.

□

આવા પીર જો પોતેજ તકબ્બુરના ફુગ્ગા બનેલાં હોય તો મુરીદોની શી ઈસ્લાહ કરી શકે છે?!

## પત્ર ૧૦૦

### ☆ પ્રતિ : શૈખ નૂરુલ હક (રહ.)

આપે પૂછ્યું છે કે,

હઝરત યઅકૂબ (અલ.), હઝરત યૂસુફ (અલ.) પર શા માટે ગર્વીદહ હતા? જોકે અલ્લાહ જલ્લ જલાલુહૂએ તેમની શાનમાં પોતાનો ખાલિસ અને ફહમીદહ બંદો હોવાનું ફરમાવ્યું છે એટલે ગૈરુલ્લાહની સાથે હઝરત યઅકૂબ અલૈહિસ્સલામની ગિરફતારી અકલે મઆશથી નામુનાસિબ જણાય છે.

જવાબ

હઝરત યૂસુફ અલૈહિસ્સલામની ખલ્કત અને હુસ્ન તેમજ જમાલ આ આલમના હુસ્ન અને જમાલ જેવાં નથી. બલ્કે એમનો જમાલ જન્નતીઓના જમાલના પ્રકારનો છે. અને એ પણ મશહૂદ થયું છે કે તેમનું હુસ્ન હૂર અને ગિલમાનની જેમ છે.

અલ્લાહ તઆલાના ફઝલથી આ વાત કશ્ફે સરીહથી માલૂમ થઈ છે કે હઝરત યૂસુફ અલૈહિસ્સલામનું વુજૂદ જો કે આ જહાન-માં પૈદા થયું છે પરંતુ આ જહાનના તમામ મૌજૂદાતના ખિલાફ એમનું વુજૂદ આલમે આખિરતથી છે. અને એમના વુજૂદને તરજીહ (અગ્રતા) આપીને તે હુસ્ન તેમજ જમાલના મઝહર બનાવ્યા છે; કે જે અસ્મા અને સિફાતના વુજૂદથી સંબંધ ધરાવે છે; જેમાં ખૈરના સિવાય શર નથી. જન્નતીઓને જે નસીબ થશે તે સર્વ કંઈ તેમને આપવામાં આવ્યું.

જેથી હઝરત યૂસુફ અલૈહિસ્સલામની સાથે ગિરફતારી હકીકત-માં ઝાતે હકની સાથે ગિરફતારી છે; કારણ કે જન્નત અને જન્નતીઓથી સંબંધ રાખવો એન રઝાયે હક છે. અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે :

'વલ્લાહુ યદઉ ઈલા દારિસ્સલામિ'.
અને અલ્લાહ તઆલા દારિસ્સલામ
(સલામતીના ઘરં) તરફ બોલાવે છે.

અને

'વલ્લાહો યુરીદુલ આખિરહ'.
અને અલ્લાહ તઆલા આખિરત ચાહે છે.

આ મતલબ પર હુજ્જત (દલીલ) સ્પષ્ટ છે. જે લોકોએ આખિરતની ગિરફતારીને મઝમૂમ (ખરાબ) સમજ્યા છે અને એની ગિરફતારીને ગૈરુલ્લાહની ગિરફતારી સમજી છે તમણે

આખિરત-ની હકીકતને પૂરી રીતે નથી જાણી. જો જાણતે તો ક્યારેય એવું ન કહે તે.

રાબિઆ (રહ.) બિચારી અગર જન્નતની હકીકતને પૂરી રીતે જાણતે તો તેને સળગાવવાની ફિકર ન કરતે. જો જન્નત રઝાયે હકનું સ્થાન ન હોતે તો ખુદાવંદ તઆલા ઈમાનદારોને એની તરફ શા માટે બોલાવતે?!

અલ્લાહ જલ્લ શાનુહૂ કેટલાક ઓલિયાને ફનાએ તામ પછી, એવું નૂરાની જિસ્મ (શરીર) અર્પણ કરે છે કે અદમની કૈદથી તેને છોડાવી દે છે; અને એનો ઐન અસર બાકી નથી રહેતો. એના પછી એને (તે) વુજૂદ બક્ષે છે કે જે આલમે આખિરતના વુજૂદની માનીંદ (જેવું) થઈ જાય છે.

હઝરત યૂસુફ અલૈહિસ્સલામ પહેલા વુજૂદમાં જ આ દૌલત-થા મુશર્રફ થયા છે. વલી અરસા (મુદ્દત) પછી બીજા વુજૂદ અને બીજી વિલાયતમાં મુશર્રફ થાય છે.

વળી હઝરત યૂસુફ અલૈહિસ્સલામની તે દૌલત જિબિલ્લી (હકીકી) અને પૈદાઈશી (જન્મજાત) હતી એટલા માટે અલ્લાહ તઆલાએ જાહેરી હુસ્ન પણ અર્પણ કર્યું.

વલીમાં આ હકીકત કસબના પછી હાસિલ થાય છે. એટલે નૂરે બાતિન પર કિફાયત કરી અને એના જાહેરી હુસ્નને આખિરતના માટે ઝખિરહ (જમા) રાખ્યું.

હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામના પછી આ પ્રકારનો દૌલતમંદ, અઝીઝુલ વુજૂદ, કમયાબ (દુર્લભ) છે. એવો બુઝુર્ગ જોકે હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલામનો તુફૈલી છે પરંતુ એ જ હઝરાતની ઈત્તેબાઅના સબબે એમની ખાસ દૌલતમાં શરીક છે.

ક્યારેક હુઝૂર (સલ.)ના અખસ્સુલ ખવાસ (ખાસોમાં પણ ખાસ) ઉમ્મતીને એવા એવા અસરાર (ભેદો) બયાન કરવામાં આવે છે કે તેનાથી હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામ પણ રશ્ક કરે છે. અને તેમનામાં શરીક થવાની આરઝૂ કરે છે. હુઝૂર અલૈહિસ્સલાતો વસ્સલામે પણ એની ખબર આપી છે.

પરંતુ એ ફઝલે જુઝવી છે. ફઝાઈલે કુલ્લી જનાબ હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામના માટે જ મખ્સૂસ છે. અને વલીને જે ફઝલે જુઝવી મળ્યો છે તે પણ હઝરાતે અંબિયા (સલ.) ની બદોલત અને તેમની ઈત્તિબાઅના સબબે મળ્યો છે. એટલે આ ફઝલે જુઝવી પણ હકીકતમાં હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામનો જ છે. વલી આ ફઝલે જુઝવીનો અમાનતદાર છે; ન કે માલિક,

હઝરત રસૂલે મુકર્રમ જનાબ મુહમ્મદુર્રસૂલુલ્લાહ સલ્લલ્લાહો અલૈહિ વ અસ્હાબિહી વસલ્લમના હુસ્ન અને જમાલ પરવરદિગારે આલમ જલ્લ શાનુહૂની મુહબ્બતનું કારણ છે. એ હુસ્ન અને જમાલના સબબે આં હઝરત સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમ ખુદાના મેહબૂબ થયાં છે.

હઝરત યૂસુફ અલૈહિસ્સલામ જોકે તે સબાહત (ખૂબસૂરતી) જે એમનામાં દેખાતી હતી તેના સબબે હઝરત યઅકૂબ અલૈહિસ્-સલામના મેહબૂબ હતા. પરંતુ આપણા પૈગમ્બર હઝરત ખાતિ-મુર્રુસુલ અલૈહિસ્સલાતો વસ્સલાગ તે મલાહતના કારણે; જે એમનામાં મૌજૂદ હતી; જમીન અને આસમાનના સર્જનહારના મેહબૂબ હતા. તથા જમીન અને આસમાનને એમના જ તુફૈલમાં પૈદા કર્યા છે.

અને આ વાત પણ જાહેર કરવા યોગ્ય છે કે પૈદાઈશે મુહમ્મદી (સલ.) તમામ અફરાદે ઈન્સાનની પૈદાઈશની જેમ નથી. બલ્કે અફરાદે આલમમાંથી કોઈ ફર્દની પૈદાઈશની સાથે નિસ્બત ધરાવતી

નથી. કારણ કે હુઝૂર અહમદે મુજતબા મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહો અલૈહિ વ અલા આલિહી વ અસ્હાબિહી વસલ્લમ ઉનસુરી (ભૌતિક) પૈદાઈશ છતાં હક તઆલાના નૂરથી પૈદા થયેલાં છે. હુઝૂર (સલ.) ખુદ ફરમાવે છે :

'ખુલિકતો મિન નૂરિલ્લાહ'
હું અલ્લાહના નૂરથી પૈદા થયો છું.

બીજાઓને આ દૌલત નસીબ નથી. હુઝૂર (સલ.)ની પૈદાઈશ આલમે ઈમ્કાનમાંથી નથી; બલ્કે તે આલમથી છે જેનો સંબંધ ચાર ભૌતિક તત્ત્વોની સાથે નથી; અને તે આલમ આ આલમના કરતાં ઉચ્ચતર છે. એ જ કારણે હુઝૂર (સલ.)નો પડછાયો ન હતો.

મશહૂદ થાય છે કે તે જ નૂર છે જેણે આલમે ઉનસુરી (ભૌતિક જગત)માં ઘણી પીઢીઓમાં અને ગર્ભાશયોમાં સ્થાનાંતર કર્યા પછી કેટલીક હિકમતો અને મસ્લેહતોના પ્રમાણે સૂરતે ઈન્સાની-માં, જે 'અહસનુત્તકવીમ' (સર્વશ્રેષ્ઠ સર્જન) છે; ઝુહૂર ફરમાવ્યો છે અને જેમનું મુબારક નામ મુહમ્મદ (સલ.) અને અહમદ (સલ.) છે.

અહમદ (સલ.)એ નામ અને અહદ એ નામમાં જે વાસ્તો અને કુર્બ છે તેમાં હિજાબ (પર્દા)ની ગુંજાઈશ નથી. આ કુર્બની તલાશમાં ઈલ્મ અને ઈદરાક બેકાર છે.

નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામના હુસ્નનો હાલ હશ્રના દિવસે પૂરેપૂરો માલૂમ પડશે, જે રૂયતનો મકામ છે. જે લોકો ત્યાં ખુદાને જોશે તેઓ જ હુઝૂર (સલ.)ના હુસ્ન અને જમાલને જોશે.

આ જહાનમાં હઝરત યૂસુફ અલૈહિસ્સલામને હુસ્નનો બે તૃતીયાંશ (⅔) હિસ્સો અર્પણ થયો અને બાકીનો એક તૃતીયાંશ (⅓) હિસ્સો સૌમાં તકસીમ થયો. પરંતુ આલમે આખિરતમાં

સમગ્ર હુસ્ન હુસ્ને મુહમ્મદી (સલ.) છે અને તમામ જમાલ જમાલે મુહમ્મદી (સલ.) છે, કે જે ખુદાયે તઆલાને મેહબૂબ છે.

એટલે પૈદાઈશે મુહમ્મદી (સલ.) હુદુસ[1] છતાં કિદ્દમે[2] ઝાતની તરફ મનસૂબ છે. અને એના અહકામ પણ વુજૂબે ઝાતે તઆલા સુધી મુન્તહી છે. અને એમનો હુસ્ન હુસ્ને ઝાતે તઆલા છે જેમાં હુસ્નના સિવાય કોઈ ચીઝનું મિશ્રણ નથી. એ જ કારણે એમની સાથે જમીલે મુત્લકની મુહબ્બતનો સંબંધ છે અને હક તઆલાના મેહબૂબ છે.

'અલ્લાહો જમીલુન વ યુહિબ્બુલ જમીલ'
અલ્લાહ સુંદર છે અને સુંદરતાને ચાહે છે.

આ વાત પણ જાહેર કરવા લાયક છે કે કુરઆને મજીદે નફસે અને ઈસ્મે સિફાતે ઈલાહી હકીકીય્યહથી ઝુહૂર પકડયું છે. એટલા જ માટે કુરઆન મજીદને કદીમ અને ગૈર મખ્લૂક કહે છે.

ઝુહૂરે મુહમ્મદી (સલ.)નો મંશા સિફાતે ઈઝાફિયહથી છે એટલા જ માટે એને હાદિસ અને મખ્લૂક કહે છે.

કઅબાયે રબ્બાનીનો મામલો આ બંને ઝુહૂરથી પણ વધારે અજીબ છે. ત્યાં સૂરતો અને શિકલોના લિબાસ વિના મઅની તંઝીહીનો ઝુહૂર છે કારણ કે જે કઅબા તરફ લોકો સજદહ કરે છે તે પથ્થર, માટી, છત, દીવાલ, વગેરેથી મુરાદ નથી. જો આ ચીઝો ન હોય તો પણ કઅબા કઅબા જ રહેશે. અને તમામ મખ્લૂક એ તરફ જ સજદહ કરશે. એ અજીબો ગરીબ વાત છે કે ત્યાં ઝુહૂરે હકીકતે કઅબા છે પરંતુ એની કોઈ સૂરત અને શિકલ નથી.

**સવાલ**

અલ્લાહ તઆલાએ ઈઝહારે મુહબ્બત હુઝૂર (સલ.)ના સિવાય બીજાઓ સાથે પણ ફરમાવી છે. જેમકે ઈરશાદ છે :

● ૧ હુદુસ : આદિ હોવાની સિફત
૨ કિદ્દમે : અનાદિ હોવાની સિફત

'વ યુહીબ્બુહુમ'
અને અલ્લાહ તઆલા તેમને દોસ્ત રાખે છે.

તો પછી હુઝૂર (સલ.) સાથેની મુહબ્બત અને હુઝૂર (સલ.) ના સિવાય બીજાઓ સાથેની મુહબ્બતમાં શું ફેર છે?

જવાબ

હુઝૂર રસૂલે અકરમ સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમની સાથે અલ્લાહ તઆલાને મુહબ્બતે ઝાતી છે અને બીજાઓની સાથે મુહબ્બતે સિફાતી છે. મુહબ્બતે ઝાતીમાં અને મુહબ્બતે સિફાતીમાં અસલ અને નકલનો ફરક છે.

આ વાત પણ સ્પષ્ટીકરણને પાત્ર છે કે વિલાયતે ખાસ્સએ મુહમ્મદી (સલ.)ની દૌલતમાં કોઈ શરીક નથી પરંતુ એટલું માલુમ પડે છે કે હુઝૂર (સલ.)ની તબ્લીઘ અને તકમીલના બાદ કંઈક બાકી રહી ગયું હતું. કેમકે કરીમોની દૌલતે ઝિયાફતના દસ્તરખ્વાનમાં ઝિયાદતી લાઝિમ છે; કે જેથી પસ ખુર્દહ (ખાતા વધેલું) ખાદિમોને નસીબ થાય.

ગરઝ કે તે બાકી રહેલ. આં હઝરત સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમની ઉમ્મતના દૌલતમંદોમાંથી એકને, પસ ખુર્દહના તોર પર અર્પણ કર્યું છે અને એને 'ખમીર માયહ' બનાવીને એના વુજૂદ અને ઝાતને એનાથી ગુંદયો છે. અને આં હઝરત (સલ.)ની તબઈય્યત અને વિરાસતના તોર પર હુઝૂર (સલ.) ની દૌલતે ખાસ્સહમાં શરીક કરવામાં આવ્યો છે.

'બા કરીમા કારહા દુશ્વાર નેસ્ત.'
અલ્લાહ તઆલાની કરીમ ઝાત
માટે એ કામો કંઈ મુશ્કેલ નથી.

આ બાકી વધેલું એ પ્રમાણે છે જેમકે હુઝૂર (સલ.) એ ઈરશાદ ફરમાવ્યો છે કે,

'ખજૂરનું વૃક્ષ હઝરત આદમ અલૈહિસ્સલામની બાકી વધેલી માટીથી પૈદા થયું છે.'

ફકીર, પસમાંદહમાં એ શક્તિ ક્યાં છે કે હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામના મઆરીફના અસરાર (ભેદો)ના વિશે કંઈક વાતો કરે પરંતુ—

'વલે ચું શાહ મરા બરદાશ્ત અઝ ખાક'
મને જ્યારે બાદશાહે ધૂળમાંથી ઊઠાવ્યો છે તો

સઝદ ગર બગુઝરાનમ સરઝ અફલાક.
મારું શિર આકાશથીય ઊંચું થવાને લાયક થયું છે.

મન આં ખાકમ કે અબ્રે નવ બહારી,
હું તે માટી છું કે જેના પર નવાંગંતુક વસંતના વાદળો,

કુનદ અઝ લુત્ફ બર મન કત્રહ બારી.
જેના પર કૃપા કરીને જલ-વર્ષા કરે.

અગર રૂયદ ઝ તન સદ સો ઝબાનમ,
જો મારા હરેક રૂવાંને વાચા હોય તો પણ,

ચું સબઝહ શુકે લુત્ફશ કે તવાનમ.
હું એની મહેરબાનીઓનો શુક્ર કરી શકું એમ નથી.

મેં ચાહ્યું હતું કે હુઝૂર રસૂલે કરીમ અલૈહિસ્સલાતો વત્તસલીમના હુસ્ન અને જમાલ તથા કમાલે મલાહતને બયાન કરું પરંતુ એને બયાન કરવાથી અસમર્થ છું. કારણ કે કુરઆને કરીમના 'હુરૂફે મુકત્તઆત'[1] સૌના સૌ હુઝૂર (સલ.)ના હકાઈકે અહવાલ અને દકાઈકે અસ્રારના રુમૂઝ અને ઈશારાત છે જે મુહિબ્બ અને મેહબૂબના દરમિયાન સાબિત છે.

ઉલમાયે રાસેખીનમાંથી કોઈક કોઈકને એ અસરાર અને

• ૧ હુરૂફે મુકત્તઆત : અલીફ-લામ-મીમ, યા-સીન...વગેરે

કેફિયતથી આગાહ કરવામાં આવે છે અગર તેઓ બયાન કરે તો દિયાનતના ખિલાફ છે. અગર તેઓ બયાન કરવા ચાહે તો હઝરત અબૂ હુરયરહ રદિયલ્લાહો અન્હોની હદીસ પ્રમાણે કતલ કરવાને લાયક ઠેરવવામાં આવે.

**આગાહી**

હુઝૂર નબીયે અકરમ સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમ નૂરે ખુદાથી પૈદા થયા તો ખુદ ખુદા જ એમના આશિક થયા. અને હઝરત યૂસુફ અલૈહિસ્સલામ બંદાના નૂર (નૂરે મુહમ્મદી) (સલ.)થી પૈદા થયા તો એમના આશિક બંદા (હઝરત યઅકૂબ અલૈહિસ્સલામ) થયા.

હઝરત યૂસુફ અલૈહિસ્સલામનું હુસ્ન, હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામના હુસ્નનું પરતવ (કિરણ) છે. જ્યારે હુઝૂર (સલ.)ના હુસ્નના પરતવ (કિરણ)ને જોવાની તાબ (શક્તિ) મિસરની મહિલાઓ લાવી ન શકી અને લીંબુ કાપવાના બદલે પોતાના હાથ કાપી લીધા અને ખબર ન પડી તો સુલતાનુલ અંબિયા (અલ.)ના હુસ્ને હકીકી અને મલાહત તથા જમાલ બિલકમાલને આ જહાંનમાં કોણ જોઈ શકે છે?

હશ્રના દિવસે જે આંખો ખુદાના દીદાર કરવાના લાયક થશે તે જ આંખો કિયામતના દિવસે હુઝૂર (સલ.)ના જમાલ બિલ કમાલને જોવાના લાયક થશે.

આ જહાનમાં સૂરતે મુહમ્મદી (સલ.)ને ખલ્ક (લોકો)એ જોયું છે પરંતુ હકીકતે મુહમ્મદી (સલ.)થી કોઈ વાકિફ નથી થયું. આ દલીલમાં આયતે શરીફ મોજૂદ છે :

تَرٰىهُمْ يَنْظُرُوْنَ اِلَيْكَ وَهُمْ لَا يُبْصِرُوْنَ

હે નબી (સલ.) તમે જુઓ છો કે તેઓ તમને જુએ છે; (પરંતુ ખરેખર) તેઓ તમને નથી જોતા.

□

હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદ અલ્ફેસાની રહમતુલ્લાહિ અલૈહિએ ફરમાવ્યું છે કે હુસ્ને યૂસુફ અલૈહિસ્સલામનો સંબંધ પેલા જહાનના હુસ્નથી છે; ન કે આ જહાનથી. આપના કોલ (વચનો)ની તસ્દીક (સમર્થન) આ પ્રમાણે થાય છે કે જે કોઈ હઝરત યૂસુફ (અલ.)ને જોતો હતો તે અનાયાસ કહેતો હતો:

'મા હાઝા બશરન ઈન હાઝા ઈલ્લા મલક કરીમુન'
આ કોઈ ઈન્સાન નથી (બલ્કે) આ તો કોઈ બુઝુર્ગ ફરિશ્તો છે.

□

એક દિવસે અમીરુલ મુઅમિનીન હઝરત અબૂબકર સિદ્દીક રદિયલ્લાહો અન્હોએ; જેઓ બેહતરીન રાઝદારે નુબુવ્વત અને અંબિયા (અલ.)ના પછી બેહતરીન મખ્લૂક છે. હુઝૂર (સલ.)ની તારીફ હુઝૂર (સલ.)ના રૂબરૂ કરી. અને તારીફ કર્યા પછી અર્ઝ કરી કે,

'હે રસૂલલ્લાહ (સલ.)! હુઝૂર (સલ.)ની જે કંઈ તારીફ મેં કરી છે તે એવી છે જેવી કે હઝરત મૂસા (અલ.)ના ઝમાનામાં ચરવાહાએ (ભરવાડે) બેતુકી (ઢંગઢડા વગરની) તારીફ અલ્લાહ જલ્લ શાનુહૂની કરી હતી.'

હઝરત મૌલાના રૂમી રહમતુલ્લાહિ અલૈહિએ હઝરત સિદ્દીકે અકબર (રદિ.)ના શબ્દોને આ પ્રમાણે ફરમાવ્યા છે:

હસ્ત ઈં નિસ્બત બ મન મદહો સના,
જો કે આ તારીફ મારી નઝદીક તારીફ અને પ્રશંસા છે;
હસ્ત ઈં નિસ્બત બ તૂ કદહો હિજા.
પરંતુ આપના બુલંદ મરતબાની તુલનામાં એ આપની બૂરાઈ અને વિકૃતિ કરવા સમાન છે.

હસ્ત મદહે મર્દે ચૌપાને સલીમ,
મારી તારીફ તે ભરવાડની તારીફ જેવી છે,

મર ખુદારા પેશે મૂસાએ (અલ.) કલીમ.
જેણે હઝરત મૂસા (અલ.)ના ઝમાનામાં કરી હતી.

# પત્ર ૧૦૧

☆ પ્રતિ : શૈખ અબ્દુલ્લાહ (રહ.)

આયતે કુરઆનીની તાવીલ (અર્થઘટન) તફસીરોના પ્રમાણે કરવી જોઈએ. યૂનાનના હકીમો (ચિંતકો)ના પ્રમાણે કરવી ન જોઈએ. કુરઆન શરીફમાં અકલે મઆદથી કામ લેવું જોઈએ; ન કે અકલે મઆશથી.

# પત્ર ૧૦૨

☆ પ્રતિ : મીર મુહમ્મદ નુઅમાન (રહ.)

આપે સુસ્તીને છોડીને અમલ કરવો શરૂ કરી દીધો હશે. દુનિયાની આ જિન્દગી ખેતી (કરવાનો) અને બીજ વાવવાનો સમય છે. માત્ર સૂવા, ખાવાનો સમય અને મોસમ નથી. અર્ધી રાત સૂવાના અને આરામના માટે નક્કી કરી લો અને અર્ધી રાત તાઅત અને ઈબાદતના માટે નક્કી કરી લો. જો એટલી હિંમત ન હોય તો રાતના ત્રીજા હિસ્સામાં ઊઠીને ઈબાદતમાં વિતાવો. અને કોશિશ કરો કે એમાં કમી ન થવા પામે.

લોકો સાથે જરૂરત પૂરતું જ હળવું-મળવું જોઈએ; નકામો સમય બગાડવો ન જોઈએ. તે પીર જે મુરીદોની સાથે વધારે હળતો ભળતો રહે છે; તે જાણે કે મુરીદોને ફૈઝાને સિલસિલાથી મેહરૂમ કરે છે.

આપ જિન્દગીની નેઅમતની કદર કરો.

# પત્ર ૧૦૩

☆ પ્રતિ : શૈખ હમીદ અહમદી (રહ.)

તુલ્બાને તઅલીમે તરીકહ આપવામાં આવે, તુલ્બા મોટા

પ્રમાણુમાં જમા થાય અને છતાં ગુરૂર પૈદા ન થાય એ વાત શુક્રને લાયક છે.

ખુદા સુધી પહોંચવાનો ખ્યાલ પકાવવો ન જોઈએ.

'હનોઝ દેહલી દૂર અસ્ત'
દિલ્હી હજી દૂર છે.

□

હનોઝ ઈવાંને ઈસ્તિગ્ના બુલંદસ્ત,
હજી તો ઈસ્તિગનાનો મહેલ ઘણો ઊંચો છે.

બફિકે મા રસીદન ના પસંદસ્ત.
ત્યાં પહોંચી ગયાનો ખ્યાલ કરવો પસંદ કરવા યોગ્ય નથી.

□

પોતાના વખતોને યાદે હકથી આબાદ રાખો અને પોતાના ઝાહિરને શરીઅતથી તથા બાતિન (અંતર)ને તરીકતથી શણગારેલા રાખો.

અગર તાલિબોમાં રૂશ્દ અને હિદાયત, અહવાલ અને મવાજીદ પૈદા થાય; ભલે ફના-બકા સુધી ન પહોંચ્યા હોય તો એ પણ ગનીમત છે અને આ વખતમાં અકસીરનો હુકમ ધરાવે છે.

## પત્ર ૧૦૪

### ☆ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.) અને ખ્વાજા મુહમ્મદ મા'સૂમ (રહ.)

આજે સવારની નમાઝ પછી એ માલૂમ થયું કે જે ખિલ્અત મને અર્પણ થયો હતો તે મારાથી લઈ લેવામાં આવ્યો અને બીજો ખિલ્અત અર્પણ કરવામાં આવ્યો.

મેં ચાહ્યું કે જે ખિલ્અત મારાથી લઈ લેવામાં આવ્યો છે તે ખિલ્અત મારા ફરઝંદ મુહમ્મદ મા'સૂમને અર્પણ થાય, તો

એના પછી મેં જોયું કે તે ખિલ્અત ફરઝંદ મુહમ્મદ મા'સૂમને અર્પણ કરવામાં આવ્યો છે.

તે ખિલ્અત જે મારાથી લઈ લેવામાં આવ્યો છે. માલૂમ થયું કે તે મન્સબે કૈયૂમિય્યતનો છે જે તરબિયત અને તકમીલથી સંબંધ ધરાવે છે.

જે નવો ખિલ્અત મને અર્પણ થયો છે. એનો મામલો જ્યારે તકમીલ સુધી પહોંચી જશે ત્યારે ઉમ્મીદ છે કે કમાલે કરમથી તે ફરઝંદ મુહમ્મદ સઈદને ઈનાયત કરવામાં આવશે. એ જ મારી દુઆ છે. અને કબૂલિયતની ઉમ્મીદ છે. જેની અસર પણ મેહસૂસ થાય છે અને ફરઝંદ મુહમ્મદ સઇદને એ દૌલતને લાયક જોઉ છું.

બર કરીમા કારહા દુશ્વાર નેસ્ત,
અલ્લાહ તઆલાની કરીમ ઝાત માટે એ કંઈ મુશ્કેલ કામ નથી.

નયાવુર્દમ અઝ ખાના ચીઝે નખુસ્ત,
હું પ્રથમ મારા ઘરેથી કંઈ પણ ચીઝ લાવ્યો નથી,

તૂ દાદી હમહ ચીઝ વ મન ચીઝ તુસ્ત.
મને જે કંઈ મળ્યું છે તે સર્વ તારા દરવાજેથી જ મળ્યું છે.

અલ્લાહ તઆલાની નેઅમતોનો શુક્ર એ છે કે ઈન્સાન પોતાના ઝાહિર અને બાતિન (બાહ્ય અને આંતરિક) અંગો તથા અવયવો અને શક્તિઓને ત્યાં ખર્ચ કરે કે જે હેતુના માટે અલ્લાહ તઆલાએ એને પૈદા કર્યાં છે. જો એ અંગો ન હોતે તો શુક્ર પણ અદા ન થતે.

જે મુશ્કેલી સામે હતી તે પણ હલ થઈ ગઈ છે. કદાચિત આ અમ્ર (કાર્ય)માં હઝરત ખ્વાજા મુઈનુદ્દીન રહમતુલ્લાહિ અલૈહની રૂહાનિયતનો પણ દખલ હશે.

# પત્ર ૧૦૫

☆ પ્રતિ : શૈખ હસન બર્કી (રહ.)

આપનો પત્ર મળ્યો. એનાથી તરક્કીયે દરજાતનો હાલમાલૂમ થઈને ઘણી ખૂશી થઈ. અલ્લાહ તઆલા આલા (ઉચ્ચ) મકામાત નસીબ કરે.

બિદઅતોને મિટાવવા અને સુન્નતોને ઝિન્દા કરવાથી બેહતર કઈ ચીઝ છે? જે કોઈ મુર્દા સુન્નતને ઝિન્દા કરે તેને એકસો શહીદોનો સવાબ મળે છે.

# પત્ર ૧૦૬

☆ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.) અને
ખ્વાજા મુહમ્મદ મા'સૂમ (રહ.)

આજે રાત્રે જોયું કે હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમે ફકીરના માટે ઈજાઝત નામહ લખ્યો છે; જેવી રીતે મશાઈખે કિરામની આદત છે.

તે વખતે એ પણ માલૂમ થયું કે આ ઈજાઝત નામામાં કંઈક નુકસ (ખામી) છે. તો ફરી એ ઈજાઝત નામાને હુઝૂર (સલ.)ની સામે રજૂ કરવામાં આવ્યો તો ફરી હુઝૂર રિસાલત પનાહ અલૈહિસ્સલાતો વસ્સલામે એ જ ઈજાઝત નામાની પાછળ લખ્યું. અને ઈજાઝત નામું લખ્યા પછી પોતાની મુહર એના પર લગાવી.

ઈજાઝત નામાનો મતલબ અને મઝમૂન એ છે કે ઈજાઝત નામું દુનિયાના બદલે આખિરતનું ઈજાઝત નામું આપવામાં આવ્યું છે. અને મકામે શફાઅતમાં નસીબ અતા ફરમાવ્યું છે.

મેં તે વખતે એ પણ જોયું કે હું અને હુઝૂર (સલ.) એક જ જગાએ છીએ અને બાપ બેટાની જેમ ઝિન્દગી વિતાવી રહ્યા

છીએ અને હુઝૂર (સલ.) તથા હુઝૂર (સલ.)ના અહલે બૈત (ઘરવાળાઓ) મારાથી અલાયદા નથી.

પછી હું હરમે મુતહરમમાં દાખલ થયો તો ઉમ્મહાતુલ મુઅમિનીનમાંથી હઝરત ખદીજતુલ કુબ્રા રદિયલ્લાહો અન્હા મારાથી હુઝૂર (સલ.)ના રૂબરૂ કોઈ કોઈ ખિદમતો ઘણી ખુશીથી લે છે અને ફરમાવે છે કે,

હું તારો ઈન્તેઝાર કરતી હતી.

અને એ પણ ફરમાવ્યું કે

હુઝૂર રિસાલત પનાહ (સલ.)ની ખુશનુદીના માટે જાત જાતના ભોજન રાંધવા જોઈએ.

## પત્ર ૧૦૭

### ☆ પ્રતિ : મુહમ્મદ અશરફ (રહ.)

આપે પૂછ્યું છે કે,

જ્યારે નિસ્બતે રાબ્તહ ઓછી થઈ જાય છે ત્યારે ઈબાદતોમાં મઝા નથી આવતી એનું શું કારણ છે ?

જવાબ

જે કાર્ય રાબ્તહના ફુતૂર (ખરાબી) નો સબબ છે તે જ ઈબાદતોની લિજ્જતમાં અવરોધક છે. ક્યારેક કબ્ઝનો સબબ હોય છે અને ક્યારેક ખતા અને લગ્ઝીશ (ભૂલચૂક)નું કારણ હોય છે.

કબ્ઝનું પ્રથમ કારણ મઝમૂમ (ખરાબ) નથી બલ્કે સુલૂકે તરીકતની જરૂરતોમાંથી છે.

બીજા કારણનો (ખતા અને લગ્ઝીશનો) ઈલાજ તોબા અને ઈસ્તિગફારથી કરવો જોઈએ. તોબા અને ઈસ્તિગફાર દરેક હાલમાં ફાયદાકારક છે.

# પત્ર ૧૦૮

## ☆ પ્રતિ : મુલ્લા તાહિર (રહ.)

કેટલાક ઔલિયાઓ સૂરતે મિસાલીથી હાલાત માલૂમ કરી લે છે; પરંતુ જ્યાં સુધી તેમની તે મકામાતમાં સૈર થઈ હોય યા મુનાસિબત હોય (ત્યાં સુધી માલૂમ કરી લે છે.)

આ સૈર મકામે રઝાની નિહાયત (અંત) સુધી છે. કોઈને મકામે રઝાથી ઉપર સૈર થાય છે; પરંતુ ત્યાં એને કંઈ માલૂમ થતું નથી. ન મિસાલી સૂરતોમાં ન બીજી કોઈ ચીઝોથી. એ આરિફને માત્ર મકામે ફોકથી હુસૂલ થવાનો ઈલ્મ થાય છે અને બાકી કંઈ નહિ.

# પત્ર ૧૦૯

## ☆ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ મા'સૂમ (રહ.)

આ આલમનો વુજૂદ મર્તબએ વહમ (આભાસી કક્ષા)માં છે. પરંતુ હક તઆલાએ પોતાની કમાલે કુદરતથી એને ઈસ્તકરાર[1] બખ્શ્યું છે. સાલિક ફનાના મકામ વેળાએ જુએ છે કે એનું વુજૂદ કોઈ ઈસ્તેકામતની સિફત નથી ધરાવતું, ન કોઈ સિફતે ખૈર તે પોતાનામાં જુએ છે એટલે અઝ રૂયે ઝૌકે વિજદાન પોતાની હરેક સિફતે ખૈરને વાજિબુલ વુજૂદની તરફ મનસૂબ કરીને પોતાને બિલકુલ બેકાર સમજે છે.

જેવી રીતે કોઈ શખ્સ કોઈનાથી કપડાં ઉછીના માંગીને પહેરી લે તો પોતાની જાણમાં એ કપડાં, કપડાંના માલીકના સમજીને પોતાને પોતાના ખ્યાલમાં નગ્ન પામશે જોકે નગ્ન નથી. એજ પ્રમાણે સાલિક પોતાની સિફાતને, ઝાતને, તમામ ખૂબીઓ અને

● ૧ ઈસ્તકરાર : સ્થિરતા, સ્થાયીત્વ

કમાલાતને અલ્લાહના તરફથી સમજે છે. અને પોતાને નગ્ન માણસની જેમ તમામ ખૂબીઓથી ખાલી સમજે છે.

જોકે તેનો આ ખ્યાલ ફના મરતબએ વહમમાં છે પરંતુ ઉપયોગી છે કારણ કે આલમનું વુજૂદ જ વહમ અને ખ્યાલમાં છે. આ ખ્યાલ જે મરતબએ વહમમાં કાયમ થયું છે એ જ યકીને કલ્બી ઝોક અને વિજદાનનો ઝરીયો છે; કે જે ગકસૂદે સુલૂક છે. રાહે સુલૂકમાં વહમ અને ખ્યાલના કરતાં વધારે ફાયદાકારક બીજી કોઈ ચીઝ નથી.

ખ્યાલ જ એક ચીઝ છે જે ગૈબુલ ગૈબના દકાઈક અને અસરારને પોતાના આયનામાં મુનકશિફ કરે છે. એ ખ્યાલનો જ સબબ છે કે હઝરતે વાજિબુલ વુજૂદ જલ્લ શાનુહૂએ એને આલમે મિસાલનો નમૂનો બનાવ્યો છે કે જે તમામ આલમો કરતાં વધારે વિશાળ છે. અહીં સુધી કે આલમે મિસાલમાં અલ્લાહ જલ શાનુહૂની સૂરત પણ બયાન કરી છે. ઉલમા અને સૂફીઓની એના પર એકમતી છે કે અલ્લાહ તઆલાનો મિસ્લ નથી પરંતુ મિસાલ છે.

## પત્ર ૧૧૦

### ☆ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ મા'સૂમ (રહ.)

આરિફ જ્યારે મકામાતે ઝિલ્લને પાર કરીને અસલ સુધી પહોંચે છે; ત્યારે તેનો તે ઈલ્મ જે ચીઝોથી સંબંધ ધરાવે છે; તે ઝિલ્લીય્યતની કૈદથી પાક થઈ જાય છે. ત્યારે આરિફને હક તઆલાની સાથે સાનેઈય્યત અને મસ્નૂઈય્યતની નિસ્બતના સિવાય બીજી કોઈ નિસ્બત સાબિત નથી થતી.

ઈલ્મે હુસૂલી[1]માં આલિમ હરેક ચીઝને પોતાની તરફ ખેંચે છે અને ઈલ્મે હુઝૂરી આલિમની આ કશિશ (ખેંચતાણ)થી પર

● ૧ ઈલ્મે હુસૂલી : જે ઈલ્મ બીજા પાસેથી શીખી શકાય તે દા. ત. વાંચવું, લખવું...વગેરે

હોય છે. એવા આરિફની મુહબ્બત હક તઆલાની મુહબ્બતની તરફ લઈ જાય છે. અને એવા આરિફનો બુગ્ઝ (અદાવત) હક તઆલાના બુગ્ઝનો સબબ બની જાય છે.

એ જ પ્રમાણે એ આરિફની તઅઝીમ અને તકરીમ હક તઆલાની તઅઝીમ અને તકરીમ છે. અને એ આરિફની તૌહિન અને બેઅદબી હક તઆલાની ઈહાનત અને બેઅદબી છે.

આં હઝરત સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમના અસ્હાબ (રદિ.)ને પણ હુઝૂર (સલ.)ની સાથે એ જ નિસ્બત છે. એટલા માટે સહાબા (રદિ.)ની મુહબ્બત અને બુગ્ઝ પણ હુઝૂર (સલ.)ની મુહબ્બત અને બુગ્ઝ સુધી પહોંચાડી દે છે.

હુઝૂર (સલ.)ના અહલે બૈત (રદિ.)ને પણ હુઝૂર (સલ.)ની સાથે એ જ નિસ્બત છે. પરંતુ એ નિસ્બતનો ઝુહૂર હઝરત અલી (રદિ.), બીબી ફાતમા ઝહરા (રદિ.) અને ઈમામ હુસૈન રદિયલ્લાહો અન્હુમમાં કામિલ તૌર પર છે; અને બાકી બાર ઈમામોમાં પણ એની અસર દેખાય છે. એમના સિવાય બીજા કોઈનામાં આ નિસ્બત મેહસૂસ થતી નથી.

## પત્ર ૧૧૧

### ☆ પ્રતિ : શૈખ નૂર મુહમ્મદ (રહ.)

**'કાબ કવસૈનિ'** (તો (બંને વચ્ચે) બે કમાનના જેટલું અંતર રહ્યું) ના મામલામાં જાહેરમાં મઝહરનો રંગ પૈદા થાય છે;

**'અવ અદના'** (એથી પણ નજીક (થયા))

ના ખિલાફ કારણ કે એમાં મઝહરનો કોઈ હુકમ અસરનો નથી રહેતો. એનું કારણ એ છે કે આ બીજો મરતબો જે હાસિલ થાય છે તે વુજૂબથી હાસિલ થાય છે. મકામ **'કાબ કવસૈનિ'**માં ઝિલ્લીય્યતનું મિશ્રણ બાકી રહે છે. અને મકામ **'અવ અદના'**માં ઝિલ્લીય્યત નથી રહેતી. એના પછી

'સુમ્મ દના ફતદલ્લા'
પછી તે નઝદીક આવ્યો અને હજી વધુ નઝદીક આવ્યો.

ના અસરાર (ભેદો) જાહેર થાય છે કે જેનો સંબંધ નુઝૂલ (ઉતરાણ)ની તરફ છે.

આગાહી

મકામ **'કાબ કવસૈનિ'**માં શબે મેઅરાજના કુર્બની ખબર છે.

**'અવ અદના'**માં નિહાયત કુર્બનો ઈઝહાર છે.

**'સુમ્મ દના ફતદલ્લા'**માં કુર્બે અતમ પછી અને 'અસરારે મુખ્તતમ'ની વકફિયત (જાણકારી) પછી નુઝૂલની ખબર છે.

# પત્ર ૧૧૨

## ☆ પ્રતિ : કાઝી અસલમ

અલ્લાહ તઆલા અહલે સુન્નત વલ જમાઅતના ઉલમાને તેમની કોશિશોનો બદલો અતા કરે, અલ્લાહ તઆલાની આઠ હકીકી સિફતો વિશે તેઓએ કેવું સરસ કહ્યું છે કે,

(એ) ન ઝાતે હક છે અને ન ગૈર ઝાતે હક છે.

તેમની એ મઅરેફત અકલથી પર છે કારણ કે તેઓએ નૂરે ફિરાસત અને હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામની મુતાબેઅતથી એને હાસિલ કરી છે.

# પત્ર ૧૧૩

## ☆ પ્રતિ : મુલ્લા સુલતાન સરહિંદી (રહ.)

અલ્લાહ જલ્લ શાનુહૂની સિફાત, જેવી કે હયાત, કુદરત, ઈલ્મ... વગેરે, જે હક તઆલાની ઝાત સાથે કિયામ ધરાવે છે તે કમાલે તનઝ્ઝુહ અને તકદ્દુસના કારણે સિફાતે મુમ્કિનની સાથે કંઈ નિસ્બત ધરાવતી નથી.

તમામ મુમ્કિનાતની સિફતો અર્ઝના જેવી છે જેનો કિયામ જૌહરની સાથે છે અને સિફાતે હક જૌહરના કિયામનો સબબ છે.

જે મકામમાં ઝાતે હક અને સિફાતે હકીકીય્યહ મુકદ્દસહ છે, જે ઝાતે હકથી કાયમ છે ત્યાં સિફાત અને ઈત્તેસાફ કંઈ સાબિત નથી. માત્ર નૂરજ નૂર છે. અને નૂર પણ બેચૂં છે.

# પત્ર ૧૧૪

## ☆ પ્રતિ : અજ્ઞાત શખ્સ

સિફાતે હકીકીયએ હક તઆલાને આપણે ઝાતે હકમાં સાબિત કરીએ છીએ પરંતુ આ વાતથી બારગાહે હક તઆલામાં કોઈ તઅય્યુન અને તનઝઝુલ પૈદા નથી થતુ. સિફાતે હકીકીયહ જો કે કમાલાતે ઝાતની તફસીલ છે પરતું એ તફસીલ અને ઈજમાલનો હુકમ સર્વથી અલગ છે. હકીકતમાં ઝાતે હક તફસીલ અને ઈજમાલ એ શબ્દો વગેરે સર્વથી પાક છે.

ફકીરની તહકીકમાં આ વાત પણ સાબિત છે કે ઈલ્મે હકમાં કોઈ મઅલૂમની સૂરત મુનકકશ નથી અને કોઈ સૂરતે મઅલૂમહની જગા નથી જ્યારે સિફતમાં કોઈ સૂરતે મઅલૂમહનો કોઈ નકશ નથી તો ઝાતે હકમાં કોઈ ચીઝનું વુજૂદ યા વુજૂદનો સંબંધ કેવી રીતે સાબિત થઈ શકે?

જ્યારે મુમ્કિનના ઈલ્મમાં, જે ઈલ્મીયહ સૂરતોના ઝિલાલની જેમ છે; તેમનુ કોઈ સ્થાન નથી તો એમની અસલમાં કોઈ સ્થાન સાબિત ન થાય તો કઈ તઅજજુબની વાત છે?

સિફાતે હકની અસરથી જૌહરનું વુજૂદ છે. જ્યારે અર્ઝ જૌહરનો ઐન નથી હોતો અને અર્ઝનું જૌહરની સાથે ઈલ્હાક નથી તો સિફાતે બારી તઆલામાં કોઈ ચીઝનુ કોઈ પ્રકારનું ઈલ્હાક, ભલેને તે નકશના પ્રકારનું જ હોય; કેવી રીતે થઈ શકે?

ઝાત અને સિફાતે હકનું હરેક મુમ્કિનની સાથે ભલે લતીફ હોય કે કશીફ, કોઈ સંબંધ નથી. અગર સંબંધ માનવામાં આવે તો માત્ર એટલો જ કે તે ખાલિક છે અને આ તેની મખ્લૂક છે.

કેટલાક સૂફીઓએ વુજૂદને ઐન ઝાતે સુબ્હાનુહૂ તસવ્વુર કરી છે અને વુજૂદના તઅય્યુનને લાતઅય્યુન સમજ્યા છે અને આ અતય્યુને તઅય્યુને ઈલ્મ અને ખારિજના માસિવા કહ્યું છે.

ફકીરના નઝદીક આ હકીકતે વુજૂદ ઝિલ્લીય્યતના તૌર પર ઈજમાલન તમામ ઝાતીય્યહ અને સિફાતીય્યહ કમાલાતનો જામેઅ છે. અને તઅય્યુને શાની મરતબએ જામેઆની તફસીલ છે.

મરતબાએ તફસીલમાં સૌથી પ્રથમ સિફતે હય (હયાત)નો સુબૂત છે જે તમામ સિફાતની જનેતા છે. આ સિફતે હયાતના પછી મરતબએ સિફતે ઈલ્મ છે. જે તમામ સિફાતની જામેઅ છે. અને બાકી તમામ સિફાત આ સિફતે ઈલ્મના અંશો છે.

હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામ અને મલાઈકાએ કિરામ (ફરિશ્તાઓ)નો તઅય્યુન, અસ્મા અને સિફાત છે; જે હરેક નુકસ (ખામી)થી પાક છે. એજ કારણ છે કે હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામ અને મલાઈકાએ કિરામ ગુનાહોથી પાક અને માસૂમ છે. અને બીજા ઈન્સાનોએ અસ્મા અને સિફાતના ઝિલાલ તથા હકીકતે મુમ્કિનહથી વુજૂદ મેળવ્યું છે એટલા જ વાસ્તે ખૈર અને શરથી સંયોજિત છે.

અલ્લાહ તઆલાએ મખ્લૂકને એટલા વાસ્તે પૈદા કરી છે કે પોતાના બંદાઓ પર એહસાન અને કરમ ફરમાવે; ન એ કે એમના ઝરીયાથી પોતાના અસ્મા અને સિફાતની તકમીલ કરે. ખુદાવંદ તઆલાની સિફાત તમામ કમાલાતો સહિત, બિઝાતિહી કાયમ છે. એમને ઝુહૂર અને મજહરની કોઈ જરૂરત નથી. ઝાત અને સિફાતે હકમાં ઈલ્મ અને મઅલૂમ ખુદ-બ-ખુદ (આપો આપ) છે. કોઈની મોહતાજ નથી. વળી તે પણ બેચૂનિયતની સાથે.

આલમની શી વિસાત છે કે તે સિફાતે હકના ઈજમાલની તફસીલ બને! જે કંઈ તઅય્યુનાતે વુજૂદી, ઈજમાલી હોય કે મુફસ્સલ, એ સૌ આ આલમે દુનિયાના મૌજૂદાતે મુમ્કિનહની સાથે મુનાસિબત ધરાવે છે. પરંતુ મૌજૂદાતે આખિરત આ મબાદીયે મઝકૂરહ પર વાબસ્તા નથી બલ્કે એમની મબાદીયે તઅય્યુનાતની ગર્દ (ધૂળ) સુધી મબાદીયે તઅય્યુનાતે આલમે દુનિયા પહોંચી શકતા નથી!

## પત્ર ૧૧૫

### ☆ પ્રતિ : મિર્ઝા હિસામુદ્દીન અહમદ (રહ.)

આપે પોતાનો ઈશ્તિયાક જાહેર કર્યો છે કે હું હરમૈન શરીફૈન-માંથી કોઈ એક મકામ પર રહું અને ત્યાં જ દફન થાઉં. આપ સર્વનું (ભેગા) જવાનું નઝર નથી આવતું. અગર આપ એકલા ચાલ્યા જાઓ તો બેહતર છે. ફકીર આપના એહલો અયાલ (કુટુંબીજનો) માટે દુઆ કરે છે; કે સમયની વિપત્તિઓથી ખુદા એમને સુરક્ષિત રાખે.

## પત્ર ૧૧૬

### ☆ પ્રતિ : ખ્વાજા અબૂલ મકારિમ (રહ.)

હક તઆલા આપને હદે એઅતિદાલ અને મર્કઝે અદાલત પર ઈસ્તેકામત અતા ફરમાવે.

એ કેટલી ઉચ્ચ દૌલત છે કે હક સુબ્હાનુહૂ તઆલા પોતાના કોઈક બંદાને કેટલીક બુઝુર્ગીઓથી મુમતાઝ ફરમાવીને પોતાના બંદાઓની હાજત રવાઈની કુંજી (ચાવી) તેને સુપ્રત કરે અને તેઓનો તેને જાયે પનાહ બનાવે!

વળી એ કેટલી ઉચ્ચ નેઅમત છે કે પુષ્કળ મખ્લૂકાતને, જેને અલ્લાહ તઆલા પોતાના કમાલે કરમથી પોતાની અયાલ (સંતાન) ફરમાવે છે તેને એ શખ્સને સોંપે અને તેમની તર્બીયત તેને સોંપે.

તે શખ્સ ઘણો જ સઆદતમંદ છે કે જે એ દોલતની ઈનાયત પર અલ્લાહની ઈબાદ અને હમ્દ કરે.

તે શખ્સ ઘણો જ હોશમંદ છે જે એ નેઅમતનો શુક્રિયા અદા કરે અને પોતાના માલિકની અયાલની ખિદમત ગુઝારી પોતાની સઆદત સમજે અને પોતાના મોલાના ગુલામ અને લોંડીઓની ખિદમત અને તર્બીયતને પોતાનો શર્ફ સમજે.

અલ્લાહનો શુક્ર છે કે તે તરફના લોકોની જીભ આપની તારીફથી તર છે.

# પત્ર ૧૧૭

## ☆ પ્રતિ : શૈખ ગુલામ મુહમ્મદ

સાહબે અવારિફ (અવારિફના કર્તા[૧]) રહમતુલ્લાહિ અલૈહિએ પોતાની કિતાબ 'અવારિફ'ના બીજા પ્રકરણમાં :

'ઈન્ન ફી ઝાલિક લ ઝિક્રા લિમન કાન લહૂ
કલ્બૂન અવ અલ્કસ્સમ્અ વહોવ શહીદ.'

એમાં નસીહત છે તે શખ્સના માટે જેનું દિલ હાજર છે.

અને જેણે કાનોને તે તરફ ધ્યાનિત કર્યા છે. એ આયતે કરીમા વિશે ફરમાવ્યું છે કે વાસ્તે (નામના એક મુફસ્સિરે) કહ્યું છે કે એમાં ખાસ કોમના માટે નસીહત છે. સૌના માટે નસીહત નથી. આ નસીહત તે લોકોના માટે છે કે જેઓના વિશે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે :

'અવમન કાન મયતન ફ અહયયનાહૂ'
જે મુર્દા હતા, અમે તેને ઝિન્દા કર્યો.

અને વાસ્તેએ એ પણ કહ્યું છે કે મુશાહિદહથી ફરામોશી

૧ સુહરવર્દીયા તરીકાના ઈમામ શૈખુશ્શુયૂખ શૈખ શિહાબુદ્દીન સુહરવર્દી (રહ.)

પૈદા થાય છે અને હિજાબો (પર્દાઓ)થી ફહમ હાસિલ થાય છે. અને તે લોકો અરબાબે તમકીન છે જેમને મુશાહિદહ અને ફહમ નસીબ છે.

આ નસીહત તે લોકોના માટે છે જેઓ ફના અને બકાથી મુશર્રફ છે; કારણ કે અહલે તલવીનના માટે ન ફના છે, ન બકા; ન ફનાની મૌત છે; ન બકાની ઝિન્દગી.

અવારિફના કર્તા શૈખ (શિહાબુદ્દીન) રહ.ની નઝદીક ફહમનો મકામ ગુફતગુ (વાતચીત) છે; સમાઅત (સાંભળવું) દિલનું (સાંભળવું) છે, બસર (દર્શન) કલ્બનું (દર્શન) છે; અને મુહા-દિસહ તથા મુકાલિમહથી મુરાદ હક તઆલાથી ગુફતગુ કરવું છે.

ફકીરની (મારી) નઝદીક આ વાત છે કે ફના અને બકા પછી હાલતે ઝુહૂલ (બેખબરી)માં બેખબરી નથી. ઐન ઝુહૂલમાં શુઉર (સભાનતા) છે.

'અવારિફ'ના કર્તા શૈખ શિહાબુદ્દીન સુહરવર્દી (રહ.)એ જે ફરમાવ્યું છે કે દુનિયામાં દિલ વડે કે આંખો વડે હક તઆલાને જોઈ શકતાં નથી અને એના પર ઈજમાએ ઉમ્મત છે; તે બિલકુલ સહિહ છે; કારણ કે સૂફીઓ જેને રૂયત (દીદાર) કહે છે તે ખ્યાલી રૂયત છે અને એ ખ્યાલી રૂયતથી સૂફીઓને યકીન અને તસ્કીન થઈ જાય છે.

સૂફીઓની નઝદીક આલમે મિસાલમાં હક (તઆલા)ની સૂરતને જોવું જાઈઝ રાખ્યું છે કે આલમે મિસાલની તે સૂરત ખ્યાલમાં જામી જાય છે. નહિતર હકીકતમાં ખુદા હરેક સૂરત અને શિકલથી પાક છે. જ્યારે આરિફ ઝાતે હકથી વાસિલ થાય છે ત્યારે કોઈ મિસાલી સૂરત કે શિકલ પણ મુતખય્યલ (ખ્યાલમાં) નથી હોતી; કારણ કે હક તઆલાની ઝાતની કોઈ સૂરત ન ખ્યાલમાં છે કે ન મિસાલમાં છે.

ફકીરની (મારી) નઝદીક ઝાતે હકનો જેમ કોઈ મિસ્લ નથી; તેમ કોઈ મિસાલ પણ નથી; કારણ કે સૂરતને હદ લાઝિમ છે; ભલે કોઈ પણ તરીકા પર હોય. અને ઝાતે હક હરેક કૈદ (બંધન) અને હદથી ઉચ્ચાતિ ઉચ્ચ છે.

ખુદાની હમ્દ છે જેણે આપણને સુલતાને ખ્યાલ અતા ફરમાવ્યો. જેના ઝરીયાથી આપણે તરક્કીનો અને તનઝ્ઝુલનો ઈદરાક કર્યો અને આપણા ખ્યાલના આયનામાં કમાલ અને મઆનીના અકસ (પ્રતિબિંબો) મુનક્કશ ફરમાવ્યા.

## પત્ર ૧૧૮

### ☆ પ્રતિ : મૌલાના અબ્દુલકાદિર અંબાલવી

હઝરત શૈખ શિહાબુદ્દીન સુહરવર્દી રહમતુલ્લાહિ અલૈહિએ પોતાની કિતાબ 'અવારિફ'ના બીજા પ્રકરણમાં :

'મા નઝઝલ મિનલ્કુર્આનિ આયતુન ઈલ્લા વલહા
ઝહરુન વ બત્નુન વલિકુલ્લિ હર્ફીન હદ્દુંવ વમત્લઉન.'

કુરઆને મજીદની હરેક આયતના માટે એક ઝાહિર છે અને એક બાતિન છે અને હરેક હર્ફના માટે એક હદ અને મતલઅ[૧] છે.

એ હદીસ શરીફ વિશે ફરમાવ્યું છે કે,

'હરેક આયત ખુદાના અવસાફની અમાનતદાર છે. એની તિલાવતથી નવી નવી તજલ્લિયાત જાહેર થાય છે અને ખુદાની અઝમત અને જલાલની ખબર આપે છે.'

ઈમામ જઅફર સાદિક રદિયલ્લાહો અન્હો ફરમાવે છે કે,

હું એક વખતે નમાઝમાં એક આયતને વારંવાર દોહરાવતો રહ્યો. પછી મેં તે આયતને મુતકલ્લીમથી સાંભળી. જ્યારે આરિફ પોતાના કાનોને ખુદાની તરફ લગાવે છે અને સંપૂર્ણ મુખાતબ

• ૧ મતલઅ : તુલૂઅ થવાની જગા, ઉદય સ્થાન,

થાય છે ત્યારે પોતાની અને ગૈરની ઝબાનને હઝરત મૂસા અલૈહિ-સ્સલામના ઝાડની જેમ જુએ છે. જ્યાંથી અલ્લાહ તઆલાએ :

'**ઈન્ની અનલ્લાહ**' (બેશક હું અલ્લાહ છું.)

નો ખિતાબ સંભળાવ્યો હતો.

□

(હઝરત ઈમામે રબ્બાની રહમતુલ્લાહિ અલૈહિની તહકીક એ છે કે) જ્યારે સૂફીના માટે નૂરે તૌહિદ ચમકે છે યાને જ્યારે સૂફી પર તૌહિદનો હાલ ગાલિબ થઈ જાય છે અને ગૈરનો શુહૂદ એની નિગાહથી દૂર થઈ જાય છે ત્યારે તે પોતાનાથી યા ગૈરથી જે કલામ સાંભળે છે; તેને તે અલ્લાહનો જ કલામ હોવાનું અને અલ્લાહનો જ કલામ સાંભળતો હોવાનું સમજે છે.

હઝરત મૂસા અલૈહિસ્સલામે ઝાડમાંથી જે કલામ સાંભળ્યો હતો તે બેશક અલ્લાહ તઆલાનો કલામ હતો. જો કોઈ એનાથી ઈન્કાર કરે તો કાફિર થઈ જાય છે.

ઝબાનોથી જે કલામ સાંભળવામાં આવે છે તે હકીકતમાં કલામે હક નથી. સૂફી, હાલના ગલબાના કારણે જો કે એને ખુદાનો કલામ ખયાલ કરે છે.

સૂફી જે કલામને સાંભળે છે અને સૂફી જેને પોતાના ખ્યાલમાં કલામે ખુદા સમજી રહ્યો છે; તેને કલામે ખુદા હોવાથી કોઈ ઈન્કાર કરે તો ઈન્કાર કરનાર કાફિર ન થશે. બલ્કે ઈન્કાર કરનાર સાચો હશે કારણ કે આ કલામ ઝબાનની હરકતથી અને મખારિજથી હાસિલ થયો છે.

મૂસા (અલ.)ના ઝાડના કલામ અને ઝબાનના કલામમાં ઘણો મોટો ફરક છે. મૂસા (અલ.)ના ઝાડનો કલામ હકીકી કલામ છે. ઝબાનનો કલામ તખય્યુલ (કલ્પના અને આભાસ)થી ખાલી નથી.

ખૂબ જ નવાઈની વાત છે કે અવારિફના કર્તા (રહ.)એ કલામે તખય્યુલી (ખયાલી કલામ)ને કલામે હકીકી બનાવી દીધો! જો કે

શેખ રહમતુલ્લાહિ અલૈહિએ પોતાની એ જ કિતાબ 'અવારિફ'માં બીજી જગાએ, સૂફીઓથી, હાલના ગલ્બાના કારણે, તૌહિદના જે કલામ ઉચ્ચારાયા છે તેનો ઈનકાર કર્યો છે.

બંદાની ઝાત અને સિફાત સર્વ હાદિસ છે અને હક (તઆલા)ની ઝાત અને સિફાત સર્વ કદીમ છે અને તનઝઝુલ તથા હુદૂસથી પાક છે. એટલે કદીમ અને હાદિસના હુકમને એક સરખા કરવા ઈશ્ક, તલવીનાત અને સુકરના ગલ્બાથી ખાલી નથી. પરંતુ હાલના ગલ્બાના કારણે કહેનારા ખુદાના દોસ્ત અને મુહિબ્બ છે.

હાલ અને સુકરના ગલ્બા વિના, (માત્ર) હાલ અને સુકરવાળાઓની (નકલ કરીને તેઓની) જેમ કલામ કરનારા લોકો ઈલ્હાદ અને ઝિન્દિકહમાં પડી ગયા.

ઈમામ જઅફર સાદિક રદિઅલ્લાહો અન્હોની તરફ મારો હુસ્નેઝન છે એટલા માટે હું કહું છું કે તેમની નઝદીક મુતખય્યલ અને મુતહક્કક પોશીદા નથી.

આગાહી

યાને ઈમામ જઅફર સાદિક રદિયલ્લાહો અનહો અસલી આવાઝને અને ઈન્સાનની નકલી આવાઝને સારી પેઠે જાણે છે. યાને આવાઝે હકમાં અને આવાઝે ખલ્કમાં ખુદાએ એમને તમીઝ (પરખ શક્તિ) અતા ફરમાવી છે.

## પત્ર ૧૧૯

### ☆ પ્રતિ : મૌલાના મૌદૂદ મુહમ્મદ (રહ.)

'અવારિફ' (કિતાબ)ના નવમા પ્રકરણમાં શેખ (શિહાબુદ્દીન સુહરવર્દી) રહમતુલ્લાહિ અલૈહિએ ફરમાવ્યું છે કે,

કેટલાક સૂફી હુલૂલ[૧]ને માનનારા છે. જેઓ હુલૂલને માનનારા છે; અલ્લાહ તઆલા તેમને ખ્વાર કરે. હઝરત બાયઝીદ બુસ્તામી અને મનસૂર હલ્લાજે હિકાયતના તૌર પર કહ્યું છે. અગર તેઓ પણ હુલૂલને માનનારા હોતે તો તેમને આપણે બુઝુર્ગ ન માનતે.

ફકીરની નઝદીક એ વાત છે કે તૌહીદના ગલ્બા વખતે 'મા સિવલ્લાહ' (ગૈરુલ્લાહ)ના પોશીદહ થઈ જવાથી આવી વાતો કહેવી જાઈઝ છે.

**'અનલ હક'** ('હું ખુદા છું.')

એ વચનોનો અર્થ એ છે કે:

'હું કંઈ નથી અને મોજૂદ હક તઆલા છે.'

એનો અર્થ એ નથી કે:

'હું હક તઆલાની સાથે મુત્તહિદ છું.' યા

'હું હક તઆલામાં હુલૂલ કરેલો છું.'

એવું કહેવું કુફ્ર છે.

## પત્ર ૧૨૦

### ☆ પ્રતિ : મીર મનસૂર (રહ.)

અલ્લાહ તઆલા આપને ઔલિયા અલ્લાહની મુહબ્બતમાં ઈસ્તેકામત અતા ફરમાવે; કારણ કે એમની મુહબ્બત સઆદતની પુંજી છે.

## પત્ર ૧૨૧

### ☆ એક પત્રની ઈબારતના સ્પષ્ટીકરણમાં

આપે કેટલીક વાતોનો ખુલાસો માંગ્યો છે. તે એવી વાતો છે

૧ હુલૂલ : એક ચીઝ બીજી ચીઝમાં એવી રીતે ભળી જાય કે બંને વચ્ચે ભેદ પારખી ન શકાય; અર્થાત્ બંદા અને ખુદાનું એકાકાર થઈ જવું, અદ્વૈત

જે લોકોની સમજમાં નથી આવતી. અને સમજમાં ન આવવાના કારણે તેઓ મોઅતરિઝ (વિરોધી) બને છે. જેથી એનો જવાબ લખવામાં આવે છે.

સૈરે મુરાદી અને સૈરે મુરીદીના ફરકને તે શખ્સ જાણી શકે છે જે સાહબે દિલ હોય. જે શખ્સ અનવારે હક (તઆલા)ના બરકાત અને ફુયૂઝથી વાકિફ નથી તે તમીઝ કરી શકતો નથી.

સૈર મુરાદીમાં ઈજતિબા[૧] છે.
સૈર મુરીદીમાં પોતાની કોશિશ છે.
સૈર મુરાદી મઅશૂકના જેવી છે.
સૈર મુરીદી આશિકના જેવી છે.

સૈર મુરાદી યાને ઇજિતબાએ સિર્ફ ખાસ કરીને હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામના માટે છે. પરંતુ કેટલાક ઓલિયાઓને હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલામના તુફૈલથી અને ઇત્તિબાઅથી ઇજિતબામાંથી કંઈક હિસ્સો નસીબ થાય છે.

'અવારિફ'ના કર્તા (હઝરત શિહાબુદ્દીન સુહરવર્દી) રહમતુલ્લાહિ અલૈહિએ પણ મજઝૂબ સાલિક અને સાલિકે મજઝૂબના બયાનમાં આ વાતનું સ્પષ્ટીકરણ કર્યું છે. એમાં મુરીદોનો રસ્તો ઈનાબત[૨]નો રસ્તો અને મુરાદોનો રસ્તો ઈજતિબાનો રસ્તો ફરમાવ્યું છે.

'અલ્લાહો યજતબી મંય્યશાઓ વ યહદી
ઇલૈહિ મંય્યોનીબ.'

અલ્લાહ તઆલા (તેને) બરગુઝીદહ કરે છે જેને (તે) ચાહે છે અને જે શખ્સ તેની તરફ રુજૂઅ કરે (છે) તેને (તે) પોતાની તરફ હિદાયત આપે છે.

મોલાના (રહ.) ફરમાવે છે :

• ૧ ઈજતિબા : કશિશે રબ, અલ્લાહનું આકર્ષણ
૨ ઈનાબત : ખુદાની તરફ રુજૂઅ કરવું, દુઆ માંગવું

ઈશ્કે મઅશૂકાં નિહાનસ્તો સતીર
મઅશૂકોનો ઈશ્ક પર્દામાં છૂપાયેલો છે,

ઈશ્કે આશિક બા સદો તબલો નફીર.
પરંતુ આશિકોનો ઈશ્ક ધૂમ મચાવી દે છે.

લૈક ઈશ્કે આશિકાં તન ઝહ કુનદ,
આશિકોનો ઈશ્ક શરીરને નબળું પાતળું બનાવી દે છે,

ઈશ્કે મઅશૂકાં ખૂશો ફર્બેહ કુનદ.
જ્યારે મઅશૂકોનો ઈશ્ક શરીરને રૂષ્ટ પુષ્ટ બનાવી દે છે.

□

જ્યારે હુઝૂર રસૂલે અકરમ સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમના તુફૈલથી તાલિબને ઈજિતબામાંથી હિસ્સો મળે છે અને તે તાલિબ હકીકતે મુહમ્મદી (સલ.)થી ફૈઝયાબ થાય છે ત્યારે તેને હકીકતે મુહમ્મદી (સલ.)ના કુર્બના કારણે કામિલ ફૈઝ નસીબ થાય છે અને તેને હુઝૂર (સલ.)થી એટલે દરજ્જે મુહબ્બત અને ઉન્સીયત થાય છે કે જેવી રીતે મને એક વખતે નસીબ થઈ છે.

હુઝૂર (સલ.)ની મુહબ્બતની તે વિપુલતા અને ગલબામાં (હું) એ બયાન કરતો હતો કે અલ્લાહ તઆલાથી મને એટલા માટે મુહબ્બત છે કે તે મુહમ્મદ સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમનો રબ છે!

જ્યાં સુધી (કોઈ તાલિબને) આવી મુહબ્બત ન હોય ત્યાં સુધી ઈત્તિહાદ અને ફૈઝે કામિલથી તેને પૂરો (હિસ્સો) મળી શકતો નથી. જ્યારે તાલિબને ઈજતિબામાંથી હિસ્સો મળી જાય અને કશિશે હક તેને ખેંચી લઈ જાય ત્યારે એવા તાલિબને વસીલાની જરૂર નથી. જેને ઈજતિબામાંથી હિસ્સો (મળ્યો) નથી તેને વસીલાની જરૂરત છે.

પરંતુ જઝબ (હોવા) છતાં, સુલૂક વિના તકમીલ થઈ નથી શકતી. એ સુલૂક શું છે? એ શરીઅતની પૈરવી છે. અમે ઘણુંયે

હિંદુને અને મુલ્હિદોને જોયાં છે કે તેઓ જઝબ ધરાવે છે પરંતુ શરીઅતની પૈરવી ન કરવાથી ખરાબ અને દુષ્ટ છે. વળી તે જઝબ જે તેમને નસીબ છે તે પણ સૂરતે જઝબ છે. જઝબે હકીકી મુઅમિન મુસ્લિમને જ અતા કરવામાં આવે છે.

હકીકતે મુહમ્મદી (સલ.)થી જે સાલિક ને ઈત્તિહાદ અને વસ્લ થાય છે યા ઝાતે સાલિકને ઝાતે હકથી, તો તેનો વસ્લ અને ઈત્તિહાદની શિકલ અને સૂરત એવી રીતે હોય છે જેવી રીતે નામને નામધારી (નામિક) સાથે.

□

(હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલૈહિ પર કુરબાન જાઓ કે કેટલી સરસ ઉપમા આપી છે, કે નામ ન ઐન મુસમ્મા (નામધારી કે નામિક) છે અને ન ગૈર મુસમ્મા છે. ન તેને વસ્લ છે ન ફસ્લ છે.)

□

આ વાત કશ્ફે સહીહ અને ઈલ્હામે સરીહથી યકીની તૌર પર માલૂમ થઈ ચૂકી છે કે કોઈ મઅરેફત યા કુર્બે હક નબીયે અકરમ સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમના વસીલા વિના, યા શરીઅતના પાલનવિના હરગિઝ નસીબ થઈ શકતાં નથી. સાલિક મુન્તહી હોય મુતવસ્સીત હોય કે મુબ્તદી હોય, હુઝૂર (સલ.)ની ઈત્તિબાઅ વગર ખુદાની જનાબમાં રસ્તો મળી શકતો નથી.

મુહાલસ્ત સઅદી કે રાહે સફા,
હે સઅદી જ્યાં સુધી હુઝૂર (સલ.)ના રસ્તા પર ચાલશે નહિ ત્યાં સુધી,

તવાં રફ્ત જુઝ દર પયે મુસ્તફા (સલ.).
સફાનો માર્ગ મળશે નહિ.

બેવકૂફ અફલાતૂન (પ્લેટો) પોતાને ઈત્તિબાએ અંબિયા અલૈહિ-મુસ્સલામથી મુસ્તગની (અપવાદરૂપ) સમજ્યો અને તેના નફસની

સફાઈ, જે તેને રિયાઝતોથી મળી હતી, તેને તે પૂરતી સમજ્યો એ સફાઈ એવી હતી જેવી રીતે કાળા તાંબા ઉપર સોનાનો ધોળ ચઢાવવામાં આવે યા ઝેર (હલાહલ)ને હલવામાં મેળવવામાં આવે.

નફસે અમ્મારહની ખરાબી દૂર કરવા માટે હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલામની બિઅશત (આગમન) છે. તેમની ઈત્તિબા વિના જેટલી પણ રિયાઝતો કરવામાં આવશે તેનાથી નફસે અમ્મારહમાં વધારે ખરાબી પૈદા થશે.

મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે :

હરચે ગીરદ ઈલ્લતી, ઈલ્લત શવદ.
બીમાર માણસ જે કંઈ ખાય છે તેનાથી બીમારી વધે છે.

□

જઝબહ મુકદ્દમ (આગળ) હોય અને સુલૂક મુવખ્ખર (પાછળ) હોય એના કરતાં બેહતર એ છે કે સુલૂક મુકદ્દમ હોય અને જઝબ મુવખ્ખર હોય.

જઝબમાં સૌથી પ્રથમ હુઝૂર (સલ.)ની જ ઝાત મુકદ્દમ છે. જેને બોલાવવામાં આવે, મુકર્રબ બનાવવામાં આવે, તે સૌ હુઝૂર (સલ.)ના તુફેલી છે. જેથી સૌ હુઝૂર (સલ.)ના મોહતાજ છે અને હુઝૂર (સલ.)ના જ ઝરીયાથી ફૈઝ અને બરકાત હાસિલ કરે છે. આ લિહાઝથી અગર સૌને હુઝૂર (સલ.)ની આલ કહેવામાં આવે તો યોગ્ય અને દુરુસ્ત છે.

જ્યારે સૌનું વુજૂદ, હુઝૂર (સલ.)ના વુજૂદ વગર કાયમ નથી તો હુઝૂર (સલ.)ના વસીલા વગર કોઈને કમાલાત કેવી રીતે હાસિલ થઈ શકે છે!

નમાઝમાં નમાઝીને જે કુર્બે હક, પર્દા વિના નસીબ થાય છે, અને હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે પણ જેના વિશે ફરમાવ્યું છે કે,

'અસ્સલાતો મેઅરાજુલ મુમિનીન'
નમાઝ મોમિનની મેઅરાજ છે.

તેનાથી મુન્તહી આરિફ મુશર્રફ થાય છે. આ કુર્બ તેઓને વસીલા વગર નસીબ થાય છે; પરંતુ દાઈરાએ વુફૈલી હુઝૂર (સલ.)થી અને દાઈરાએ ઈત્તિબાએ હુઝૂર (સલ.)થી બાહર નથી હોઈ શકતા. આ મઅરેફત ખાસ ફકીરની છે.

મન આં ખાકમ કે અબ્રે નવ બહારી,
હું એ માટી છું કે જેના પર વસંતના વાદળો,

કુનદ અઝ લુત્ફ બર મન કત્રાહ બારી.
મારા ઉપર કૃપા કરીને જલવર્ષા કરે છે.

□

કોઈને ઉવૈસી કહેવામાં આવે તો પીરે ઝાહિરથી ઈનકાર નથી કારણ કે ઉવૈસી તે શખ્સ છે જેની તરબિયતમાં રૂહાનિયોનો દખલ છે.

હઝરત ખ્વાજા અહરાર કુદ્દેસ સિર્રહૂને પીરે ઝાહિર ઉપરાંત હઝરત ખ્વાજા નકશબંદ રહમતુલ્લાહિ અલૈહિની રૂહાનીયતથી મદદ મળતી હતી. એટલા માટે એમને ઉવૈસી કહેતા હતા.

એ જ પ્રમાણે હઝરત ખ્વાજા નકશબંદ રહમતુલ્લાહિ અલૈહિએ પીરે ઝાહિર છતાં ખ્વાજા અબ્દુલ ખાલિક ગઝદવાની રહમતુલ્લાહિ અલૈહિની રૂહે મુબારકથી મદદ મેળવી હતી.

□

મુબારક શરીઅતના ખિલાફ જે કોઈ બુઝુર્ગથી, જે શબ્દો ઉચ્ચારાયા છે, તે સુકર (મસ્તિ)ના કારણે બોલાયાં છે. જેવી રીતે હઝરત બાયઝીદ રહમતુલ્લાહિ અલૈહિએ કહ્યું છે કે :

મારો ઝંડો, લવાયે મુહમ્મદી (સલ.) (હુઝુર (સલ.)ના ઝંડા) કરતાં વધારે બુલંદ છે'

હઝરત જુનૈદ રહમતુલ્લાહિ અલૈહિએ કહ્યું કે,
'તે જ આરિફ છે અને તે જ મઅરૂફ છે.'
યા મનસૂર (રહ.)નું **'અનલ હક'** (હું ખુદા છું) કહેવું.

આ બુઝુર્ગો પાછળથી સુકર (મસ્તિ)ના આ મકામથી નીકળીને મકામે સહવ (સભાનતા)માં તરક્કી કરીને આવી ગયાં છે. અને શરીઅતના ખિલાફ (બોલેલા) શબ્દોથી તૌબા કરેલી છે.

અગર તેઓ હાલતે સહવ (સભાન અવસ્થા)માં ન આવતે તો લોકોને હિદાયત ન કરી શકતે. પરંતુ સહવ (સભાનતા) ગાલિબ આવ્યા છતાંયે સુકર (મસ્તિ) નિમકની જેમ (બાકી) રહે છે. જો સુકર (મસ્તિ) બાકી ન હોય તો ન અસરારે હક (ઈલાહી ભેદો)ને બયાન કરી શકે છે અને ન પોતાને બીજાઓ પર તરજીહ (ઉપરવટ) આપી શકે છે.

જ્યાં ખાલિસ સહવ (હોશિયારી, સભાનતા) છે ત્યાં અસરારને જાહેર કરવા કુફ્ર છે અને પોતાને બીજાઓથી બેહતર સમજવું શિર્ક છે.

નિમકે સુકર પણ ફાયદામંદ છે. જો ભોજનમાં નિમક ન હોય તો ભોજન બે-સ્વાદ રહેશે. અને સહવ (સભાનતા)માં સુકર (બેખુદી) ન હોય તો સહવથી લોકોને પૂરેપૂરો ફાયદો ન થાય. યાને જો (બેખુદી) ન હોતે તો મઅરિફતવાળી ઈબારતો કેવી રીતે લખવામાં આવતે અથવા બયાન કરવામાં આવતે ?

'અવારિફ' (કિતાબ)ના કર્તા (શૈખ શિહાબુદ્દીન (રહ.)એ હઝરત શૈખ અબ્દુલકાદિર જીલાની રહમતુલ્લાહિ અલૈહિના શબ્દો :

'મારો કદમ તમામ ઔલિયાઅલ્લાહની ગર્દન પર છે.

સુકર (બેખુદી)માં બોલાયેલા હોવાનું અનુમાન કર્યું છે.

આ ફકીરે જે દફતરોના દફતર લખ્યાં છે તો શું આપ જાણો છો કે સુકર (બેખુદી)ના મિશ્રણ વિના લખ્યાં છે ? એ વાત હરગિઝ નથી બલ્કે એમાં સુકરનું મિશ્રણ છે.

ફર્યાદે હાફિઝ ઈં હમહ આખિર બહર ઝહ નીસ્ત,
હાફિઝની આ બેહૂદા ફરિયાદ નથી બલ્કે,

હમ કિસ્સએ ગરીબો હદીસે અજીબ હસ્ત,
એ તો એક અદભુત અને વિસ્મયકારક કથા છે !

□

તરીકતના મશાઈખથી હમેશાંથી, મોટા ભાગે અસરાર (ભેદ)ની એવી વાતો સાદિર થઈ છે જે શરીઅત સાથે મુતાબેકત (અનુરૂપતા) ધરાવતી નથી. એ કોઈ નવી વાત નથી.

જો મારાથી યા બીજા સૂફીઓ પૈકી કોઈથી, શરીઅતની ખિલાફ કોઈ વાત જાહેર થાય તો એમાં શોર બકોર શા માટે કરવામાં આવે ?! બલ્કે એનાં સારા અર્થો તારવવાં જોઈએ. જો એનો અર્થ સમજમાં ન આવી શકે તો જેની ઈબારત છે તેનાથી તેના કારણો જાણવા જોઈએ.

કોઈ મુસલમાન પર તોહમત (આરોપ) મુકવું ન જોઈએ કારણ કે જો ફાહિશહ (બદ ચલન) ઓરતને રુસ્વા કરવું યા ફાસિકને જલીલ કરવું પણ શરીઅતમાં હરામ હોય તો માત્ર ઈશ્તિબાહ (શંકા)થી જ કોઈને બૂરા કહેવું શું યોગ્ય છે ? અને વળી શહેર શહેરમાં એને મશહૂર કરવું કઈ દીનદારી છે ?

## પત્ર ૧૨૨

### ☆ પ્રતિ : મૌલાના હસન દહેલવી (રહ.)

હકીકતે મુહમ્મદી (સલ.) જે ઝુહૂરે અવ્વલ અને હકીકતુલ હકાઈક છે. એનો મતલબ એ છે કે બીજા હકાઈક (હકીકતો) ભલે અંબિયાએ કિરામ અલૈહિસ્સલાતો વસ્સલામના હોય કે મલાઈકાએ ઈઝામ (ફરિશ્તાઓ)ના, સૌ હકીકતે મુહમ્મદી (સલ.)ના ઝિલાલની જેમ છે. અને હકીકતે મુહમ્મદી (સલ.) તમામ હકાઈક (હકીકતો)ની અસલ છે.

હઝરત રસૂલે ખુદા સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમે ફરમાવ્યું છે :

'અવ્વલો મા ખલકલ્લાહો નૂરી.'
સૌથી પ્રથમ ખુદાએ મારા નૂરને પૈદા કર્યું.

વળી હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે,

'ખુલિક્તુ મિન્નૂરિલ્લાહિ વલ્મુઅ્મિનૂન મિન્નૂરી'

હું અલ્લાહ તઆલાના નૂરથી પૈદા થયો છું

અને મોમિન મારા નૂરથી પૈદા થયાં છે.

હકીકતે મુહમ્મદી (સલ.) તમામ હકાઈક અને અલ્લાહ તઆલાના દરમિયાન વાસ્તો છે. જેથી હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામના વાસ્તા વગર ખુદા સુધી કોઈ પહોંચી શકતો નથી. એજ કારણે અંબિયાએ ઉલુલ અઝમ આપ (સલ.)ની તબઈય્યત (તાબેદારી) તલબ કરતાં રહ્યાં અને હુઝૂર (સલ.)ની ઉમ્મતમાં દાખલ થવાની આરઝૂ કરતાં રહ્યા.

**સવાલ**

તે કયો કમાલ છે જે હુઝૂર (સલ.)ની ઉમ્મત હોવા પર વાબસ્તા (સંકલિત) છે અને હઝરાતે અંબિયા (અલ.)ને નબી હોવા છતાં પ્રાપ્ત થયો ન હતો?

**જવાબ**

તે કમાલ હકીકતુલ હકાઈની સાથે વાસિલ અને મુત્તહિદ થવું છે. જ્યાં સુધી કોઈ હુઝૂર (સલ.)નો ઉમ્મતી ન હોય અને આપ (સલ.)નો મુત્તબેઅ ન હોય ત્યાં સુધી કોઈ આ કમાલ સુધી પહોંચી શકતો નથી.

**સવાલ**

ઉપરના બયાનથી એ લાઝિમ આવે છે કે ઉમ્મતે મુહમ્મદીય્યહ (સલ.)ના અખસ્સુલ ખવાસ (ખાસોમાં પણ ખાસ બંદાઓ) હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામના કરતાં અફઝલ છે!

(આ શંકાનો ખૂલાસો શું છે?)

**જવાબ**

એનાથી હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામ પર અખસ્સુલ ખવાસ ઉમ્મતીને ફઝીલત નથી થઈ શકતી; કારણ કે

(તેઓ) શરીકે દૌલતે અંબિયા (અલ.) છે; ન કે માલિકે દૌલત.

હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલામને બીજાં ઘણા કમાલાતો ઈસાલતન[1] અર્પણ કરવામાં આવ્યા છે. હરેક નબી (અલ.)ના ઉમ્મતીને જે કમાલ મળ્યાં છે તે નબી (અલ.)ની ઈત્તિબાઅથી ખાદિમ હોવાના તૌર પર મળ્યા છે; ન કે મખદૂમના તૌર પર. ખાદિમ ક્યારેય મખ્દૂમના બરાબર થઈ શકતો નથી.

ઉમ્મતે મુહમ્મદી (સલ.)માંથી કોઈ ઉમ્મતી ભલેને કેવાયે કમાલ પર કેમ ન પહોંચી જાય છતાં તમામ અંબિયા (અલ.)માં સૌથી કમ દરજ્જાના નબી (અલ.)ના પગ સુધી તે કામીલુલ અકમલ ઉમ્મતીનું શિર પણ પહોંચી શકતું નથી. નબી (અલ.)ની ફઝીલતતો ક્યાં એમની બરાબરી પણ થઈ શકતી નથી.

ફકીર પર આ વાત મુનકશિફ (જાહેર) થઈ છે કે હકીકતે મુહમ્મદી (સલ.) કે જે હકીકતુલ હકાઈક છે તે હુબ્બનું તઅય્યુન અને ઝુહૂર છે; કે જે ઝુહૂરાતનો મબ્દાઅ અને મખ્લૂકાતની પૈદાઈશનો મન્શાઅ છે. જેમકે હદીસે કુદસીમાં આવ્યું છે:

'કુન્તો કન્ઝન મખ્ફીય્યન ફઅરદતો
અન ઉઅરફ ફ ખલકતુલ ખલ્ક'
હું એક છૂપો ખઝાનો હતો; મેં ચાહ્યું કે
ઓળખાવું; એટલે મેં ખલ્કને પૈદા કર્યું.

અગર આ હુબ્બ ન હોત તો ઈજાદનો દરવાજો ન ખૂલતે. અને આલમ અદમમાં રાસિખ અને મુસ્તમિર રહેતે. બીજી જગાએ હદીસે કુદસીમાં ઈરશાદ છે :

'લવલાક લમા ખલકતુલ અફલાક.'
હે હબીબ (સલ.)! જો તું ન હોતે
તો હું આસમાનોને પૈદા ન કરતે.

હુઝૂર (સલ.)ની ઉલૂશાન (ઉચ્ચ મરતબા)ને અહીં શોધવું જોઈએ.

• ૧ ઈસાલતન : પોતે, પોતાની જાતે, વાસ્તા વગર

ત્રીજી હદીસે કુદસીમાં ઈરશાદ છે :

'લવલાક લમા અઝહર્તો રબુબિય્યહ'

હે હબીબ (સલ.)! જો તું ન હોતે તો

હું મારી રબુબિય્યતને જાહેર ન કરતે.

આ હદીસ શરીફથી હુઝૂર (સલ.)ની હકીકત વિશે જરા ગૌર (ચિંતન-મનન) કરવું જોઈએ.

હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમને મિલ્લતે ઈબ્રાહીમી (અલ.)ની ઈત્તિબાઅનો જે હુકમ આપવામાં આવ્યો છે,

નમાઝમાં દુરૂદે ઈબ્રાહીમી (અલ.) જે પઢવામાં આવે છે તથા

ઈબ્રાહીમ (અલ.) અને આલે ઈબ્રાહીમ અલૈહિસ્સલાતો વસ્સલામની જેમ હુઝૂર (સલ.) અને આલે હુઝૂર (સલ.)ના વાસ્તે જે તલબે રેહમત છે;

એનું કારણ એ છે કે હકીકતે ઈબ્રાહીમી (અલ.) વર્તુળની મિસાલ છે અને હકીકતે મુહમ્મદી (સલ.) વર્તુળના કેન્દ્રની મિસાલ છે. જ્યાં સુધી વર્તુળને પાર કરવામાં ન આવે ત્યાં સુધી વર્તુળના કેન્દ્ર સુધી કોઈ પહોંચી શકતું નથી.

હકીકતે મુહમ્મદી (સલ.) અને હકીકતે મખ્લૂકના દરમિયાન હકીકતે ઈબ્રાહીમી (અલ.) બરઝખ અને હિજાબ છે. જ્યાં સુધી કોઈ આ હિજાબને પાર ન કરે ત્યાં સુધી હકીકતે મુહમ્મદી (સલ.)ને કે જે ખાલિક અને મખ્લૂકનો મકસૂદ છે, ત્યાં પહોંચી શકતો નથી. હકીકતે ઈબ્રાહીમી (અલ.) હકીકતે મુહમ્મદી (સલ.)ની જાણે સિડી છે.

ઈત્તિબાઅ શબ્દથી હુઝૂર (સલ.)ની શાનમાં કંઈ કમી નથી આવતી. જેવી રીતે હુઝૂર (સલ.)ને ઈરશાદે હક છે કે,

'સહાબા (રદિ.)થી મશ્વેરો લેતા રહો.'

તો શું સહાબા (રદિ.) આ વાતથી અફઝલ થઈ શકે છે? બલ્કે હરગિઝ નહિ.

યા જેવી રીતે કે હુઝૂર (સલ.)એ ઈરશાદ ફરમાવ્યો છે કે,

'અલ્લાહે મારા સીનામાં જે (ચીઝ) નાખી છે તે જ ચીઝને અબૂબકર (રદિ.)ના સીનામાં પણ નાંખી છે.'

તો શું હઝરત સિદ્દીક (રદિ.) હુઝૂર (સલ.)ના બરાબર થઈ શકે છે? બલકે હરગિઝ નથી થઈ શકતા.

હઝરત સિદ્દીક (રદિ.)ને જે મળ્યું તે
હુઝૂર (સલ.)ના તુફૈલી હોવાની હેસિયતથી મળ્યું,
યા 'હુઝૂર (સલ.)ના મુત્તબેઅ હોવાની હેસિયતથી મળ્યું,
યા (હુઝૂર (સલ.)ના) ખાદિમ હોવાની હેસિયતથી મળ્યું,
યા જુઝવી હેસિયતથી મળ્યું, ન કે કુલ્લી હેસિયતથી.

હકીકતે મુહમ્મદી (સલ.)થી આગળ કોઈને તરક્કી નથી થઈ શકતી. હકીકતે મુહમ્મદી (સલ.)થી આગળ મકામે 'લાતઅય્યુન' છે; જે ઝાતે હકથી મનસૂબ કરવામાં આવે છે.

મખલૂકે હાદિસને, ઝાતે કદીમમાં ઈલ્હાક કેવી રીતે થઈ શકે! હુઝૂર (સલ.)ને પણ ઉલૂશાન છતાં, બશર અને મુમ્કિન હોવાના કારણે ઝાતે વાજિબુલ વુજૂદ અને મકામે ઉલૂહીય્યતમાં કોઈ પ્રકારની શિર્કત નથી.

જ્યારે હકીકતુલ હકાઈક મુમ્કિન છે, તો બીજી ચીઝ ક્યારે દાઈરાએ ઈમ્કાનથી બહાર હોઈ શકે છે? અને હાદિસ શબ્દથી અલિપ્ત (અપવાદરૂપ) હોઈ શકે છે?!

શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી રહમતુલ્લાહિ અલૈહિએ હકીકતે મુહમ્મદી (સલ.) અને તમામ હકાઈકને 'અઅયાને સાબિતહ' કહ્યાં છે. મને ખબર નથી કે એમને વુજૂબનો હુકમ કેવી રીતે આપ્યો છે. તેમનું કહેવું હુઝૂર અલૈહિસ્સલાતો વસ્સલામના હુકમના ખિલાફ છે.

મુમ્કિન પોતાના અજઝા (અંશો) સહિત મુમ્કિન છે. મુમ્કિનની હકીકતના માટે કયારેય તગ્રય્યુને વુજૂબી નથી હોઈ શકતુ.

અલ્લાહ તઆલા શૈખ મુહ્યુદ્દીન રહમતુલ્લાહિ અલૈહિને માફ ફરમાવે કે એમણે મુમ્કિનને પણ કદીમમાં ભેળવી દીધાં છે!

અસલમાં અલ્લાહ તઆલાનો કોઈ ઝિલ્લ નથી કારણ કે ઝિલ્લથી મિસ્લના પૈદા થવાનો વહેમ થાય છે, અને અસલમાં, કમાલે લતાફત ન હોવાનો શક પૈદા થાય છે. જ્યારે હઝરત મુહમ્મદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમનો, કમાલે લતાફતના કારણે પડછાયો કે પ્રતિબિંબ ન હતો, તો મુહમ્મદ (સલ.)ના ખુદાનો પડછાયો અને પ્રતિબિંબ કેવી રીતે હોઈ શકે છે!

સર્વ મુમ્કિન મખ્લૂક હાદિસ છે. કોઈ મખ્લુક પોતાના ખાલિકનું ઝિલ્લ નથી. હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલ્લાતો વત્તસ્લીમ, તમામ કમાલાતે બશરી હાસિલ હોવા છતાં, ફરી ગમગીન એટલા માટે રહેતા હતા કે શાને કિબ્રીયાઈથી હુઝૂર (સલ.) જેટલા વાકિફ થયાં, ખલ્કમાં એટલો કોઈ વાકિફ ન થયો. અને હકીકતે બશરી, મકામે અબ્દીય્યત, ઈજ્ઝ અને ઈન્કિસારીથી આપ (સલ.) જેટલા વાકિફ થયા એટલું કોઈ વાકિફ ન થયું એટલે અબ્દીયતનો હક, હક (તઆલા)ની શાન પ્રમાણે અદા ન થવાના કારણે હુઝૂર (સલ.) મહઝૂન (ગમગીન) રહેતા હતા, વળી ઉમ્મતની ગમખ્વારગી (ચિંતા) પણ આપને મહઝૂન (ગમગીન) રાખતી હતી.

આ ઉપરાંત આરિફ જેમ વધારે તરક્કી કરતો જાય છે તેમ તેનો દીદે કુસૂર (આત્મદોષ દર્શન) અને નેસ્તી (અલ્પતા) વધારે થતી જાય છે જેમ કે હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામને શબેમેઅરાજના કુર્બ છતાં હુકમ છે :

وَقُلْ رَّبِّ زِدْنِي عِلْمًا

અને [હે મુહમ્મદ (સલ.)!] તમે કહો કે
હે ખુદા! મારા ઈલ્મમાં વધારો કર.

અને હુઝૂર (સલ.) ઈરશાદ ફરમાવે છે:

'યા લૈત રબ્બ મુહમ્મદીન લમ યખ્લુક મુહમ્મદન'
કાશ! મુહમ્મદ (સલ.)નો રબ મુહમ્મદ (સલ.)ને પૈદા ન કરતે!

આ હદીસથી હુઝૂર (સલ.)નો (ગમ) પ્રગટ થાય થાય છે. ભલે બશરી તકલીફોથી હોય યા ઈલ્મે ઝાતના હુસૂલ (પ્રાપ્તી)ની ઉમ્મીદથી; કારણ કે ઝાતે હકની મઅરેફતમાં સર્વે આજિઝ છે. (ભલેને) અંબિયા અલૈહિમુસ્સલામ, યા મલાઈકાએ કિરામ જ કેમ ન હોય. અને જ્યારે મઅરેફતમાં ઈજ્ઝ લાઝિમ છે તો હુઝ્ન (ગમ) પણ જરૂરી છે. જેથી હુઝૂર (સલ.)ને મઅરેફતે કુલ નસીબ ન થવાનો ખુદ ઈકરાર છે:

مَا عَرَفْنَاكَ حَقَّ مَعْرِفَتِكَ

અમે તને નથી ઓળખ્યો જેવો કે ઓળખવાનો હક છે.

પરંતુ એક સૂરતે મઅરેફત છે અને એક હકીકે મઅરેફત છે. સૂરતે મઅરેફત એ છે કે શરીઅતમાં જે સિફતોની સાથે અલ્લાહ તઆલાને માન્યા છે તેને કબૂલ કરી લીધાં છે.

હકીકતે મઅરેફત એ છે કે,

શરીઅતના ઉલૂમ પ્રમાણે દિલમાં યકીન હોય,

સુલૂકના ઝરીયાથી મઅલૂમાતે કલ્બ વડે ઈત્મિનાન હાસિલ હોય, અને

મઅરેફતે ઝાત અને સિફાતે હક છતાં ઈલ્મે ઝાહિરી અને

(ઈલ્મે) કલ્બી પછી મઅરેફતે ઝાતમાં એનો એહસાસે ઈદરાક, ઈદરાકથી આજિઝ હોય.

જે મઅરેફતને એ મઅરેફત સમજે છે, હકીકતમાં તે મઅરેફત પણ સૂરતે મઅરેફત છે. હકીકી મઅરેફત એજ છે કે મઅરેફતે

હકમાં નખશીખ ઈજઝ હોય. જેમ કે હઝરત અબૂબકર સિદ્દીક રદિયલ્લાહો અનહો ફરમાવે છે :

'અલ ઈજ્ઝો અન દર્કિલ ઈદિરાકિ ઈદિરાકૂન.'
મઅરેફતથી ઈજઝ જ મઅરેફત છે.

# પત્ર ૧૨૩

## ☆ પ્રતિ : નૂર મુહમ્મદ (રહ.)

અલ્લાહ જલ્લ શાનુહૂ સુધી પહોંચવાના બે રસ્તા છે. એક રસ્તો નુબુવ્વતથી સંબંધ ધરાવે છે અને અસલુલ અસલ સુધી પહોંચાડનારો છે. એ રસ્તાથી પહોંચનારા હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલામ અને એમના અસહાબ (રદિ.) છે.

હક તઆલા કેટલાક ઉમ્મતીને પણ આ રસ્તાથી સરફરાઝ ફરમાવે છે પરંતુ એવા પહોંચનારા ઘણા ઓછા છે. આ રસ્તામાં વાસ્તો નથી. એ શખ્સ વાસ્તા વગર ફેઝ હાસિલ કરે છે.

બીજો રસ્તો કુર્બે હકનો છે જે વિલાયતથી સંબંધ ધરાવે છે. તમામ કુત્બ, અવતાદ, અબ્દાલ, નજીબ અને સામાન્ય ઓલિયા અલ્લાહ સર્વ એ જ રસ્તાથી વાસિલ થયાં છે.

રાહે સુલૂક એ જ રસ્તાથી મુરાદ છે. બલ્કે જઝબએ મુતઆરિફહ પણ એમાં જ દાખલ છે. આ રસ્તામાં વાસ્તો જરૂરી છે.

આ રાહે વિલાયતના પેશવા, એમનો ગિરોહ અને બુઝુર્ગોના ફેઝના સરચશ્મા (મૂળ સ્રોત) અમીરુલ મુઅમિનીન હઝરત અલી રદિયલ્લાહો અનહો છે. આ અઝીમુશ્શાન મરતબો એમની જ ઝાતે મુબારકથી સંબંધ ધરાવે છે.

આ મકામમાં જાણે આં હઝરત સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમના બંને કદમે મુબારક હઝરત અલી રદિયલ્લાહો અનહોના સરે મુબારક પર છે. અને હઝરત બીબી ફાતિમા અને હઝરાતે

હસનૈન[1] રિદવાનુલ્લાહિ અન્હુમ પણ આ મકામમાં હઝરત અલી રદિયલ્લાહોની સાથે શરીક છે.

હઝરત અલી રદિયલ્લાહો અન્હો વુજૂદે અનસરી (ભૌતિક) પૈદાઈશ પહેલાં અને પૈદાઈશ પછી આ મકામના મર્કઝ રહ્યા છે. આ રાહે વિલાયતથી જે કોઈને ફૈઝ પહોંચે છે એ જ જનાબ (રદિ.) ના વસીલાથી પહોંચે છે.

જ્યારે હઝરત અલી રદિયલ્લાહો અન્હોનો દૌર તમામ થયો તો આ અઝીમુશ્શાન મરતબો ક્રમ પ્રમાણે હઝરાતે હસનૈન રદીયલ્લાહો અનહોમાને સુપ્રદ થયો. અને એમના પછી બાર ઈમામોમાંથી હરેકની સાથે તરતીબ અને તફસીલવાર સ્થાન પામ્યો.

એ બુઝુર્ગવારોના ઝમાનામાં અને એમના ઈન્તેકાલ ફરમાવવા પછી જે કોઈને ફૈઝ અને હિદાયત પહોંચ્યા તે એ જ બુઝુર્ગોના વાસ્તાથી પહોંચતા રહ્યા છે.

જોકે પોતપોતાના ઝમાનાના કુત્બ, અબ્દાલ વગેરે થતાં રહ્યાં છે. પરંતુ ફૈઝના મરકઝ, મલ્જા અને માવા આ જ બુઝુર્ગવારો થયાં છે; કારણ કે ફરતેનાને મરકઝ (કેન્દ્ર)ની સાથે મુલ્હિક (સંકલિત) થયા વિના ઉપાય નથી.

જ્યારે હઝરત શૈખ અબ્દુલ કાદિર (જીલાની) રહમતુલ્લાહિ અલૈહિની નોબત આવી પહોંચી ત્યારે આ મનસબે મઝકૂર એ બુઝુર્ગ રહમતુલ્લાહિ અલૈહિને હવાલે થયો.

ઉપર દર્શાવેલા બાર ઈમામોના અને હઝરત શૈખ અબ્દુલ કાદિર જીલાની રહમતુલ્લાહિ અલૈહિના દરમિયાની ઝમાનામાં કોઈ બુઝુર્ગ આ મનસબથી મુશર્રફ થયાનું જણાતું નથી.

આ રસ્તામાં તમામ અકતાબ (કુતુબો) અને નુજબા (નજીબો)

• [1] હઝરાતે હસનૈન : હઝરત ઈમામ હસન (રદિ.) અને હઝરત ઈમામ હુસૈન (રદિ.)

તે ફૈઝો અને બરકતોનું પહોંચવું હઝરત શૈખ અબ્દુલકાદિર જીલાની રહમતુલ્લાહિ અલૈહિના જ મુબારક ઝરીયાથી જણાય છે; કારણ કે આ મર્કઝ, હઝરત શૈખ અબ્દુલકાદિર જીલાની રહમતુલ્લાહિ અલૈહિના સિવાય કોઈને પ્રાપ્ત ન થયો. એટલા જ માટે હઝરત શૈખ રહમતુલ્લાહિ અલૈહિએ ફરમાવ્યું છે કે,

'અસ્ત થયો સૂરજ પાછળનાઓનો અને
ઉદય થયો સૂરજ મારો.'

સૂરજથી મુરાદ ફૈઝ અને હિદાયત છે. અને અસ્તથી મુરાદ છે કે તે મનસબ હવે મને સુપ્રદ થયો છે. જે પહેલાંઓને સુપ્રદ થયેલો હતો. યાને રુશદ અને હિદાયત પહોંચવાનો ઝરીયો હવે આપની ઝાતે મુબારક છે. અને જ્યાં સુધી ફૈઝાનના વસીલાનો મામલો ઉપસ્થિત છે, એ હઝરત શૈખ અબ્દુલ કાદિર જીલાની રહમતુલ્લાહિ અલૈહિના વસીલા અને તવસ્સુલથી જ પહોંચશે. એટલા જ માટે હઝરત (રહ.) એ જે ફરમાવ્યું છે કે,

'અસ્ત થયો સૂરજ પાછળનાઓનો.'
તે દુરુસ્ત છે.

આ અલ્ફે સાની[1]માં જે ફૈઝ મુજદ્દિદે અલ્ફ (યાને હઝરત ઈમામે રબ્બાની) થી પહોંચશે તે હઝરત શૈખ અબ્દુલ કાદિર જીલાની રહમતુલ્લાહિ અલૈહિની નિયાબતના તૌર પર પહોંચશે. જેમ કે ચંદ્રની રોશની સૂરજની રોશનીથી કાયમ છે.

હઝરત ઈસા અલૈહિસ્સલામ અને હઝરત મેહદી રદીયલ્લાહો અન્હો આ ફૈઝાને વિલાયતથી મુસ્તસ્ના (અપવાદ રૂપ) છે; કારણ કે આ ફૈઝ જે બયાન કરવામાં આવ્યો છે તે ફૈઝાને વિલાયત છે. અને હઝરત ઈસા અલૈહિસ્સલાતો વસ્સલામ અને મેહદી

૧ અલ્ફે સાની : અલ્ફ એટલે હઝાર. સાની એટલે બીજા અથવા દ્વિતીય. અલ્ફે સાની એટલે દ્વિતીય હઝાર વર્ષ એટલે કે હિ. સ. ૧૦૦૦ થી ૨૦૦૦નો સમયગાળો.

રદીયલ્લાહો અનહો આ ફૈઝે વિલાયતના મોહતાજ નથી. તેઓ ફૈઝાને નુબુવ્વતથી મુસ્તફીઝ (ફૈઝવંત) છે. જે રાહે વિલાયતથી અલગ છે. અને વિલાયતના કરતાં શક્તિશાળી રસ્તો છે.

જેવી રીતે હઝરાતે શૈખૈન-હઝરત અબૂબકર સિદ્દીક અને હઝરત (ઉમર) ફારૂક રદીયલ્લાહો અનહોમાં-તબઈય્યતે નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામ રાહે ફૈઝાને નુબુવ્વતથી મુશર્રફ થયાં છે. અને પોત પોતાના દરજ્જાઓમાં ફૈઝાને નુબુવ્વતના કારણે શાને ખાસ ધરાવે છે.

વળી એ પણ શક્ય કે ફૈઝાને વિલાયતના વસીલાથી ફૈઝાને નુબુવ્વત વડે પણ મુશર્રફ કરવામાં આવે.

## પત્ર ૧૨૪

### ☆ પ્રતિ : શૈખ મુહમ્મદ તાહિર બદખ્શી (રહ.)

આપે પૂછ્યું હતું કે, રિસાલા 'મબ્દઓ મઆદ'માં લખ્યું છે કે

'જેવી રીતે સૂરતે કઅબા, સૂરતે મુહમ્મદી (સલ.)ની મસજૂદ છે તેજ રીતે હકીકતે કઅબા પણ હકીકતે મુહમ્મદી (સલ.)ની મસજૂદ છે.'

આ ઈબારતથી માલૂમ પડે છે કે હકીકતે કઅબા, હકીકતે મુહમ્મદી (સલ.)ના કરતાં અફઝલ છે પરંતુ આ વાત ઝાહિર છે કે જહાંનની પૈદાઈશથી મકસૂદ આં હઝરત સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમની ઝાતે બાબરકાત છે. અને આદમ (અલ.) તથા આદરમિયાન (આદમીઓ) સૌ હુઝૂર (સલ.)ના તુફૈલી છે. જેમકે વારિદ છે :

'લવલાક લમા ખલકતુલ અફલાક વ લમા
અઝહર્તુ રુ'બુબિય્યતહુ'

હે મુહમ્મદ (સલ.)! જો તમે ન હોતે તો આસમાનોને
પૈદા ન કરતે અને પોતાની રુબુબિય્યતને ઝાહિર ન કરતે.

(જવાબ) □

હે અઝીઝ! સાંભળો! સૂરતે કઅબા પથ્થર અને માટીથી મુરાદ નથી. અગર પથ્થર, માટી ન પણ હોય તો પણ કઅબા કઅબા જ છે. અને ખલાઈક (લોકો)નો મસજૂદ છે.

સૂરતે કઅબા જો કે આલમે ખલ્કમાંથી છે પરંતુ બીજી ચીઝોની જેમ ખલ્ક નથી. બલ્કે એક છૂપો અમ્ર છે. હિસ (સંવેદન) અને ખ્યાલની સીમાથી પર છે. જો કે આલમે મેહસૂસાતમાંથી છે પરંતુ કંઈ પણ મેહસૂસ નથી! જો કે ચીઝોની તવજ્જો તે તરફ છે પરંતુ તવજ્જોમાં કંઈ નથી આવતું!

એ એક 'હસ્ત' છે જેણે 'નેસ્તી'નો લિબાસ પહેર્યો છે. અને એક 'નેસ્ત' છે જે 'હસ્તી'ના લિબાસમાં ઝાહિર છે. જિહત (દિશા)માં છે છતાં બેજિહત (દિશાવિહીન) છે. અને સિમ્તમાં હોવા છતાં બે સિમ્ત છે.

ગરઝકે સૂરતે કઅબા અત્યંત અજીબ હકીકત છે. એની તશ્ખીસમાં અકલ આજિઝ છે. અને બુદ્ધિમાનો એના તઅય્યુનમાં હૈરાન છે. જાણે આલમે બેચૂં અને બેચગૂંનો નમૂનો છે. અને બે શિબહી તથા બે નમૂનીની નિશાનીઓમાં છૂપાયેલી છે!

હાં, બેશક અગર આવી હકીકત ન હોતે તો મસજૂદ હોવાને લાયક ન હોતે અને બેહતરીને મૌજૂદાત હુઝૂર નબીયે અકરમ સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમ ઘણાં શૌકથી (એને) પોતાનો કિબ્લો ન બનાવતે.

'ફિહી આયાતુન બૈયિનાત'
એમાં નિશાનીઓ ઝાહિર છે.

એ (આયત) કાઅબાએ મુકર્રમાની શાનમાં નસ્સે કાતિઅ છે. અને

'મન દખલહુ કાન આમિના'
જે એમાં આવી ગયો તે અમનમાં છે.

એ કઅબાએ મુઅઝઝમાની શાનમાં જ વારિદ છે. કુરઆને શરીફ કઅબાએ મુકર્રમાની તારીફ કરે છે. એને જ અલ્લાહ તઆલાનું ઘર કહેવામાં આવે છે. એને જ અલ્લાહ તઆલાની તજલ્લીગાહ માનવામાં આવે છે. ખાનએ કઅબા આલમે મજાઝમાં હકીકતનો પુલ છે.

જો કે મોમિનના કલ્બમાં બેચૂનિયતની સાથે હક તઆલાની સમાઈ હદીસે નબવી અલૈહિસ્સલાતો વસ્સલામ પ્રમાણે સાબિત છે પરંતુ કઅબા શરીફને ખુદાનું ઘર હોવાનો જે શર્ફ (બહુમાન) હાસિલ છે તે કલ્બને ક્યાં નસીબ છે? કેમ કે કઅબાએ મુઅઝઝમામાં ગૈરનો દખલ બિલકુલ નથી. એટલા જ માટે કઅબાએ મુકર્રમાં ખલાઈકનો મસજૂદ છે.

નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામે પોતાની તરફ સિજદો નક્કી ન કર્યો બલ્કે બૈતુલ્લાહની તરફ પોતે સિજદો કર્યો.

હે બિરાદરે અઝીઝ! અત્યારે આપે સૂરતે કઅબા વિશે કંઈક સાંભળી લીધું તો હવે હકીકતે કઅબા વિશે પણ કંઈક સાંભળી લો!

હકીકતે કઅબા તે ઝાતે બેચૂં વાજીબુલ વુજૂદથી મુરાદ છે જ્યાં ઝુહૂર અને તસબ્બની ધૂળ પણ નથી પહોંચી અને મસજૂદ તથા મઅબૂદ હોવાને લાયક છે.

આ હકીકતે જલ્લ શાનુહૂને અગર હકીકતે મુહમ્મદી (સલ.)ની મસજૂદ કહેવામાં આવે તો એમાં શું નુકસાન અને ખોફ છે! અને હકીકતે મુહમ્મદી (સલ.)ના કરતાં હકીકતે કઅબાને અફઝલ માનવામાં આવે તો એમાં શું વાંધો છે!

હાં, બેશક હકીકતે મુહમ્મદી (સલ.) જહાંનના તમામ અફરાદની હકીકતોના કરતાં અફઝલ છે. પરંતુ કઅબાએ મોઅઝઝમાંની

હકીકત આલમે ખલ્કના પ્રકારની નથી, તો પછી તેને આલમે ખલ્કના મુકાબલામાં અફઝલ કહેવામાં કેમ ખંચકાવામાં આવે! અને શા માટે સાજિદ અને મસજૂદમાં ફરક કરવામાં ન આવે?!



'વસ્સલામો અલા મનિત્તબઅલ હુદા.'
અને સલામ તેઓ પર જેઓ હિદાયતવાળા છે.



ગુજરાતી અનુવાદ પૂર્ણ થયો

અલહમ્દુલિલ્લાહ

ચાંદ ૧, જમાદિલ આખર, ૧૩૯૯ હિ.સ.
તા. ૨૯, એપ્રિલ, ૧૯૭૯ ઈ. સ.; રવિવાર
સવારે ૧૦–૫૦ કલાક.

—અબ્દુલકાદિર ફાતીવાલા

# પરિશિષ્ટ : ૧

## જેઓના નામે પત્રો લખાયેલા છે તેઓની નામાવલી

**સૂચના :**

(૧) વ્યક્તિના નામની આગળ વપરાતા માનવાચક શબ્દો પાછળ કૌંસમાં લખ્યા છે તે આગળ વાંચવા વિનંતી.

(૨) પરિશિષ્ટ-૧ની નામાવલીમાંથી શક્ય એટલાનો ટૂંક પરિચય પરિશિષ્ટ-૨ માં એ જ ક્રમાંકથી આપેલો છે.

| ક્રમાંક | નામ | પત્રક્રમાંક | પત્રની સંખ્યા |
|---|---|---|---|
| | **અ** | | |
| ૧ | અજ્ઞાત (એક નેક ઓરતને) | ૧૭, ૪૧ | ૨ |
| ૨ | અજ્ઞાત (એક દુરવેશને) | ૮૬ | ૧ |
| ૩ | અજ્ઞાત | ૧૧૪ | ૧ |
| ૪ | અમીન (મુહમ્મદ)ની માતા | ૩૪ | ૧ |
| ૫ | અમાનુલ્લાહ (મૌલાના) | ૨૦ | ૧ |
| ૬ | અલી (મુલ્લા) કશ્મી | ૨૭ | ૧ |
| ૭ | અબૂલ મકારિમ (ખ્વાજા) | ૧૧૬ | ૧ |
| ૮ | અબ્દુર્રહમાન (મીર) | ૪૪ | ૧ |
| ૯ | અબ્દુલકાદિર(મૌલાના)અંબાલવી | ૧૧૮ | ૧ |
| ૧૦ | અબ્દુલ ગફુર (હાફિઝ) | ૮૪ | ૧ |
| ૧૧ | અબ્દુલ લતીફ (હાજી) | ૯૬ | ૧ |
| ૧૨ | અબ્દુલ્લાહ (ખ્વાજા) | ૫૬, ૬૦ | ૨ |
| ૧૩ | અબ્દુલ્લાહ (શૈખ) | ૧૦૧ | ૧ |
| ૧૪ | અશરફ (મુહમ્મદ) | ૧૦૭ | ૧ |
| ૧૫ | અસ્લમ (કાઝી) | ૧૧૨ | ૧ |
| ૧૬ | અહમદ દીબની | ૧૬ | ૧ |

Maktabe Ashraf

| ક્રમાંક નામ | પત્રક્રમાંક | પત્રની સંખ્ય. |
|---|---|---|
| **બ** | | |
| ૩૨ બદરુદ્દીન (મુલ્લા) | ૩૧ | ૧ |
| ૩૩ બદીઉદ્દીન (શેખ) | ૬ | ૧ |
| **મ** | | |
| ૩૪ મકસૂદ અલી (મુલ્લા) તબ્રેઝી | ૨૨, ૩૨ | ૨ |
| ૩૫ મનસૂર (મીર) | ૬૩, ૬૭, ૧૨૦ | ૩ |
| ૩૬ મમરીઝ ખાન અફગાન | ૫૫ | ૧ |
| ૩૭ માસૂમ (ખ્વાજા મુહમ્મદ) | ૨, ૪૩, ૫૩, ૬૨, ૬૪, ૭૪, ૭૬, ૭૮, ૭૯, ૮૦, ૮૨, ૮૩, ૮૫, ૯૪, ૧૦૪, ૧૦૬, ૧૦૯, ૧૧૦ | ૧૮ |
| ૩૮ મિનોચહર (મિર્ઝા) | ૩૫ | ૧ |
| ૩૯ મુકીમ (મુહમ્મદ) કસૂરી | ૬૬ | ૧ |
| ૪૦ મુરાદ (મુલ્લા) કશ્મી | ૨૪ | ૧ |
| ૪૧ મુહિબ્બુલ્લાહ (મીર) માણેકપૂરી | ૩, ૭, ૧૩, ૨૯ | ૪ |
| ૪૨ મૂસા (કાઝી) | ૬૯ | ૧ |
| ૪૩ મોમિન (મીર) બલ્ખી | ૯૯ | ૧ |
| ૪૪ મોદૂદ (મૌલાના મુહમ્મદ) | ૧૧૯ | ૧ |
| **શ** | | |
| ૪૫ શર્ફુદ્દીન હુસૈન | ૫૯ | ૧ |
| ૪૬ શમ્સુદ્દીન અલી (મીર) ખલખાની | ૧૧, ૧૪ | ૨ |
| ૪૭ શમ્સુદ્દીન (મુલ્લા) | ૩૩ | ૧ |
| ૪૮ શેર મુહમ્મદ (મુલ્લા) લાહોરી | ૫૧ | ૧ |

| ક્રમાંક નામ | પત્રક્રમાંક | પત્રની સંખ્યા |
|---|---|---|
| **સ** | | |
| ૪૯ સઈદ (ખ્વાજા મુહમ્મદ) | ૨, ૪૩, ૪૬, ૪૮ ૬૧ ૬૪, ૬૫ ૭૩, ૭૭, ૭૮, ૮૨, ૮૩, ૮૮, ૯૩, ૧૦૪, ૧૦૬ | |
| ૫૦ સફર અહમદ (મૌલાના) રૂમી | ૬૫ | ૧ |
| ૫૧ સલાહુદ્દીન (ખ્વાજા) અહરારી | ૫૮ | ૧ |
| ૫૨ સાદિક (મુહમ્મદ) કશ્મીરી | ૩૯ | ૧ |
| ૫૩ સાલિહ (મૌલાના મુહમ્મદ) કોલાબી | ૨૮, ૮૭, ૯૫ | ૩ |
| ૫૪ સિદ્દીક (મૌલાના મુહમ્મદ) | ૮ | ૧ |
| ૫૫ સુલતાન (મૌલાના) સરહિંદી | ૪૫, ૧૧૩ | ૨ |
| ૫૬ સુલતાને વકત (જહાંગીર) | ૪૭ | ૧ |
| **હ** | | |
| ૫૭ હસન (શૈખ) બર્કી | ૧૦૫ | ૧ |
| ૫૮ હસન (મૌલાના) દહેલ્વી, કશ્મીરી | ૧૨૨ | ૧ |
| ૫૯ હમીદ (મૌલાના) અહમદ અજમેરી | ૫૭, ૧૦૩ | ૨ |
| ૬૦ હાશિમ (મુહમ્મદ) કશ્મી | ૪૨, ૫૨, ૬૮, ૭૫, ૯૦, ૯૨, ૯૬ | ૭ |
| ૬૧ હિસામુદ્દીન (ખ્વાજા) અહમદ | ૪૦, ૭૨, ૧૧૫, ૧૨૧ | ૪ |

# પરિશિષ્ટ : ૨

## જેઓના નામે પત્રો લખાયેલા છે તેઓનો ટૂંક પરિચય

### ૧ એક અજ્ઞાત નેક ઔરત

પત્ર નં. ૧૭ અને ૪૧ કોઈક નેક ઔરતને હઝરતે લખેલા છે પરંતુ એમના વિશે વિગતો મળી શકી નથી.

### ૨ એક દુરવેશ

પત્ર નં. ૮૬ હઝરતે એક દુરવેશને લખેલો છે. હઝરત મૌલાના ઝવ્વાર હુસૈન (રહ.) લિખિત કિતાબ 'હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)'માં મજકુર દુરવેશનું નામ 'મુલ્લા હબીબ' દર્શાવેલું છે. મુલ્લા હબીબ (રહ.) હઝરતના ખાસ ખાદિમ હતા. હઝરતના ઈન્તેકાલ વખતે પણ આપ હઝરતની પાસે મોજૂદ હતા.

### ૩ અજ્ઞાત

પત્ર નં. ૧૧૪ હઝરતે કોને લખેલો તેની વિગત મળી નથી.

### ૪ મુહમ્મદ અમીનની વાલિદહ

વિગત મળી શકી નથી.

### ૫ મૌલાના અમાનુલ્લાહ લાહોરી (રહ.)

આપ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના કામિલ ખલીફા હતા. હી. સ. ૧૦૩૧માં હજજે બૈતુલ્લાહનો શવક ગાલિબ થયો અને કંઈ પણ સરસામાન લીધા વગર પગપાળા હિજાજના પ્રવાસે ઉપડી ગયા. હજજથી ફારિગ થઈને મદીના મુનવ્વરહ તશરીફ લઈ ગયા. તે પછી અંબિયા (અલ.)ના મઝારે મુબારકોની ઝિયારતના માટે મિસર અને શામ ગયા અને ત્યાં જ આપનો ઈન્તેકાલ થઈ ગયો.

**૬ મુલ્લા અલી કશ્મી**

આપના વિશે વિગતો મળી શકી નથી.

**૭ ખ્વાજા અબૂલ મકારિમ**

મોટે ભાગે આપ મુલ્લા ઈબ્રાહીમ મુહદ્દિસ માનિકપૂરી છે. આપનો પરિચય ક્રમાંક ૧૮માં આપેલો છે.

**૮ મીર અબ્દુર્રહમાન**

આપ મીર મુહમ્મદ નુઅમાન બદખ્શી, કશ્મી (રહ.)ના પુત્ર હતા. વધુ વિગતો મળી નથી.

**૯ મૌલાના અબ્દુલ કાદિર અંબાલવી**

પરિચય માટે જુઓ પાનું ૧૮૧; ક્રમાંક ૫

**૧૦ હાફિઝ અબ્દુલગફુર**

આપના વિશે વિગતો મળી શકી નથી.

**૧૧ હાજી અબ્દુલ લતીફ ખ્વારઝ્મી**

આપના વિશે વિગતો મળી શકી નથી.

**૧૨ ખ્વાજા અબ્દુલ્લાહ ઉર્ફે ખ્વાજા ખુર્દ (રહ.)**

પરિચય માટે જુઓ પા. ૧૮૩, ક્રમાંક ૧૦

**૧૩ શૈખ અબ્દુલ્લાહ**

આપના વિશે વિગતો મળી શકી નથી.

**૧૪ ખ્વાજા મુહમ્મદ અશરફ કાબુલી**

પરિચય માટે જુઓ પા. ૧૮૪, ક્રમાંક ૧૨

**૧૫ કાઝી અસલમ**

આપ હિરાતમાં પૈદા થયા. કાબુલમાં પરવરિશ મેળવી. શૈખ બેહલૂલ લારીની ખિદમતમાં આરિફાનહ ઉલૂમ મેળવ્યો. પછી

જહાંગીરની ખિદમતમાં પહોંચ્યા. તેણે આપને કાબુલના કાઝી મુકર્રર કર્યા. થોડા સમય પછી પોતાની ખિદમતમાં બોલાવીને ઉર્દૂએ મુઅલ્લાનું કાઝીનું પદ સોંપ્યું. શાહજહાને આપનો રૂપિયામાં તોલ કરાવ્યો. ૭ હઝાર અને પાંચસો રૂપિયા જે એમના વજન જેટલા હતા તે આપને ભેટ આપ્યા. હી. સ. ૧૦૬૧માં લાહોરમાં ઈન્તેકાલ થયો.

## ૧૬ મૌલાના અહમદ દીબની (રહ.)

આપ દેવબંદ, જિલ્લા સહારનપુરના રહેવાસી હતા. અહલે ઈલ્મ અને તરીકતમાંથી હતા. શરૂઆતમાં આપે હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં રહીને જાહેરી ઈલ્મની કિતાબો પઢી હતી. બીજા ઉલમાથી પણ ઈલ્મે દીન હાસિલ કર્યો. તે પછી બુરહાનપુર ચાલ્યા ગયા. ત્યાં શેખ મુઅઝઝમ મુહમ્મદ બિન ફઝ-લુલ્લાહ (રહ.)થી બૈયત કરી અને ઘણો સમય એમની ખિદમતમાં રહીને ખિલાફત હાસિલ કરી.

ત્યાર પછી આપ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)થી બૈયત થયા. હઝરતે આપની રૂહાની તર્બિયત આપના ખલીફા મીર મુહમદ નુઅમાન (રહ.)ને સોંપી. આપ મીર સાહબની ખિદમતમાં બુરહાન-પુરમાં ઘણો લાંબો સમય રહ્યા અને હુઝૂર તેમજ નિસ્બતે ખ્વાજગાને નકશબંદિયહની દોલતથી સરફરાઝ થયા.

તે પછી આપ ફરી પાછા હઝરતની ખિદમત શરીફમાં સરહિંદ શરીફ ગયા અને ઘણો લાંબો સમય ખિદમતમાં રહીને ખિલાફત અને ઈજાઝતથી મુશર્રફ થયા.

આપની સુહબતમાં એટલો ભારે પ્રભાવ હતો કે જે કોઈ આપની ખિદમતમાં હાજર થતો તે ગલબએ જઝબથી બેઈખ્તિયાર થઈને તડપવા લાગતો અને કેટલાક તો બિલકુલ બેહોશ થઈ જતાં અને વળી કેટલાક રુદન, આક્રંદ અને વિલાપ કરવા લાગી જતા. મતલબ કે આપની તવજ્જુહ અને તસર્રૂફમાં અપાર અસર હતી.

ઘણો સમય આપ આગ્રામાં રહ્યા અને તે પછી બંગાળ તશરીફ લઈ ગયા. અસંખ્ય લોકોએ આપથી ફૈઝ હાસિલ કર્યો. ૭૦ વર્ષની ઉંમરે વફાત થઈ અને અકબરાબાદ (આગ્રા)માં દફન થયા.

## ૧૭ ખ્વાજા ઈબ્રાહીમ કુબાદિયાની

તિરમિઝની પાસે આવેલા એક મકામ 'કુબાદિયાન'ના આપ વતની હતા. વિશેષ માહિતી મળી શકી નથી.

## ૧૮ મુલ્લા ઈબ્રાહીમ

'નુઝહતુલ ખ્વાતિર' નામની કિતાબમાં આપનો જે પરિચય આપેલો છે તેનાથી જણાય છે કે મુલ્લા ઈબ્રાહીમ અને ખ્વાજા અબૂલ મકારીમ (નં. ૭) બંને એક જ વ્યક્તિ છે. આપ મોટા ઝાહિદ, મુત્તકી અને પરહેઝગાર આલિમ હતા. ઈલ્મે હદીસ શીખવવામાં મશગૂલ રહેતા હતા. લોકોથી ઓછું મળતા હતા. અકબર બાદશાહના બોલાવવાથી અકબરાબાદ (આગ્રા)ના ઈબાદત ખાનામાં જતા તો રસ્મી તકલ્લુફાત અને બાદશાહી આદાબની પાબંદી કરતા ન હતા અને હંમેશા વાઅઝ અને નસીહત ફરમાવતા.

## ૧૯ કાઝી ઇસ્માઇલ ફરીદાબાદી

આપના વિશે વિગતો મળી શકી નથી.

## ૨૦ મૌલાના ઈસ્હાક

આપ કાઝી મૂસાના પુત્ર હતા. સંદીલહના ફાઝીલ બુઝુર્ગોમાંથી હતા. હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના એક અગ્રેસર ખલીફા બાબા શેખ કરીમુદ્દીન હસન અબ્દાલી (રહ.)થી બૈઅત થયા. બૈઅત થયા પછી ૨૧ દિવસ સુધી સતત ખ્વાબમાં હુઝૂર (સલ.)ની ઝિયારતથી મુશર્રફ થયા. જેથી આપે હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ને એક પત્ર લખ્યો અને એક અલગ કાગળ ઉપર પોતાનો એ ખ્વાબ પણ આ પ્રમાણે લખી જણાવ્યો :

"ફકીર ઈસ્હાક ઈબ્ને કાઝી મૂસા અર્ઝ કરું છું કે હઝરત હાદીએ ઝમાન, કુત્બે દૌરાન, હમારા મખ્દુમ શૈખ અહમદ સરહિંદી સલ્લમહુલ્લાહો તઆલા (ખ્વાબમાં) તશરીફ લાવ્યા. આપની દાઢી સફેદ, પવિત્ર નાક ઊંચુ, રંગ લાલાશ પડતો છે. જાણે મુરાકિબહમાં બેઠેલા છે. જ્યારે હું હાજર થયો તો ઐન મુરાકિબહમાં કલમ ઉઠાવીને આ પ્રમાણે કેટલાક શબ્દો લખીને મને આપ્યા અને મારા પર ખૂબ તેઝ તવજ્જુહ ફરમાવી. એ શબ્દો આ પ્રમાણે છે:

'શૈખ અહમદ સરહિંદીની તરફથી ઈસ્હાક સંદીલીની તરફ: હે ઈસ્હાક! તમે મારા પુત્ર છો અને મારા તમામ રૂમુઝાતે હકીકી અને દકીકીમાં મારા ખલીફા છો. હું મગફૂર છું, તમે અને તમારા મુતવસ્સિલીન (મુરીદો) પણ મગફૂર છો. મારા હબીબ (દોસ્ત) મૌલાના અબ્દુલ કરીમને મારા સલામ કહેશો'.

મૌલાના ઈસ્હાક (રહ.) એ આ ખ્વાબ અલગ લખીને પોતાના પત્ર જોડે રહમઅલી નામના દુરવેશના હાથે હઝરતની ખિદમતમાં મોકલ્યો. રહમઅલી 'તૌહિદે વુજૂદે ખ્યાલી'ના મસ્તીના મકામમાં હતા. મૌલાના ઈસ્હાકે પોતાના પત્રમાં સિફારિશ કરી હતી કે એમને ઊંચ મકામ પર પહોંચાડી આપે.

હઝરતે એ દુરવેશને ઉચ્ચ મકામ પર પહોંચાડી દીધો અને મૌલાના ઈસ્હાક (રહ.)ના પત્રના જવાબમાં આ પત્ર નં. ૭૦ લખીને એ જ દુરવેશના હાથે ફરી પાછો રવાના કર્યો.

**૨૧ ખ્વાજા ઉબૈદુલ્લાહ ઉર્ફે ખ્વાજા કલા (રહ.)**

આપ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના મોટા પુત્ર છે. ૧, રબીઉલ અવ્વલ, હી. સ. ૧૦૧૦માં પૈદા થયા. હઝરત ખ્વાજા સાહબ (રહ.)એ આપનું નામ હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.)ના નામ પર પાડયું.

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના ઈન્તેકાલ વખતે આપની ઉમર માત્ર બે વરસ અને ચાર માસ હતી. એટલે હઝરત ખ્વાજા

બાકી બિલ્લાહ (રહ.)ના ખલીફા હઝરત ખ્વાજા હિસામુદ્દીન (રહ.) એ આપની પરવરીશ કરી.

ઉચ્ચ તાલીમ અને તર્બિયત આપ્યા પછી આપને હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં મોકલ્યા. આપે હઝરતની ખિદમતમાં રહીને ફૈઝ હાસિલ કર્યો અને ઉચ્ચ મકામો હાસિલ કર્યા હઝરતે આપને ખિલાફતથી નવાઝયા.

આપની એક સાહબઝાદીની શાદી હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના સૌથી નાના સાહબઝાદા શાહ મુહમ્મદ યહ્યા (રહ.) જોડે થઈ હતી.

આપ જાહેરી અને બાતિની બ'ને ઉલૂમના આલિમ હતા. આપે કિતાબો પણ ઘણી લખી હતી. ૧૮, જમાદીલ ઉલા, હી.સ. ૧૦૭૩માં આપનો ઈન્તેકાલ થયો. આપનો મઝારે મુબારક હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના મઝારે મુબારકની નજીક, દિલ્હીમાં છે.

## ૨૨ સૂફી કુરબાન જદીદ (રહ.)

આપ પણ હજરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના ખલીફા હતા. વધુ વિગતો જાણવા મળી નથી.

## ૨૩ મૌલાના શૈખ ગુલામ મુહમ્મદ (રહ.)

મોટે ભાગે મૌલાના ગુલામ મુહમ્મદ અમરોહી ઈબ્ને દયાર હુસેની મુરાદ છે. આપ અમરોહામાં પૈદા થયા, ત્યાં જ તર્બિયત મેળવી. પ્રાથમિક તાલીમ પછી દિલ્હી પહોંચ્યા અને બીજા આલીમોથી ઈલ્મ મેળવ્યો. તે પછી હઝરત બાકી બિલ્લાહ (રહ.)ની સુહબત અખ્તિયાર કરીને તરીકતની તાલીમ હાસિલ કરી. ઘણા સારા શાઈર હતા. હી. સ. ૧૦૪૦માં ઈન્તેકાલ થયો.

## ૨૪ ખ્વાજા જમાલુદ્દીન હુસૈન બદખ્શી, કોલાબી (રહ.)

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના ખલીફા તેમ જ હઝરત

મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના પીરભાઈ હઝરત ખ્વાજા મિર્ઝા હિસામુદ્દીન અહમદ ઉર્ફે હઝરત અબરાર (રહ.)ના સાહબ ઝાદહ હઝરત ખ્વાજા જમાલુદ્દીન હુસૈન બદખ્શી કૌલાવી છે.

હઝરત ખ્વાજા હિસામુદ્દીન (રહ.)એ આપને હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં મોકલ્યા હતા. આપે હઝરતથી તર્બિયત હાસિલ કરી હતી.

## ૨૫ ખાન જહાન

પરિચય માટે જુઓ પાનું ૧૮૭, ક્રમાંક ૧૯

## ૨૬ મુલ્લા તાહિર લાહોરી (રહ.)

આપ પણ હઝરતના મહાન ખલીફાઓમાંથી હતા. હઝરતે આપને નકશબંદી, કાદરી અને ચિશ્તી એમ ત્રણે સિલસિલાની ઈજાઝત ઈનાયત ફરમાવીને લાહોર રવાના કર્યા. ત્યાં અસંખ્ય લોકોએ આપથી ફેઝ હાસિલ કર્યો. આપ પોતાના પ્રદેશના 'કુત્બ' હતા.

આપ મહાન આલિમ પણ હતા. હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના સાહબઝાદાઓને આપે તાલીમ આપી હતી. છપ્પન વર્ષની ઉમરે, ૨૦મી મુહર્રમ, હિ. સ. ૧૦૪૦માં લાહોરમાં આપનો ઈન્તેકાલ થયો અને ત્યાં જ દફન થયા.

## ૨૭ મુલ્લા મુહમ્મદ તાહિર બદખ્શી (રહ.)

પરિચય માટે જુઓ પાનું ૧૮૮, ક્રમાંક ૨૭

## ૨૮ કાઝી નસરુલ્લાહ

આપના વિશે વિગતો મળી શકી નથી.

## ૨૯ મીર મુહમ્મદ નુઅમાન બદખ્શી, કશ્મી (રહ.)

પરિચય માટે જુઓ પાનું ૧૮૯, ક્રમાંક ૨૯

### ૩૦ શૈખ નૂર મુહમ્મદ પટની, તિહારી (રહ.)

પરિચય માટે જુઓ પાનું ૧૯૦, ક્રમાંક ૩૦

### ૩૧ શૈખ નૂરુલ હક (રહ.)

આપ હઝરત શૈખ અબ્દુલ હક મુહદ્દિસ દહેલ્વી (રહ.)ના સાહબઝાદા હતા. ઘણા મોટા આલિમ અને ફકીહ હતા. પોતાના પિતા પાસેથી જાહેરી ઉલૂમમાં પરિપૂર્ણ થઈને સિલસિલએ કાદિરીય્યહમાં પોતાના પિતાથી જ મુરીદ થઈને સુલૂક પૂર્ણ કર્યા પછી ખિલાફતથી મુશર્રફ થયા.

તે પછી હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ મુજદ્દિદી (રહ.)ની ખિદમતમાં હાજર થઈને નકશબંદી, મુજદ્દિદી સિલસિલામાં દાખલ થયા અને ઘણાં ઉચ્ચ મકામો હાસિલ કર્યા.

શાહ જહાનના જમાનામાં અકબરાબાદ (આગ્રા)ના કાઝી નિમાયા. ઘણા મોટા લેખક પણ હતા. હિ. સ. ૧૦૮૩માં નેવું વર્ષની ઉંમરે, દિલ્હીમાં ઇન્તેકાલ થયો.

### ૩૨ મૌલાના બદરુદ્દીન સરહિંદી (રહ.)

પરિચય માટે જુઓ પાનું ૧૯૧, ક્રમાંક ૩૫

### ૩૩ શૈખ બદીઉદ્દીન સહારનપૂરી (રહ.)

પરિચય માટે જુઓ પાનું ૧૯૧, ક્રમાંક ૩૬

### ૩૪ મુલ્લા મકસૂદઅલી તબ્રેઝી

આપના વિશે વિગતો મળી શકી નથી.

### ૩૫ મીર મનસૂર

જહાંગીર જ્યારે મહાબતખાનની નજરકેદમાં હતો ત્યારે મીર મનસૂર બદખ્શીએ જહાંગીરને તુર્કી ભાષામાં કહ્યું હતું કે અત્યારે યાતનાઓ સહન કરવાનો સમય છે.

વિશેષ વિગતો મળી નથી.

### ૩૬ મમરીઝ ખાન અફઘાન

મમરીઝખાન બિન ઈસાખાન નિયાઝી, ખાન જહાનનો મિત્ર હતો. ઊંચા હોદ્દા ઉપર નિયુક્ત હતો. શાહ જહાનના શાસનમાં, હિ. સ. ૧૦૪૦માં જ્યારે ખાન જહાન લોદી, બળવો કરીને ધોલપૂર તરફ ભાગી ગયો ત્યારે એમના સાથીઓ અને સહાયકોએ શાહી સેનાનો મુકાબલો કર્યો જેમાં મમરીઝખાન માર્યો ગયો.

### ૩૭ ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)

પરિચય માટે જુઓ પાનું ૧૯૨, ક્રમાંક ૩૯

### ૩૮ મિર્ઝા મિનોચહર

મિર્ઝા મિનોચહર બિન મિર્ઝા ઈરજ શાહનવાઝ ખાન બિન અબ્દુર્રહીમ ખાન, ખીર્મખાની ખાનદાનની યાદગાર છે. જહાંગીરે એમને 'મિર્ઝા ખાન'નો ખિતાબ અને ઉચ્ચ પદથી નવાઝયા હતા. હિ. સ. ૧૦૮૩માં ઈન્તેકાલ થયો.

### ૩૯ મુહમ્મદ મુકીમ કસૂરી

મુહમ્મદ મુકીમ કસૂરી પોતાના વાલિદ શાહ અબૂલ મઆલીના ઈન્તેકાલ વખતે નાની વયના હતા. જાહેરી ઉલૂમની તકમીલ પછી મુરશિદની તલાશ માટે લાહોર પહોંચ્યા. ત્યાં 'હયાતુલ મીર ઝિન્દહપીર'ની ખિદમતમાં હાજર થઈને મુરીદ થયા અને ખિલાફત મેળવી. હિ. સ. ૧૦૫૫માં ઈન્તેકાલ થયો.

### ૪૦ મુલ્લા મુહમ્મદ મુરાદ બખ્શી, કશ્મી

પરિચય માટે જુઓ પાનું ૧૯૪, ક્રમાંક ૪૧

### ૪૧ સૈયદ મીર મુહિબ્બુલ્લાહ માણેકપૂરી

પરિચય માટે જુઓ પાનું ૧૯૪, ક્રમાંક ૪૬

### ૪૨ કાઝી મૂસા શુહૈન

આપના વિશે વિગતો મળી નથી.

### ૪૩ મીર મોમિન બલ્ખી

આપના વિશે વિગતો મળી નથી.

### ૪૪ મૌલાના શૈખ મુહમ્મદ મૌદૂદ (રહ.)

આપ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના હકીકી ભાઈ હતા. વધુ વિગતો મળી નથી.

### ૪૫ ખ્વાજા શર્ફુદ્દીન હુસૈન બદખ્શી

પરિચય માટે જુઓ પાનું ૧૯૬, ક્રમાંક ૫૧

### ૪૬ મીર શમ્સુદ્દીનઅલી ખલખાલી

આપના વિશે વિગતો મળી નથી.

### ૪૭ મુલ્લા શમ્સુદ્દીન

આપ હુસૈની સાદાત હતા. કેટલાએ સમય સુધી સંસારથી વૈરાગ્ય ધારણા કરીને પ્રવાસ કરતા રહ્યા. જહાંગીરના અવસાન પછી શાહ જહાનની સેવા સ્વીકારી અને ત્રણ હઝારી પાયદળ તથા ત્રણ હઝારી સવારના સેનાપતિ પદ ઉપર નિયુક્ત થયા. ૧૯, રમઝાન શરીફ, હિ. સ. ૧૦૬૭માં ઈન્તેકાલ થયો.

### ૪૮ મુલ્લા શેર મુહમ્મદ લાહોરી

આપના વિશે વિગતો મળી નથી.

### ૪૯ ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)

પરિચય માટે જુઓ પાનું ૧૯૬, ક્રમાંક ૫૪

### ૫૦ મુલ્લા સફર અહમદ રૂમી (રહ.)

આપ સહીહુન્નસબ સૈયદ હતા. રૂમદેશના મહાન મશાઈખમાંથી હતા. મદીના મુનવ્વરહ ઝિયારત માટે આપ હાજર થયા ત્યારે હુઝૂર સલ્લલાહુ અલૈહિ વસલ્લમે આપને હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં સરહિંદ શરીફ જવાની સૂચના આપી એટલે આપ હિન્દુસ્તાન તરફ રવાના થયા.

હિ. સ. ૧૦૧૨માં આપ લાહોર પહોંચ્યા. હઝરત પણ ત્યારે લાહોરમાં જ હતા. ત્યાં જ આપ હઝરતથી બૈયત થયા. બાતિની સુલૂકની તકમીલ પછી હઝરતે આપને ખિલાફતથી નવાઝયા.

હઝરતે પોતાના પુત્ર ખ્વાજા મુહમ્મદ માસૂમની શાદી મુલ્લા સદ્દર અહમદ રૂમીની નેક પુત્રી જોડે કરી. આમ આપ હઝરતના વેવાઈ થયા. હિ. સ. ૧૦૪૦માં સરહિંદ શરીફમાં આપનો ઈન્તેકાલ થયો.

**૫૧ ખ્વાજા સલાહુદ્દિન અહરારી**

આપના વિશે વિગતો મળી નથી.

**૫૨ મૌલાના મુહમ્મદ સાદિક કશ્મીરી**

પરિચય માટે જુઓ પાનું ૧૯૮, ક્રમાંક ૫૫

**૫૩ મુલ્લા મુહમ્મદ સાલિહ બદખ્શી, કોલાબી (રહ.)**

પરિચય માટે જુઓ પાનું ૧૯૮, ક્રમાંક ૫૭

**૫૪ મુલ્લા મુહમ્મદ સિદ્દીક કશ્મી, બદખ્શી (રહ.)**

પરિચય માટે જુઓ પાનું ૧૯૯, ક્રમાંક ૫૮

**૫૫ મૌલાના સુલતાન સરહિંદી**

આપના વિશે વિગતો મળી નથી.

**૫૬ સુલતાને વકત (જહાંગીર બાદશાહ)**

હઝરત સલીમ ચિસ્તી (રહ.)ની દુઆની બરકતથી, હી. સ. ૯૭૭, ઈ. સ. ૧૫૬૯માં એમનો જન્મ થયો હતો એટલે બાદશાહ અકબરે એમનું નામ 'સલીમ' રાખ્યું હતું. માતાનું નામ જોધાબાઈ હતું. અકબર બાદશાહે એમને ઉચ્ચ કક્ષાની તાલીમ અને તર્બિયત અપાવી.

અકબર બાદશાહના અવસાન બાદ હી. સ. ૧૦૧૪માં તખ્ત-નશીન થયો અને 'નૂરુદ્દીન જહાંગીર' લકબ રાખ્યો. હી. સ. ૧૦૨૦ માં મેહરુન્નીસા જોડે નિકાહ કર્યા અને તેનો લકબ 'નૂર જહાન' રાખ્યો. નૂર જહાન અત્યંત સ્વરૂપવાન અને બુદ્ધિમાન હતી અને બાદશાહ પર એનું ભારે વર્ચસ્વ હતું. બાદશાહના મોટાભાગના હુકમો એની સૂચના પ્રમાણે થતા હતા.

જહાંગીરનો ન્યાય જગમશહૂર છે. જેથી એને જહાંગીરે આદિલ કહેવામાં આવે છે. કેટલીક ગેરસમજોને કારણે એણે હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ને ગ્વાલીયરના કિલ્લામાં કેદ કર્યા હતા પરંતુ ટૂંકમાં જ પોતાની ભૂલ સમજાઈ જતાં આપને કેદમાંથી મુક્ત કરીને ઈન્આમ અને ઈકરામથી નવાઝયા હતા.

હી. સ. ૧૦૩૭, ઈ. સ. ૧૬૨૭માં કાશ્મીરમાં ઈન્તેકાલ થયો અને લાહોર નજીક શાહદરમાં દફન કરવામાં આવ્યા.

### ૫૭ શૈખ હસન બર્કી (રહ.)

પરિચય માટે જુઓ પાનું ૨૦૦, ક્રમાંક ૬૦

### ૫૮ મૌલાના હસન દહેલ્વી, કશ્મીરી (રહ.)

શૈખ હસન કશ્મીરી—બાદમાં દહેલવી, ફઝલ અને બુઝુર્ગીમાં મશહૂર હતા. તરીકતની તકમીલ શૈખ યાય સહનવી (રહ.)થી કરી. તે પછી હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની સુહબતમાં રહીને ફૈઝ હાસિલ કર્યો.

આપ હકાઈક અને મઆરિફમાં મુમતાઝ હતા. હઝરતને ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની ખિદમતમાં લઈ જનાર આપ જ હતા. હિ. સ. ૧૦૫૧માં ઈન્તેકાલ થયો.

### ૫૯ મૌલાના હમીદ અહમદ અજમેરી

આપે હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)થી સુલૂકે બાતિની હાસિલ કરીને ખિલાફત મેળવી હતી. વધુ વિગતો જાણવા મળી નથી.

### ૬૦ મૌલાના મુહમ્મદ હાશિમ કશ્મી, બદખ્શી (રહ.)

પરિચય માટે જુઓ પાનું ૨૦૦, ક્રમાંક ૬૩

### ૬૧ મિર્ઝા હિસામુદ્દીન અહમદ (રહ.)

પરિચય માટે જુઓ પાનું ૨૦૧, ક્રમાંક ૬૫

# આધાર ગ્રંથો

૧ 'અનવારે મા'સૂમિય્યહ'
લેખક : મૌલાના સૈયદ ઝવ્વાર હુસૈન શાહ સાહબ (રહ.)

૨ 'અહસનુત્તકવીમ'
લેખક : હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી (રહ.)

૩ 'ખ્વાજા બાકી બિલ્લાહ ઔર સાહબઝાદગાન વ ખુલ્ફા'
લેખક : મૌલાના નસીમ અહમદ ફરીદી, અમરોહી

૪ 'તજલ્લિયાતે રબ્બાની' ભાગ-૧, ૨
લેખક : મૌલાના નસીમ અહમદ ફરીદી, અમરોહી

૫ 'તઝકિરએ ઈમામે રબ્બાની મુજદ્દિદ અલ્ફેસાની' (રહ.)
સંપાદક : મૌલાના મુહમ્મદ મંઝૂર નુઅમાની

૬ 'હઝરત મુજદ્દિદ અલ્ફેસાની' (રહ.)
લેખક : મૌલાના સૈયદ ઝવ્વાર હુસૈન શાહ સાહબ (રહ.)

૭ 'હઝરાતુલ કુદસ' ભાગ-૨
લેખક : હઝરત મુલ્લા બદરુદ્દીન સરહિંદી (રહ.)
[ખલીફાએ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)]



# પરિશિષ્ટ : ૩

## કેટલીક આંકડાકીય માહિતી

- મક્તૂબાત શરીફના ત્રણે ભાગો મળીને કુલ ૫૩૬ પત્રો છે.
- ત્રણે ભાગો મળીને આશરે ૨૦૦ વ્યક્તિઓના નામે પત્રો છે.
- દરેકના નામે ૧ પત્ર હોય એવી ૯૦ વ્યક્તિઓ છે.
- દરેકના નામે ૨ પત્રો હોય એવી ૩૪ વ્યક્તિઓ છે.
- દરેકના નામે ૩ પત્રો હોય એવી ૧૩ વ્યક્તિઓ છે.
- દરેકના નામે ૪ પત્રો હોય એવી ૯ વ્યક્તિઓ છે.
- દરેકના નામે ૪ કરતાં વધારે પત્રો હોય એવી ૨૮ વ્યક્તિઓ છે. એમનાં નામો અને પત્રોની વિગત નીચે આપી છે.
- ૭ પત્રો ચોક્કસ કોના નામે છે તે જાણી શકાતું નથી.
- ૧૩ પત્રો બબ્બે વ્યક્તિઓના સંયુક્ત નામે છે.
- ૧ પત્ર એક હિંદુના નામે છે.
- સૌથી વધારે (૩૪) પત્રો મીર મુહમ્મદ નુઅમાન બદખ્શી (રહ.)ના નામે છે.
- ૧ પત્ર બાદશાહ જહાંગીરના નામે છે.
- ૫૦ કરતાં પણ વધારે પત્રો જહાંગીરના દરબારીઓના નામે છે.
- દરબારીઓ પૈકી સૌથી વધારે (૨૩)પત્રો સૈયદ ફરીદ બુખારીના નામે છે.

### ચાર કરતાં વધારે પત્રો મેળવનારા

| અનુક્રમ | નામ | ભા.-૧ | ભા.-૨ | ભા -૩ | કુલ પત્રો |
|---|---|---|---|---|---|
| ૧ | અ. રહીમ ખાન ખાનાન | ૧૧ | ૩ | – | ૧૪ |
| ૨ | અ. હય હિસારી (મૌલાના) | ૩ | ૨ | – | ૫ |
| ૩ | અબ્દુલ્લાહ (ખ્વાજા) | ૧ | ૨ | ૨ | ૫ |

| અનુક્રમ | નામ | ભા.-૧ | ભા.-૨ | ભા.-૩ | કુલ પત્રો |
|---|---|---|---|---|---|
| ૪ | અશરફ કાબુલી (મુહમ્મદ) | ૭ | ૧ | ૧ | ૯ |
| ૫ | અહમદ બર્કી (મુલ્લા) | ૪ | ૧ | – | ૫ |
| ૬ | જમાલુદ્દીન હુસૈન બદખ્શી (ખ્વાજા) | ૩ | ૧ | ૨ | ૬ |
| ૭ | તાહિર બદખ્શી (મુલ્લા મુહમ્મદ) | ૫ | ૩ | ૩ | ૧૧ |
| ૮ | તાહિર લાહોરી (મુલ્લા મુહમ્મદ) | ૩ | – | ૨ | ૫ |
| ૯ | નૂઅમાન બદખ્શી (મીર મુહમ્મદ) | ૧૬ | ૩ | ૧૫ | ૩૪ |
| ૧૦ | નૂર મુહમ્મદ પટણી, તિહારી (શૈખ) | ૨ | ૨ | ૨ | ૬ |
| ૧૧ | ફરીદ બુખારી (શૈખ) | ૨૩ | – | – | ૨૩ |
| ૧૨ | બદીઉદ્દીન સહારનપૂરી (શૈખ) | ૭ | ૨ | ૧ | ૧૦ |
| ૧૩ | બાકીબિલ્લાહ (હઝરત ખ્વાજા) | ૨૦ | – | – | ૨૦ |
| ૧૪ | મહમૂદ (સૈયદ) | ૪ | ૧ | – | ૫ |
| ૧૫ | મા'સૂમ (ખ્વાજા મુહમ્મદ) | ૩ | ૬ | ૧૮ | ૨૭ |
| ૧૬ | મુહમ્મદ ખૈરી (શૈખ) | ૫ | – | – | ૫ |
| ૧૭ | મુહમ્મદ લાહોરી (મુલ્લા) | ૫ | – | – | ૫ |
| ૧૮ | મુહિબ્બુલ્લાહ માણેકપૂરી (મીર) | ૪ | ૨ | ૪ | ૧૦ |
| ૧૯ | શર્ફુદ્દીનહુસૈન બદખ્શી (ખ્વાજા) | ૩ | ૪ | ૧ | ૮ |
| ૨૦ | સઈદ (ખ્વાજા મુહમ્મદ) | ૩ | ૫ | ૧૫ | ૨૩ |
| ૨૧ | સાદિક (મિયાં મુહમ્મદ) | ૫ | – | – | ૫ |
| ૨૨ | સાદિક કશ્મીરી (મુહમ્મદ) | ૨ | ૨ | ૧ | ૫ |
| ૨૩ | સાલેહ બદખ્શી (મૌલાના મુહમ્મદ) | ૬ | ૧ | ૩ | ૧૦ |
| ૨૪ | સિદ્દીક બદખ્શી (મુલ્લા મુહમ્મદ) | ૧૦ | ૨ | ૧ | ૧૩ |
| ૨૫ | હમીદ બંગાલી (શૈખ) | ૩ | ૨ | – | ૫ |
| ૨૬ | હસન કશ્મીરી, દહેલ્વી (મુલ્લા) | ૪ | – | ૧ | ૫ |
| ૨૭ | હાશિમ કશ્મી, બદખ્શી (મૌ મુહમ્મદ) | ૩ | ૪ | ૭ | ૧૪ |
| ૨૮ | હિશામુદ્દીન અહમદ મિર્ઝા | ૯ | ૩ | ૪ | ૧૬ |



## હવે પછી પ્રગટ થશે

# 'નકશબંદી ઔલિયા'

## ભાગ—૧

સંપાદક : અબ્દુલકાદિર ફાતીવાલા

□

પીરો મુરશિદ હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ નકશબંદી, મુજદ્દિદી, જયપુરી (દા. બ.)ના શજરએ તૈયિબામાં જેમનાં મુબારક નામો છે તે બુઝુર્ગોનો ક્રમવાર જીવન પરિચય કરાવતી ગ્રંથમાળા

□

આશરે ત્રણસો પાનાંના આ પ્રથમ દળદાર ગ્રંથમાં—

૧ હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ
૨ હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિયલ્લાહુ અન્હુ)
૩ હઝરત સલમાન ફારસી (રદિ.)
૪ હઝરત કાસિમ બિન મુહમ્મદ બિન અબૂબક્ર (રહ.)
૫ હઝરત ઈમામ જઅફર સાદિક (રહ.)
૬ હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)
૭ હઝરત અબૂલ હસન ખિર્કાની (રહ.)

ના નૂરાની જીવનની વિગતો, અખ્લાક, આદાત, મુજાહિદા, રિયાઝતો, કરામતો, કશ્ફો, નસીહતો...વગેરે અનેક બાબતોનું આલેખન કરવામાં આવ્યું છે.

□

રસ ધરાવનારા માનવંતા વાચકોને વિનંતી છે કે તેઓ પોતાના તથા એમાં રસ ધરાવનારા મિત્રો-સ્નેહીઓનાં નામ-સરનામાં એક પોસ્ટ કાર્ડ ઉપર 'અંજુમને હિદાયત', ઝાંપા બજાર, પો. ઓ. સામે, સુરત ૩૯૫૦૦૩ને લખી મોકલે. કિતાબ પ્રગટ થતાં દરેકને ટપાલથી જાણ કરીશું. ઈ. અ.

# વેચાણ કેન્દ્રો

૧ 'અંજુમને હિદાયત'
C/o. ગુલામ મુસ્તફાભાઈ કાપડીઆ, 'સત્કાર કાપડ કેન્દ્ર'
ઝાંપા બજાર, પો. ઓ.ની સામે, સુરત ૩૯૫ ૦૦૩

૨ 'કલીમ બુક ડેપો'
ખાસ બજાર, અમદાવાદ

૩ 'કાલુપુર ન્યુઝ પેપર સ્ટોલ'
કાલુપુર, અમદાવાદ

૪ 'હિદાયત સ્ટોર'
મોટા ઘાંચીવાડ, વલસાડ ૩૯૬ ૦૦૧

૫ 'નફીસ કિતાબ ઘર'
(મૌ. મૂસા ખાનપૂરી સા.; પેશ ઈમામ, એસ. ટી. ડેપો મસ્જિદ)
કલ્યાણ બાગની સામે, સમીરા હોટલની ગલીમાં, વલસાડ

૬ 'કિતાબીસ્તાન'
મુહમ્મદ અલી રોડ, મિનારા મસ્જિદની સામે,
મુંબઈ ૪૦૦ ૦૦૩ (ફોન : ૩૩૦૧૩૪)

૭ **Mr. M. M. Ghari**
149, Mere Road,
LEICESTER, (U.K.) LE. 55 GQ.



વિશેષ માહિતી અને વેપારી પૂછપરછ માટે તથા ટપાલથી કિતાબો મંગાવવા માટે 'અંજુમને હિદાયત'ને જ લખો.

'અંજુમને હિદાયત'માં માત્ર 'જામેઆ હિદાયત'નાં જ પ્રકાશનો મળે છે તેની ખાસ નોંધ લેવા વિનંતી છે.